અર્ધા સૈકાથી વિવિધ વિષયોનું વાચન પૂરું પાડતી માળા

# 'વિવિધ ગ્રંથમાળા'નો પૃષ્ઠમેળ

'વિવિધ ગ્રંથમાળા'ના જુલાઈ ૧૯૬૧થી જૂન ૧૯૬૨ સુધીના પૂરા થતા, ૫૦મા વર્ષમાં ગ્રાહકોને જે પુસ્તકો મોકલાવ્યાં છે, તેનો પૃષ્ઠમેળ નીચે મુજબ છે:

| નામ | લેખક | પૃષ્ઠ | મૂલ્ય | ટ. ખ. |
|---|---|---|---|---|
| ૧ ત્રણ વરદાન | ચુનીલાલ વર્ધમાન શાહ | ૨૧૮ | ૨.૦૦ | ૦.૫૦ |
| ૨ પંચાંગ ૨૦૧૮નું | હિંમતરામ જાની | ૧૧૨ | ૦.૬૫ | ૦.૨૫ |
| ૩ અધ્યાત્મ વાર્તાલાપ ૨-૧ | જ્ઞાનયોગી ચંદુભાઈ | ૩૮૨ | ૪.૦૦ | ૦.૫૦ |
| ૪ સ્વામી રામતીર્થ (સંક્ષિપ્ત ચરિત્ર) | | ૧૨૮ | ૧.૬૦ | ૦.૨૦ |
| ૫ દયાસાગરને બીજી વાતો | હરજીવન દેસાઈ | ૧૯૮ | ૧.૨૫ | ૦.૨૦ |
| ૬ સુભાષિત રત્નમાળા | | ૯૬ | ૦.૧૦ | ૦.૧૫ |
| ૭ વૃદ્ધજી ભટ્ટની વાણી | પ્રો. મનુભાઈ મજમુદાર | ૪૩૨ | ૩.૦૦ | ૦.૫૦ |
| | | ૧૫૬૬ | ૧૨.૫૦ | ૨.૩૦ |

ઉપર પ્રમાણે વિવિધ વિષયનાં ૭ પુસ્તકો જેમનું એકંદર મૂલ્ય રૂ. ૧૨-૫૦ તથા ટપાલખર્ચના રૂ. ૨-૩૦ સાથે કુલ રૂ. ૧૪-૮૦ થાય છે, તે માત્ર રૂ. ૭-૫૦માં માળાના ગ્રાહકોને ઘેરબેઠાં મોકલાયા છે.

ઉત્તમ વાચન પૂરું પાડનારી ગુજરાતની સૌથી જૂની—અરધા સૈકાથી ચાલતી આ ગ્રંથમાળા ઘણી ઓછી કિંમતે

ગ્રાહકોને પુસ્તકો પૂરા પાડે છે, કેમ કે વાર્ષિક લવાજમના રૂા. ૭૫૦માંથી ગ્રાહકદીઠ ટપાલખર્ચ (વી. પી. રજિસ્ટ્રેશનખર્ચ સાથે) સુમારે રૂા ૨ ૮૦ જતા બાકી રહેતા માત્ર રૂા ૪ ૭૦ ના મૂલ્યમાં ૫"×૭॥" ના કદના સુમારે ૧૫૦૦ પાનાનું વાચન આ માળામાં મળે છે સારુ વાચન સસ્તા મૂલ્યે પ્રજાને મળે એ ઉદ્દેશને લીધે ઘણી મોંઘવારી હોવા છતા લવાજમમા કઈ વધારો કરવામા આવ્યો નથી

આથી સસ્તા મૂલ્યે ઉત્તમ વાચન મેળવવા ઈચ્છનારે આ માળાના ગ્રાહક થવું કેટલુ જરૂરી છે, તે ઉપરની હકીકત ઉપરથી સમજાશે

આશા છે કે આપ નવા વર્ષના ગ્રાહક તરીકે ચાલુ રહેશો અને આપના સબધીઓને તથા મિત્રવર્ગને ઉપરની હકીકતથી માહિતગાર કરી આ માળાના ગ્રાહક થવા પ્રેરશો

વ્યવસ્થાપક

# નિવેદન

'વલ્લભ ભટ્ટની વાણી 'ના આ પુસ્તકમાં મુખ્યત્વે દેવીની ઉપાસના, દેવીના ગુણવર્ણન છે. નવરાત્રમાં ગવાતા દેવીના જાણીતા ગરબા ઉપરાંત પદ-કીર્તનો પણ છે. એથી આ પુસ્તકમાની સામગ્રી અંબા, બહુચર વગેરે શક્તિના પ્રતીકોના ઉપાસકોને અથવા દેવીભક્તોને વિશેષ આનંદજનક અને ઉપયોગી થશે

વલ્લભ ભટ્ટના ઘણા ગરબાઓ, ભજનો, પદ-કીર્તનો ખૂબ જ લોકપ્રિય બનેલાં છે છૂટા-છવાયા પડેલા આ બધા કવનોને સંપાદકે શ્રમપૂર્વક એકત્ર કરી યોગ્ય લાગ્યું ત્યા સુધારીને આપ્યા છે.

ગરબો એ ગુજરાતની એક આગવી વિશિષ્ટતા છે એમા સંગીત, ડોલન અને નર્તન-માધુર્યના આ ત્રિવિધ ઉપકરણોની સાથે રસ, ઉલ્લાસ અને આનંદનો ત્રિવેણીસંગમ થાય છે, એમ કહી શકાય. ગરબાની આ અનોખી પદ્ધતિ ગુજરાતમા જ જોવા મળે છે.

ગરબામા દેવીનું કે કોઈ પણ ઇષ્ટ દેવતાનું લક્ષ્ય હોય છે. તેના પ્રત્યે તન્મયતાપૂર્વક, એકાકારતાપૂર્વક ઉપાસનાના ભાવથી ઇષ્ટ દેવતાના પ્રભાવ અને ગુણમહિમાનું વર્ણન ગવાય છે. આ રીતે ગવાતો ગરબો એ ગુજરાતના લોકજીવનની રસસિદ્ધિના એક શિખરરૂપ ગણાય.

મીરા, નરસિંહ, અખો, પ્રેમાનંદ, શામળ, પ્રીતમ, દયારામ, છોટમ વગેરે પ્રાચીન કવિઓની રચનાઓના પુસ્તકો આ સંસ્થા તરફથી પ્રસિદ્ધ થયેલા છે. તેમા આ પુસ્તકથી એકનો ઉમેરો થાય છે.

આ પછીના પાનામા આપેલી સંપાદકની અભ્યાસપૂર્ણ પ્રસ્તાવના તરફ વાચકબંધુઓનુ ધ્યાન દોરવામા આવે છે.

વલ્લભ વિદ્યાનગર
તા ૧૫-૮-'૬૨

સસ્તુ સાહિત્ય મુદ્રણાલય ટ્રસ્ટના ટ્રસ્ટીઓ વતી
**એચ. એમ. પટેલ** (પ્રમુખ)

# અનુક્રમ

સંપાદકીય ... ... ... ૬
પ્રસ્તાવના : ... ... ... ૧૦–૬૨
[૧] કવિ-પરિચય ... ... ૧૦
[૨] કવિ-વાણી નો પરિચય ... ૨૧
[૩] બાલા–બહુચરા–માહાત્મ્ય ... ૩૧
[૪] ગુજરાતમાં શક્તિ-ઉપાસના ૪૩
૧ પદ-કીર્તન ... ... ... ૧–૭૪
૨ ગરબી ... ... ... ૭૫–૮૯
૩ આરાધનાનાં પદો ... ... ૯૧–૧૦૬
૪ શાક્ત-સિદ્ધાંતના ગરબા ... ૧૦૭–૧૫૮
૫ અંબાજીના ગરબા ... ... ૧૫૯–૧૮૨
૬ કાલિકાના ગરબા ... ... ૧૮૩–૨૨૮
૭ બહુચરાજીના ગરબા ... ... ૨૨૯–૩૧૦
૮ શ્રીકૃષ્ણલીલાના ગરબા ... ... ૩૧૧–૩૫૨
૯ સામાજિક સંકટના ગરબા ... ૩૫૩–૩૬૫



વિખેરાતાં ભુલાતી જે,
શક્તિ-સ્તોત્રા સરસ્વતીઃ
સંમાર્જિ આદરે અર્પું,
આપને 'વાણી' આપની !

# સંપાદકીય

શ્રી વલ્લભ ભટ્ટ મેવાડાની એકંદર 'વાણી' હજી એક સ્થળે સંગ્રહાઈ નથી. તેમના થોડાક ગરબા અને પદો 'શ્રી ભગવતી કાવ્ય'-માં સને ૧૮૮૯માં, અને 'શક્તિ-ભક્તિ પદમાળા'માં ૧૯૧૦માં, બીજા કવિઓની રચના સાથે પ્રગટ થયાં હતાં. તે પછી 'બૃહત્કાવ્ય-દોહન' ના આઠ ભાગોમાં ત્રુટક રીતે તે છપાયાં છે. ગુજરાતી સાહિત્ય-ના અભ્યાસીઓ, વલ્લભ ભટ્ટને મુખ્યત્વે વપના કજોડાનો 'ગોરમાનો ગરબો'ના રચનાર તરીકે, તથા અમદાવાદમાં સંવત ૧૭૮૮,૮૯,૯૦માં દુકાળ, રેલ તથા મહામારી થઈ તે વખતનો 'કળિકાળનો ગરબો' તેના રચનાર તરીકે, વિશેષે કરીને ઓળખે છે: શક્તિમહિમાને ગાનાર 'આનંદનો ગરબો' તથા 'શણુગાર'નો, 'ગાગર'નો વગેરે ગરબા માત્ર કેટલાકને જ પરિચિત છે.

ગુજરાતી સાહિત્યના ઉપલબ્ધ ઇતિહાસોમાં નજર કરતાં આ વસ્તુ સહેજે નજરે પડે છે; અને જણાય છે કે વલ્લભ ભટ્ટના વ્યક્તિત્વ અને કવિત્વ પ્રત્યે સાહિત્યસેવકોની ઉપેક્ષા રહેલી છે. અઢારમા શતકના અખો પ્રેમાનંદ અને શામળ ભટ્ટની ત્રિપુટીમાં મહત્ત્વનું એવું ચોથું નામ વલ્લભ ભટ્ટનું ઉમેરાવા યોગ્ય છે એનો ખ્યાલ વલ્લભ ભટ્ટની સમગ્ર રચનાઓ એક સ્થળે મૂકી શકાય તો જ આવી શકે અને તેમનું મૂલ્યાંકન સુલભ બને. સાંપ્રદાયિક 'દેવી ઉપાસક મંડળ'એ તેમનું કેટલુંક સાહિત્ય છૂટક છૂટક ટિપ્પણ સહિત પ્રગટ કરી, તેમની વલ્લભ ભટ્ટ પ્રત્યેની શ્રદ્ધાભક્તિ વ્યક્ત કરી છે ખરી.

પરંતુ વડોદરામાં સને ૧૯૪૦ માં 'વલ્લભ ધોળાની જયંતી' ઊજવાઈ તે પ્રસંગે 'વલ્લભ ભટ્ટની વાણી'નું શ્રદ્ધેય પ્રકાશન હાથ ધર-

વાની 'જયંતી સમિતિ'ને મારા વ્યાખ્યાનમાં મેં ખાસ વિનતિ કરી હતી. સાથે સાથે 'આનંદના ગરબા'માંથી અનેક ભ્રષ્ટ પાઠ દ્વારા, અર્થનો કેવો અનર્થ થાય છે તેવી પંક્તિઓ પણ મેં ટાંકી બતાવી હતી. કવિની રચનાઓનું સંપાદન કરવાની, મારા મનમાં આ સમયે સૂક્ષ્મ જિજ્ઞાસા થઈ હતી. પછી તો વર્ષો વહી ગયાં.

દરમ્યાન વલ્લભ ભટ્ટને ભક્તિપૂર્વક સંભારનાર એક અભ્યાસીને સંભારતાં આનંદ થાય છે. ૧૯૪૩ માં વડોદરામાં મળેલા 'ગુજરાતી સાહિત્ય સંમેલન'ના પંદરમા અધિવેશન પ્રસંગે પ્રો. ઉપેન્દ્રશર્મા, ત્રિવેદીએ 'જ્ઞાની ભક્ત કવિ વલ્લભ મેવાડોઃ ગરબાનો આદ્ય-દ્રષ્ટા—એક અભ્યાસ'—નામનો રસિક અને અભ્યાસપૂર્ણ નિબંધ વાંચ્યો અને છપાવ્યો હતો.

'નમોવિહાર' નામે સાંપ્રતમાં પ્રગટ થયેલાં પ્રો. રામનારાયણ-ભાઈનાં ગુજરાતી સાહિત્યના ઇતિહાસ સંબંધીનાં સને ૧૯૪૩ પછીનાં રેડિયો—પ્રવચનોમાં, 'વલ્લભ ભટ્ટ અને ગરબા'નો એક લેખ આપણને જોવા મળે છે.

છેક ૧૯૫૮ માં મુંબઈ યુનિવર્સિટીમાંથી એક વિદ્યાર્થી—બહેને 'વલ્લભ ભટ્ટ—એક અધ્યયન': એ નામનો પીએચ. ડી. માટેનો મહા-નિબંધ રજૂ કર્યો: એનો હું 'રેફરી' નિમાયો હતો. ત્યારે વલ્લભ ભટ્ટ પ્રત્યેની મારી પૂજ્ય બુદ્ધિ ફરી જાગ્રત થઈ. થિસિસ લખનારે વલ્લભ ભટ્ટની મુદ્રિત કવિતાનો જ માત્ર આધાર લઈ, અધ્ય-યન રજૂ કર્યું હતું. પદપ્રાહિત્યે તો તેમનામાં રસ ઉત્પન્ન કર્યો જ નહોતો, અને વલ્લભ નામવાળા અનેક કવિઓનો અને તેમની કૃતિ-ઓનો તેમાં શંભુમેળો થયો હતો. પાઠશુદ્ધિ વિચારવાનો તેમને અવ-કાશ જ મળ્યો નહોતો. આ રીતે અધ્યયનમાં કેટલીક ગંભીર ત્રુટિઓ રહી ગઈ હતી.

તે ઉપરથી મને જ આ કાર્ય હાથ પર લેવાની સ્ફુરણા થઈ; અને મેં અનેક હસ્તપ્રતો (૧) ગુજરાત વિદ્યાસભા, અમદાવાદ (૨) ડાહીલક્ષ્મી લાયબ્રેરી, નડિયાદ, (૩) ફાર્બસ સભા, મુંબઈ, (૪) પ્રાચ્યવિદ્યામંદિર, વડોદરા તથા (૫) ભાંડારકર ઓરિયેન્ટલ રિસર્ચ

ઇન્સ્ટિટ્યૂટ પૂનામાંથી મેળવી; અને 'વાણી 'નું સંસ્કરણ આરંભ્યું. મોટા ભાગની હસ્તપ્રતોમાં અનેક પ્રકીર્ણ કૃતિઓ સાથે વલ્લભ ભટ્ટની કોઈક રચના ઉતારેલી પ્રાપ્ત થતી. પરંતુ પૂનામાંથી મળેલી પોથી અંક $\frac{421}{1891-92}$ જેના વેષ્ટન ઉપર 'गर्भावलि, वल्लभाचार्य' એવું નામ લખેલું હતું-તે પોથી મને ખૂબ મૂલ્યવાન જણાઈ.

ડૉ. પીટરસને ગુજરાતમાંથી સને ૧૮૭૧-૭૨માં મુંબઈ સરકારને માટે હસ્તલિખિત ગ્રંથોની શોધ અને સંગ્રહ કરેલાં તે વખતે પ્રાપ્ત થયેલ, આ ચોપડાની જેમ લખેલી, પોથી છે. ઉપરનું નામ વાંચી મને વલ્લભાચાર્યના કોઈ ગ્રંથનો વહેમ ગયો; પરંતુ અંદર જોતાં મારા સાનંદાશ્ચર્ય વચ્ચે એકલા વલ્લભ ભટ્ટના ગરબાઓનો જ આ વિશિષ્ટ સંગ્રહ-જેને Omnibus Volume કહે છે તેવો-પ્રાપ્ત થયો ! એમાં બીજા કોઈ પણ કવિની રચના ઉતારેલી નથી. આમાંથી 'ભામણાં 'નો ગરબો તથા 'રાધામાધવનાં નેણ 'નો ગરબો પહેલી વાર પ્રાપ્ત થયાં છે. સંપાદનમાં આ પોથી પર મેં મુખ્ય આધાર રાખ્યો છે.

સંપાદનનું કાર્ય પૂરું થયું; તે પછી તેના પ્રકાશન અંગે અનેક સાહિત્ય-પ્રકાશક સંસ્થાઓ સાથે સંપર્ક સાધ્યો. આટલું મોટું અને એક જ કવિનું પુસ્તક, ઘણાને વેચાણની દૃષ્ટિએ વૈવિધ્ય વગરનું લાગ્યું; અને તેથી સંપાદન પડયું રહ્યું.

સને ૧૯૬૧-૬૨ની સાલમાં, મિનિસ્ટ્રી ઑફ સાયન્ટિફિક રિસર્ચ એન્ડ કલ્ચરલ એફેર્સ, ન્યુ દિલ્હી તરફથી, પ્રાદેશિક ભાષાઓમાં કરવાનાં પ્રકાશનો માટે ગ્રાન્ટ આપવાનું મંજૂર થયું. વડોદરાની પ્રેમાનંદ સાહિત્ય સભાએ કરેલા નિવેદન પ્રમાણે, પાંચ પ્રકાશનોમાં સમાવિષ્ટ કરેલા 'વલ્લભ ભટ્ટની વાણી 'ના સંપાદનને આ ગ્રાંટનો લાભ મળ્યો

આ ગ્રાંટની, નામની પણ મદદનું ઓઠું લઈને, શ્રી સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલયમાં ગયો અને સંસ્થાએ સૌજન્યપૂર્વક શ્રીપ્રેમાનંદ સાહિત્ય સભા વતીની મારી વિનંતી સ્વીકારી, 'વાણી 'નું પ્રકાશન હાથમાં લીધું. તે માટે એમનો હું અત્યંત ઉપકૃત છું.

આપણી વિદ્યાપીઠોમાં ગુજરાતી ભાષાના બી. એ. ના અભ્યાસક્રમમાં એક મધ્યકાલીન કવિની કૃતિનું અધ્યયન નીમવામાં આવે છે;

તેને અનુસરી 'વલ્લભ ભટ્ટની વાણી'ને એવા અભ્યાસ માટે જ્યારે તક અપાશે ત્યારે વલ્લભ ભટ્ટની કવિતાનો નવેસર અભ્યાસ કરવાની વૃત્તિ વિદ્વાનોમાં જાગ્રત થશે એવી મને શ્રદ્ધા છે.

સંસ્થાએ આ પહેલાં 'પ્રીતમદાસની વાણી' તથા 'અખાની વાણી' પ્રગટ કરેલાં છે; તે શ્રેણીમાં જ આ 'વલ્લભ ભટ્ટની વાણી' વાચકોને પ્રિય બનશે એવી આશા રાખું છું. અહીં 'વાણી' શબ્દનો અર્થ એક વિદ્વાને કર્યો છે, તે જણાવવા તક લઉં છું; સામાન્ય કવિતામાં મુખ્યત્વે ઊર્મિનું પ્રાધાન્ય હોય છે, ત્યારે 'વાણી'માં અનુભવનું–જ્ઞાનનું પ્રાધાન્ય હોય છે. વલ્લભ ભટ્ટની વાણી એવી અનુભવીની વાણી છે. તે સૌને આનંદ આપો.

'ચૈતન્યધામ'
૩૪, પ્રતાપગંજ, વડોદરા–૨.
સં. ૨૦૧૮, શ્રાવણી પૂર્ણિમા

મંજુલાલ મજમુદાર

# પ્રસ્તાવના

## ૧: કવિ–પરિચય

**વલ્લભ ભટ્ટની સાહિત્ય-ઇતિહાસમાં ઉપેક્ષા :**

વિક્રમના અઢારમા શતકમાં, ગુજરાતી સાહિત્યના ત્રણ વિશિષ્ટ પ્રવાહોમાં આગળ પડતા ત્રણ મહાકવિઓ–તત્ત્વજ્ઞાનમાં અખો, પ્રકૃતિ અને મનુષ્યસ્વભાવ આલેખવામાં પ્રેમાનંદ અને અદ્ભુતરસિક અને સામાજિક માનવકથાઓ રચવામાં શામળ ભટ્ટ–એમને આપણે જેટલા ઓળખીએ છીએ તેટલા જ પ્રમાણમાં જગદમ્બાનાં સ્તોત્રો અને ગરબા રચનાર ચોથા મહાકવિ વલ્લભ ભટ્ટને, આપણે ઓળખવાની દરકાર કરી જણાતી નથી.

શ્રી મુનશીના 'Gujarat & Its Literature( First Edition )માંથી પાન ૨૨૫ ઉપર પાદનોંધમાં ગૌણ કવિઓની યાદી ભેગો, "વલ્લભ ભાટ ('ભટ'નું સ્ખલનાથી છપાયેલું રૂપ) (ઈ. સ. ૧૭૦૦): લોકપ્રિય ગરબાના રચનાર"–એટલો એક પંક્તિનો પરિચય મળી શકે છે. અલબત્ત, કવિ નર્મદે 'કવિચરિત્ર'માં અને દી. બા. કૃષ્ણલાલ ઝવેરીએ, ખાસ કરીને કવિના કળિકાળના ગરબાને અને 'કજોડાના ગરબા'ને સંભારીને ખૂબ સમભાવપૂર્વક નોંધ લખી છે; પરંતુ શક્તિસંપ્રદાયના એક પ્રખર સિદ્ધાંતવાદી કવિ તરીકે તેમનો પરિચય કરાવવાનું ત્યાં પણ રહી ગયું છે.

અમદાવાદના શ્રીદેવી–ઉપાસક મંડળ દ્વારા સાક્ષર શ્રી નગીનદાસ સંઘવી અને શ્રી પૂર્ણચંદ્ર શર્મા દ્વારા કવિના કેટલાક ગરબાને વિવરણ, ટિપ્પણ વગેરે સાથે પ્રસિદ્ધ કરી, તેમનો પ્રચાર કરવાનો ઉપક્રમ થયો છે: તેથી વલ્લભ ભટ્ટનું સાહિત્ય વર્તમાન યુગમાં જિજ્ઞાસુઓને પ્રાપ્ત થયું છે તે સાચું.

**વલ્લભ ભટ્ટની વાણીનું શિષ્ટ પ્રકાશન :**

છતાં આ બધા પ્રયત્નો છૂટક છૂટક અને માત્ર ભક્ત–દૃષ્ટિએ ચલાવી લેવાય તેવા ગણવા પડે તેમ છે; કારણ કે ભક્ત સિવાયના,

કેવળ સાહિત્યપ્રેમીઓ અને ધર્મના અભ્યાસીઓને સંતોષે તેવું કવિનું, કવિની આધ્યાત્મિક શક્તિઓનું, કવિની વિવિધ વાણીનું, તેમના જમાનાનું, તેમના પુરોગામીઓનું અને એકંદરે ગુજરાતમાં દક્ષિણ-માર્ગની શક્તિ–ઉપાસનાના ઇતિહાસનું અને તેના સાહિત્યનું આછું રેખાદર્શન થયા વગર, વલ્લભ ભટ્ટની એકંદર કાવ્યશક્તિનું માપ અને મૂલ્ય વાચકોના ધ્યાનમાં આવી શકે તેમ નથી.

આપણે જોયું કે જેમ વેદાંતની પરંપરામાં અખા ભક્ત, આખ્યાન-કાવ્યોની પરંપરામાં પ્રેમાનંદ અને પદ્યાત્મક લોકકથાઓમાં શામળ ભટ્ટ અઢારમા શતકમાં ઝળહળી રહ્યા છે, તેમ શક્તિ–સાહિત્યની પરંપરામાં વલ્લભ ભટ્ટનું સ્થાન એટલું જ ગૌરવભર્યું છે.

વલ્લભ ભટ્ટ માતાજીની ભક્તિ ગાનાર પહેલા ગુજરાતી કવિ છે એમ નથી; પરંતુ એવી ભક્તિ ગાનાર બીજા કવિઓમાં સૌથી મોખરે અને સૌથી પ્રસિદ્ધ કવિ છે; એટલું જ નહિ પરંતુ તેમણે લાંબા વર્ણનાત્મક ગરબાની એક નવી પરંપરા શરૂ કરી હતી. તેમનો શિષ્યવર્ગ અને ભક્તસંપ્રદાય પણ જામી શક્યો હતો, જેમણે ગરબાના સાહિત્યમાં નાનો મોટો ફાળો નોંધાવ્યો છે; પરંતુ કવિની સાચી શક્તિનો પરચો અનુભવવા માટે કવિની વાણીનું શિષ્ટ સંસ્કરણ અને પ્રકાશન ખાસ અગત્યનું હતું તે આજે સુલભ થાય છે.

### ‘વલ્લભ’ નામના ગુજરાતી કવિઓ :

ગુજરાતી સાહિત્યમાં વલ્લભ નામના અનેક કવિઓ થઈ ગયા છે. તેમાંયે ખાસ કરીને વિક્રમના અઢારમા શતકમાં જ એ નામના ઘણા કવિઓ થઈ ગયા છે, એ એક અકસ્માત છે. પ્રેમાનંદના સમકાલીન વલ્લભ, ઔદીચ્ય ટોળક જ્ઞાતિના હતા. તે સુરતમાં બેગમ-પુરામાં કથા કરતા અને ‘સુરતી વલ્લભ’ નામથી ઓળખાય છે. એમણે ‘રેવામાહાત્મ્યનો ગરબો’ સં. ૧૭૪૭મા રચ્યો છે. ‘સુભદ્રાહરણ’ સં. ૧૭૫૮મા અને ભાગવતના ‘દશમ’ સિવાયના બાકીના અગિયારે સ્કંધો સં. ૧૭૬૨ થી ૧૭૬૫ સુધીમાં રચ્યા છે. ‘અનાવિલપુરાણ’ પણ તેમની રચના છે.

બીજા વલ્લભ, એ કહેવાતા પ્રેમાનંદ–સુત વલ્લભ છેઃ જેના

અસ્તિત્વ માટે સૌ શંકાશીલ છે; અને એમનું આખું સર્જન શ્રી છોટાલાલ નરભેરામ ભટ્ટનું છે એમ હવે મનાય છે. એમની કહેવાતી રચનાઓનાં વર્ષ સં. ૧૭૧૦થી ૧૭૮૧ આપ્યાં છે.

ત્રીજા વલ્લભ, તે વલ્લભ ભટ્ટ–મેવાડા બહુચરાના પરમ ભક્ત–જેમનો રચનાકાળ મુખ્યત્વે અઢારમા શતકના ઉત્તરાર્ધમાં જોવામાં આવે છે.

ચોથા વલ્લભ, એક વૈષ્ણવ કવિ છે. જેમનાં પદો 'ધોળ પદસાગર' વગેરેમાં પ્રગટ છે. પુષ્ટિ સંપ્રદાયના વૈષ્ણવોમાં તેમનાં પદોનો નિત્ય પાઠ થાય છે. 'વલ્લભના સ્વામી, રસિક શિરોમણિ'–એવી તેની છાપ હોય છે.

પાંચમા વલ્લભ, 'વલ્લભ વ્યાસ'ના નામથી અમદાવાદમાં મહાભારતની કથાઓ કરનાર ઓગણીસમી સદીના પૂર્વાર્ધમાં થઈ ગયા. તેમના 'વલ્લભ કાવ્ય' નામે બે 'પદ–ગરબીસંગ્રહ' લિથો છાપમાં પ્રગટ છે. તેમનાં પદો કૃષ્ણલીલા સંબંધી છે. 'ગોળી ફોડી, રે ગોળી ફોડી, જુઓ જસોદા ! ગોળી ફોડી' વગેરે પદો એમનાં છે.

છઠ્ઠા વલ્લભનો ઉલ્લેખ કવિ નર્મદ કરે છે, જેમણે 'નરસિંહ મહેતાના પુત્રનો વિવાહ અને નાગરચરિત્ર' લખ્યું છે. (જુઓ 'નર્મગદ્ય,' ૧૮૯૧ની પાંચમી આવૃત્તિ, 'નરસિંહનું ચરિત્ર અને ગુજરાતીઓની સ્થિતિ.')

**વલ્લભ ભટ્ટનો જીવનકાળ :**

જે 'વલ્લભ ભટ્ટની વાણી' અહીં એકઠી કરી છે, તેમના જીવન સંબંધી નિઃશંક કહીએ તેવા પ્રકારનાં સાધનો પ્રાપ્ત નથી. એક તરફ તેરમા વર્ષે સં. ૧૭૦૯માં 'આનંદનો ગરબો' એમણે રચ્યો એમ કહેવાય છે, તો બીજી તરફ જેમાં રચના–સંવતની નોંધ મળે છે તેવો કળિકાળનો સં. ૧૭૯૦નો ગરબો અને ધનુષધારીનો, સં. ૧૭૯૨નો ગરબો–એ રીતે વચમાં એંસી વર્ષનો ગાળો વણનોંધાયેલો રહે છે. ખરું જોતાં આનંદના ગરબામાં 'સંવત શત દશ સાત'ને બદલે 'સંવત શત દશ સાત, નેવું ફાલ્ગુન સુદે મા'–એ 'ભગવતી કાવ્ય'માં છાપેલો પાઠ વધારે યુક્ત જણાય છે; તેથી કવિનો રચનાકાળ અઢારમા

શતકના ઉત્તરાર્ધમાં જ સુસંગત બને છે.

વલ્લભ ભટ્ટજીના વંશજોમાં જે પરંપરાગત માન્યતા ચાલી આવે છે તે પ્રમાણે, તેમનો જન્મ સં. ૧૬૯૬માં અને અવસાન સં. ૧૮૦૭ માં, ૧૧૧ વર્ષનું આયુષ્ય ભોગવીને થયું હતું.

સાક્ષર નગીનદાસ સંઘવી તેમના 'કળિકાળના ગરબા'ના વિવરણમાં 'આનંદનો ગરબો' તેર વર્ષની વયે, કોઈ પરમહંસની કૃપાથી વલ્લભ ભટ્ટે રચ્યો–એમ નોંધે છે; અને વળી બીજો એક પ્રસંગ માગશર માસમાં જ્ઞાતિજનોને રૂસ–રોટલી જમાડ્યાના ચમત્કારનો વર્ષ, માસ અને મિતિ સાથે તેઓ નોંધે છે તે મિતિ સં. ૧૭૩૨ ના માગશર સુદી ૮ છે.–આ બાબત લેખી પુરાવાની અગત્ય આજના જમાનામાં આપણને જણાય છે. વળી સં. ૧૭૫૩માં શ્રીનાથજીનાં દર્શને ગયાનો પણ ચોક્કસ પ્રસંગ એક સ્થળે આમા નોંધાયો છે.

એકંદરે જોતાં, વલ્લભ ભટ્ટનો કવનકાળ અઢારમા શતકના ઉત્તરાર્ધમાં હતો એટલું નિર્વિવાદ છે: અને એક રીતે શામળ ભટ્ટના એ બરાબર સમકાલીન હતા–જીવનમાં તેમ જ સાહિત્ય રચનામાં.

છતાં હજી, કવિની જીવની સંબંધી, શૃંખલાબદ્ધ રીતે ઝીણી ઝીણી વિગતોની ઐતિહાસિકતાને તપાસીને, ચરિત્ર ઉપજાવવાની જરૂર છે: અને તેમ કરતી વખતે, અમુક પરચાઓને, કવિની અદ્ભુત શક્તિના પરિચયની કથાઓને–જુદી પાડીને, ચરિત્રના અંશોને રજૂ કરવાની અગત્ય રહે છે.

## કવિની જ્ઞાતિ :

મુસલમાનોએ ચિતોડ ઉપર આક્રમણ કર્યું ત્યારે ત્યાં વસતા મેવાડા બ્રાહ્મણો ગુજરાતમાં આવ્યા; અને ચરોતર, દસકોસી, બાવન, છને, વાંસવાડા, મોડાસા, માલપરા–એ સાત ભાગોમાં વસ્યા. આથી આ જ્ઞાતિના બ્રાહ્મણોનું મૂળ વતન મેવાડ (રાજસ્થાન) છે; પણ હાલ મૂળ વતન સાથે તેમનો કશો સંબંધ રહ્યો જણાતો નથી. આ જ્ઞાતિના બ્રાહ્મણોમાં ભટ્ટ મેવાડા, ચોરાસી મેવાડા, ત્રિવેદી મેવાડા અને રાહદેશી મેવાડા–એવા મુખ્ય વિભાગો છે. જ્ઞાતિના ઇષ્ટદેવ શ્રી એકલિંગજી મહાદેવ છે. તેમનું મુખ્ય મંદિર ઉદેપુર (મેવાડ) પાસે આવેલું

છે. તેમનો પાટોત્સવ દર વર્ષે ફાગણ વદ ચોદશને દિવસે ઊજવાય છે.
( જુઓ 'ચરોતર સર્વસંગ્રહ' વિભાગ પહેલો, પૃ. ૭૮૪-૯૫૪ )

આ મેવાડમાં જ, ગોકુલ-ગોવર્ધનમાં ઔરંગઝેબના વખતમાં ભારે આક્રમણ થતાં, ત્યાંની શ્રીનાથજીની મૂર્તિ નાથદ્વારમાં પધરાવવામાં આવી. ઉદેપુર પાસેનું આ નવું વૈષ્ણવતીર્થ પછી લોકોમાં પ્રિય થયું. બહુચરીભક્ત વલ્લભ ભટ્ટ 'શ્રીનાથજીનાં દર્શન' કરી આવ્યા હતા. જેનો સુંદર ગરબો તેમણે રચ્યો છે. તે કદાચ તેમની જ્ઞાતિના ઇષ્ટ-દેવ એકલિંગજીની પાસે હોવાથી એ ત્યાં ગયા સંભવે છે.

**જીવન-રેખા :**

રાજનગર-અમદાવાદની પશ્ચિમ તરફમાં વસેલા નવાપુરામાં કવિનો જન્મ સં. ૧૬૯૬ના આસો સુદી ૮—દુર્ગાઅષ્ટમીને દિવસે થયો હતો. ( જુઓ, 'આનંદનો ગરબો,' કડી ૧૧૭-૧૧૮ ) તેમના પિતાનું નામ હરિભટ્ટ : કેટલાંક પદોમાં 'વલ્લભ હરિ' અથવા 'હરિ વલ્લભ' એવી છાપ તેથી જ મળી આવે છે. તેમનાં માતાનું નામ ફૂલકોરબાઈ. બન્ને ધર્મનિષ્ઠ અને પરમેશ્વરીનાં ભક્ત હતાં. હરિભટ્ટના બે મોટા પુત્રો હતા-મૂળજી અને માધવજી; પરંતુ તેઓ ઉછાંછળા હતા, તેથી માબાપને તેમનાથી સંતોષ ન હતો. તેમના ચિત્તમાં, કોઈ ભક્ત-સંત પુત્ર જન્મે એવી ઇચ્છા રહ્યા કરતી. એ ઇચ્છા, વલ્લભ અને ધોળા-એમ બે જોડકાભાઈ જન્મવાથી પાર પડી.

વલ્લભ ભટ્ટને કોઈ પરમહંસની કૃપાથી શક્તિનો બીજ મંત્ર ( ॐ ऐं ह्रीं क्लीं । ). અને કોઈના કહેવા પ્રમાણે નવાર્ણમંત્ર ( ॐ ऐं ह्रीं क्लीं चामुंडायै विच्चे नमः । ), એ નાનપણથી જપતા હતા. તે પરમહંસની કૃપાનો ઉલ્લેખ 'શ્રી ચક્રના ગરબા'માં તેમણે કર્યો છે ( જુઓ, 'વાણી' પૃષ્ઠ ૧૨૧, ૧૨૯ ).

**જીવન-પ્રસંગો :**

કહેવાય છે કે વલ્લભ ભટ્ટ પહેલાં વૈષ્ણવ હતા. એ મેવાડના શ્રીનાથજીનાં દર્શને ગયા, ત્યારે ત્યાં મંદિરમાં તેમનાથી અસાવધપણે ખૂણામાં થૂંકાઈ ગયું. એટલે લોકે તેમનો ફિટકાર કર્યો. તે વખતે તેમણે ધીરજથી કહ્યું, 'હું કાંઈ જાણી જોઈને થૂંક્યો નથી; ને તેમ

કરતાં હોય, માબાપના ખોળામાં છોકરાં કદીક થૂંકે છે, તો તેથી તે કાંઈ આવડાં બધાં રીશે ભરાતાં નથી–'

મંદિરવાળા બોલ્યા, ' મા સહન કરે, પણ બાપ સહન ન કરેઃ ને આ તો શ્રીનાથજી, બાપનું ધામ છે. ' આ ઉપરથી વલ્લભ ભટ્ટે વિચાર્યું કે 'બાપના કરતાં માનું વહાલ વધારે છે, માટે આજથી હવે હું માનો જ ભક્ત બનીશ–' એમ કહીને એ આરૂઢ દેવી ભક્ત બન્યા.

બીજે પ્રસંગે એવું બન્યું કહેવાય છે કે શ્રીનાથજીનાં દર્શન કરવા એ ફરીથી ગયા ત્યારે શ્રીજીએ નાકમાં નથની પહેરી, માજીને સ્વરૂપે તેમને દર્શન આપ્યાં હતાં. તુલસીદાસની અચલ રામભક્તિને મળતો આ પ્રસંગ છેઃ–

' આજ છબિ આછી બની, ભલે ભયે હો નાથ,
તુલસી મસ્તક તબ નમે, ધનુષ–બાન લો હાથ ! '

સાંસારિક દૃષ્ટિએ એમને કુટુમ્બ હતું, સંતાન હતાં; વડનગરમાં સાસરું હતું; પરંતુ એમના પછી એમનો વંશકર કોઈ રહ્યો નહિ. તેમના ભાઈનો વંશ ચાલે છે જે આજે અમદાવાદમાં બહુચરાજીના મંદિરના ' ભટ્ટજી ' તરીકે પૂજા–અર્ચા કરે છે.

વલ્લભ ભટ્ટે પોતાના ઘરના મંદિરમાં રહીને માજીની સેવાપૂજા અને કીર્તનભક્તિ કરી હતી : તેમ વખતોવખત ચુંવાળમાં સલખનપુરની શેરીઓમાં અને બહુચર માતાની આસપાસની પંચતીર્થીની, તથા આરાસુરની અંબિકાની અનેક વખત યાત્રા કરી હોવાનું જણાય છે.

તે ઉપરાંત ચાંપાનેર અને આરાસુરનાં શક્તિ–પીઠોની યાત્રા પણ એમણે કરી હશે એમ તેમના ગરબા ઉપરથી જણાય છે. ભટ્ટજીએ એ તીર્થોના પ્રત્યક્ષ પરિચય દ્વારા જ પોતાના વિવિધ ગરબાની રચના કરી છે એમ નિઃસંશય કહી શકાય.

નરોડામાં 'ધનુષધારી'નું મંદિર સ્થપાયાનો ગરબો રચ્યો છેઃ તે ગામમાં આવેલી વલ્લભાચાર્યની બેઠક જાણીતી છેઃ એ ધ્યાનમાં લેવા જેવું છે કે ગુજરાતનાં એક જ સ્થળમાં માતાજી, બાલકૃષ્ણ અને શિવની તેમ જ હરિહરની ઉપાસના શક્ય બની છે; કારણ કે ગુજરાતીઓ ધર્માન્ધ નથીઃ તેમનામાં સર્વધર્મસમન્વય અને પરમત-

સહિષ્ણુતા સારા પ્રમાણમાં ખીલેલાં છે.

**કવિની દેશ-દાઝ :**

વલ્લભ ભટ્ટના વખતમાં ગુજરાતની અને ગુજરાતીની જે સ્થિતિ હતી તેનું વર્ણન તેમણે 'કળિકાળના ગરબા'માં અસરકારક રીતે કર્યું છે. કવિ નર્મદ 'કવિચરિત્ર' તૈયાર કરતાં સને ૧૮૬૫માં નોંધે છે કે શક્તિ ઉપર ભક્તિ અને દેશની દાઝ-એ બે વિષે ગુજરાતમાં પ્રથમ બોલનાર વલ્લભ ભટ્ટ છે.

'દુર્મતિ દીધી દેશને, હો બહુચરી ! સુમતિ કરાવી તાજ'

× × ×

દશ દિશ દાખ્યું દેશમાં, હો બહુચરી ! વાધ્યો વિષય વિરોધ.

× × ×

આઈ' અમીછ ટો નાંખીએ, હો બહુચરી ! છોરુ ઢોરુ ને ગ્રામ.

× × ×

નેઉવે થકી નારાયણી, હો બહુચરી ! દેશમાં દો નવનિદ્ધ !'

આ પ્રકારની લીટીઓ દ્વારા સાથે સાથે વલ્લભ ભટ્ટનું પુણ્યપ્રકોપથી ઊકળી ઊઠેલું ભક્તહૃદય પણ આપણે પિછાની શકીએ છીએ.

**સામાજિક સંકટના ગરબા :**

આ ગરબો કવિના સમયનું સર્વાંગી ચિત્ર આપનાર દર્પણરૂપ છે. જનસમાજના આચારવિચારમાં પ્રવેશ પામેલી ભ્રષ્ટતા તથા ઊડી ગયેલી દયાભાવના અને દંભપાખંડનું વધી ગયેલું જોર વગેરે દેશની અધોગતિ કરનાર તત્ત્વોથી કવિના મનમાં થઈ આવતી બળતરાના ઉદ્ગારો આ ગરબાની લીટીએ લીટીએ જોઈ શકાય છે. સંવત સત્તરસો સત્તાસીમાં ભારે દુકાળ પડેલો, તથા વય વિના છોકરીઓ માતા થઈ બેસતી તથા કજોડાં વયનાં તથા સંસ્કારનાં થતાં-એવી વાતો પણ સામાજિક ગરબામાં નોંધાઈ છે. 'આઈ ! અમી છાંટો નાખિયે, છોરુ ઢોરુ ને ગ્રામ' એવા શબ્દોમાં કવિએ દેશહિતાર્થ પ્રાર્થના પણ કરેલી છે. સં. ૧૮૯૫માં 'કળિકાળનું વર્ણન' કરનાર કૃષ્ણારામ પણ ભટ્ટ મેવાડા બ્રાહ્મણ હતા, તેમણે 'ગરબા છંદમાં' આ રચના કરી છે.

## વલ્લભ ભટ્ટના પુરોગામીઓ:

દેવી સંબંધી કવિતા કરનાર ગુજરાતી કવિઓમાં, 'રણમલ્લછંદ' રચનાર શ્રીધરનું 'દેવીકવિત્ત' પહેલું છે: ૧૨૦ ચારણી છંદોમાં દેવીનું માહાત્મ્ય 'સપ્તશતી' અથવા 'દુર્ગાદેવીમાહાત્મ્ય'ને આધારે તેમણે રચ્યું છે. તે પછી, કવિ ભાલણનો 'સપ્તશતી' અનુવાદ આવે છે. ભાણદાસકૃત ગરબા અને ગરબીઓ, તથા કવિ પ્રેમાનંદરચિત માર્કંડેયપુરાણાન્તર્ગત 'દેવીચરિત્ર,' તે પછી આવે છે.

અખાભક્તે ભવાનીની પૂજાને પ્રચલિત ભક્તિમાર્ગ તરીકે ગણાવી છે:–

'કોઈ કહે મોટા શિવ દેવ, કોઈ કહે વિષ્ણુ મોટા અહમેવ.
કોઈ કહે આદ્યભવાનીની સદા, બુધ કલ્કીના કરે વાયદા.
જૈન કર્મની સદા દે શીખ, યવન માને કલામે શરીફ.
અખા એ સૌ બાંધે બાકરી, કોઈ ન જુવે પાછો ફરી.'
–'વિભ્રમ અંગ', છપ્પો ૩૮૬.

## વલ્લભ ભટ્ટના સમકાલીનો

વલ્લભ ભટ્ટના સમકાલીન શામળ ભટ્ટે 'વર્ણન કર્યાં–બહુચર તણાં' એમ 'વૈતાલપચીશી'ની ૪થી વાર્તામાં તેમણે લખ્યું છે. તેમણે બહુચરાજીની ઉત્પત્તિ, કુલડીનું અક્ષયપાત્ર અને જાતિની ફેરબદલી સંબંધીનો પ્રસંગ 'કાષ્ઠના ઘોડાની' ૧૬મી વાર્તા (રચનાસંવત ૧૭૮૬)માં ગૂંથી લીધો છે. વળી એમણે 'શિવપુરાણમાહાત્મ્ય'માં લખ્યું છે કે:

"કનૈયો રીઝે કીર્તને, રૂડા છત્રીસે રાગ;
જગદંબને ગરબા ગમે, પ્રાકૃત લાખીણો લાગ."

સંખેડામાં રહીને સં. ૧૭૬૪ માં કૃષ્ણગોપીના ગરબા રચનાર વૈષ્ણવ કવિ રામકૃષ્ણ પણ તેમના સમકાલીન હતા.

## વલ્લભ ભટ્ટના અનુયાયીઓ

જૂનાગઢના નાગર દીવાન રણછોડજી(સં. ૧૮૨૪-૧૮૯૭)નો જન્મ દસેરાને દિવસે થયો હતો. એમણે સં. ૧૮૫૧મા બહુચરાજીની યાત્રા કરી હતી. સં. ૧૮૭૦માં અંબાજી ગયા હતા. એમણે 'ચંડી-
પ

પાઠ'ના તેર અધ્યાયના તેર 'ગરબા' સં. ૧૮૭૮માં રચ્યા છે, જે શ્રી વલ્લભજી હરિદત્ત આચાર્યે પ્રગટ કર્યા હતા.

તેમના પહેલાં, તાંત્રિક ઉપાસક મહિસાના મીઠુ મહારાજે ( સં. ૧૭૯૫માં ) અર્ધનારીશ્વરની ઉપાસના સંબંધી ગુજરાતી કવિતા, પદો, ગરબા વગેરે રચ્યાં છે. એક જનીબાઈએ પણ આ સંપ્રદાયની કવિતા રચી છે. તેમનું સાહિત્ય હજી અપ્રકટ છે.

સં. ૧૯૦૯ માં ૪૯૯ કડીનો 'ચંડિકા ગરબો' ( અપ્રટક ) વડનગરા નાગર દાસમુનિ( નાથ લક્ષ્મીસુત મુનિદાસ )નો રચેલો પ્રાપ્ત થયો છે. આ દાસમુનિનાં બીજાં શક્તિનાં પદો પણ છે એમાં 'બહુચરાજી દાઈનો ઘોડો રચ્યાં તેનો ગરબો' ધ્યાન ખેંચે તેવો છે.

ભટ્ટજીના અનુયાયીઓમાં કડીના સકલેશ્વર, તેમના વંશજ હરગોવન, યદુરામ તથા 'ચંદ' વગેરે દેવીભક્તોના ગરબા લોકપ્રસિદ્ધ છે.

આ રીતે જણાશે કે જુદા જુદા ભક્તિપ્રવાહોની જેમ દેવીભક્તિની *કવિતા પણ સૈકે સૈકે નવપલ્લવિત થતી રહી છે; અને અવિચ્છિન્નપણે* ચાલી આવેલી છે; તેમાં વલ્લભ ભટ્ટ મોખરે ગણવા લાયક છે.

**'વાણીનો વિષય-ફલક'**

વલ્લભ ભટ્ટે લાંબા અને ટૂંકા એવા પુષ્કળ ગરબા રચ્યા છે; તે ઉપરાંત સુંદર રાગરાગણીમા રચેલાં કીર્તનો તેમની કવિતાનું અણમોલું અંગ છે. લાંબા ગરબા મહાદેવીની શક્તિ, શણગાર, શોભા, આનંદ, ભક્તિ અને માહાત્મ્ય વર્ણવનારા છે. પ્રત્યેકના અંતમાં કવિ દેવીની કૃપા યાચે છે. એમના દેવીના ગરબાઓમાં 'શણગાર'નો, 'આનંદ'નો, 'શ્રીચક્ર'નો, 'આરાસુર'નો, 'ગાગર'નો, 'રંગ'નો 'ધનુષધારી'નો વગેરે ખૂબ જાણીતા છે. કવિની ઝડઝમક મનોરંજક છે.

માતાજીની પૂજા ઉપરાત સામાજિક વિષયના અને રાધાકૃષ્ણ સંબંધી પણ તેમણે ગરબા રચ્યા છે; પરંતુ તેનો પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે, માતપૂજા સાથે કાંઈ ને કાંઈ સંબંધ તેમણે જાળવ્યો છે ખરો. ધાર્મિક પાખંડ અને આચારપ્રધાન સમાજ-ધર્મમા અંધશ્રદ્ધાની ટીકા 'કળિકાળના ગરબા'માં તથા 'કજોડાના બે ગરબા'માં ( એકમાં વયનું કજોડું અને બીજામાં સંસ્કારનું કજોડું ) વર્ણવીને

સારી રીતે કરી છે.

રાધાકૃષ્ણના વિષયમાં 'વ્રજવિયોગ, 'કમળાકંથના મહિના', 'સતભામાનું રૂસણું', 'આંખમીંચામણી' વગેરેમાં માતાજીનો સંબંધ કવિ જાળવી શક્યા નથી; પરંતુ કૃષ્ણપૂજા અને દેવીપૂજાના સમન્વય તરીકે એ કૃતિઓ મહત્ત્વની છે. 'कृष्णेन संस्तुता देवी'—એ 'ચંડી-પાઠ'માંના શ્લોક ઉપરથી આ સમભાવ સ્પષ્ટ થાય છે.

'ગરબા' અને 'ગરબી' છ:

કવિના ગરબામાં તાલની, દેખીતી રીતે બહાર તરી આવતી જરૂરિયાત, લખાણને અમુક જાતનું જોમ આપે છે, બદ્ધ સ્વરૂપ આપે છે, સચોટતા વધારે છે; અને તેમાં રહેલી કવિતાની અસર કરવામાં બહુ મદદરૂપ બને છે—અર્થ ન સમજાય, તોપણ તાલનો અને ગીતનો લય એવો મોહક બની રહે છે કે શ્રોતાઓ તે પ્રવાહમાં તણાયા જ જાય છે.

કવિનો 'ગરબા છંદ' એ પિંગળના 'કાવ્ય' અથવા 'રોળા' છંદમાંથી જ નીપજેલો એક પ્રકાર છે. છપ્પાના પૂર્વાર્ધમાં જે ચાર ચરણ આવે છે તે, રોળા અથવા કાવ્ય છંદના હોય છે. તેમાં દરેક ચરણનો પૂર્વાર્ધ એ દોહરાનો ઉત્તરાર્ધ (૧૧ માત્રાનો) હોય છે, ત્યારે ઉત્તરાર્ધમાં ૧૩ માત્રાના ચરણનું સ્વરૂપ યોજાયું લાગે છે.

કૃષ્ણરામ મહારાજ (જેઓ પણ ભટ્ટ મેવાડા જ્ઞાતિના હતા,)—તેમણે સં. ૧૮૭૪ માં આ જ ગરબા છંદમાં 'કળિકાળનું વર્ણન' લખ્યું છે ને અસરકારક બનવાની સિદ્ધિ આ 'ગરબા' છંદની પસંદગીને લીધે પ્રાપ્ત થઈ છે:—

"વાટે વાટે વ્યાસ, થઈને માણ વગાડે;
પાંચે બેઠા પાસ, તેહ તાળિયો પાડે.
ફારશીઓના હરફ, વસ્યા વિપ્રની વાણે;
ગઝલ રેખતા તરફ, ગમતા દીઠા ગાણે.
× × ×
અંબુ વરસે અલ્પ, તે પણ નહીં સુખ માગ્યું;
સત્ય રહ્યું છે સ્વલ્પ, તે પણ જાવા લાગ્યું!"
—વગેરે.

કવિ નર્મદનો, વલ્લભ ભટ્ટ પ્રત્યેનો ભાવ, આ 'ગરબા છંદ'ના મરદાનગીભર્યા સ્વરૂપથી વધ્યો હોવાનું લાગે છે. નર્મદનું 'સુરત માટેનું કરુણગાન' આ તે શા તુજ હાલ, સુરત સોનાની મૂરત ?' —આવા રોળાવૃત્તમાં રેલાયેલું છે.

'વાણી'નું મૂલ્યાંકન:

કવિ નર્મદે ૧૮૬૫માં કવિચરિત્ર લખતી વખતે વલ્લભ ભટ્ટની કવિતાનું મૂલ્યાંકન કર્યું હતું તે સંભારી રાખવા જેવું છે:—

'વલ્લભની ભક્તિ-વિષયની કવિતા જોશથી ઊભરાતી સરળ વાણીમાં સાર્થ અને સાલંકાર શોભે છે. તેનો થડકો વીર રસ-વિષય લખવાનો હોય તેવો છે. [કદાચ ગરબા છંદને ઉદ્દેશીને છેવટનું વાક્ય લખાયું હોય એમ સંભવે છે.] વલ્લભ ભટ્ટની કવિતા સ્પષ્ટાર્થ-વાળી, સરળ ભાષાવતી, ભક્તિના ઉમળકાવાળી અને રસાલંકારથી રઢિયાળી બનેલી છે.'

શ્રી ડાહ્યાભાઈ ધોળાભાઈ પંડિતે 'કવિચરિત્ર'(૧૮૬૯, પૃ. ૭૮-૭૯)માં લખ્યું છે: 'વલ્લભ ભટ્ટની કવિતા, ગરબા, ગરબી, લાવણી અને થોડાક રાગનાં પદમાં છે. એના મોટા ગરબામાં ધનુષધારીના વર્ણનનો, આનંદનો, શણગારનો, કળિકાળનો, ચોસઠ જોગણીનો, બહુચરાજીનો અને કાળિકાનો વગેરે પ્રખ્યાત છે.'

વલ્લભ ભટ્ટનો કાવ્યભંડાર જેટલો મળ્યો છે તેટલો પ્રમાણમાં વિપુલ છે. 'તેમા ચાર લીટીની કાવ્યદીપિકાઓ છે અને ચારસો ઉપરાંત લીટીઓની ભવ્ય દીપમાળ પણ છે.'—(શ્રી ઉપેન્દ્રશર્મા)

નર્મદે વલ્લભ ભટ્ટને 'બીજા વર્ગની પહેલી ટુકડીમાં મૂકવા જોગ' કવિ ગણ્યા છે; અને કવિનો સમગ્ર કાવ્યસંગ્રહ એક સ્થળે પ્રાપ્ય ન હોવાથી ઉપરના મતને જ ઉચ્ચારવાનું બીજા લેખકોને માટે ગતાનુગતિક રીતે સરળ બન્યું છે. શ્રી વિજયરાય વૈદ્ય 'રૂપરેખા'માં તેથી જ લખે છે કે 'વલ્લભના ગરબા, એ મધ્યકાલીન સાહિત્યના, બુટી-નથની જેવા ગૌણ પણ ચિત્તહર અલંકારો છે.' એકંદરે એમનું લખાણ જોરદાર સ્પષ્ટ શબ્દોમાં થયેલું, અસરકારક અને લાગણીઓને હલાવે તેવું છે.

## ૨ : કવિ–વાણીનો પરિચય

**પદ–કીર્તન : કાવ્યસ્વરૂપ :**

એક જ શ્લોક કે કડીમાં આખું કાવ્ય થઈ ગયું હોય, તેને 'મુક્તક' કહે છે. સહૃદયને ચમત્કારક લાગે તેવો એક જ શ્લોક તે 'મુક્તક.' મુક્તક જેમ ટૂંકામાં ટૂંકું પદ્યસ્વરૂપ છે, તેમ એક જ વિચાર કે ઊર્મિ કે પ્રસંગના નિરૂપણ માટે 'પદ' એ ટૂંકું ગેયસ્વરૂપ છે. બહુધા ત્રણ કે ચાર કડી અને ધ્રુવપદવાળાં આ 'પદો' આપણા પ્રાદેશિક ભાષાસાહિત્યનાં અણમૂલ રત્ન છે. મુક્તક અને પદનો સંબંધ ઊર્મિ અથવા લાગણી સાથે છે. 'મુક્તક' એ પાસાદાર ઘન લાગણી છે, ત્યારે 'પદ' તેની સરખામણીમાં પ્રવાહી લાગણી છે.

'પદ'ની ઉત્પત્તિ અને વિકાસમાં આપણાં મંદિરોએ ઘણી પ્રેરણા આપી છે. દર્શન વખતે, પૂજન વખતે તથા વિવિધ સેવાઓને સમયે પદો ગાવાની પદ્ધતિ પ્રચારમાં આવી છે. બહુધા વૈષ્ણવ મંદિરોમાં સમયસમયનાં દર્શન થાય છે, તેમાં ઋતુ અનુસાર તથા ઉત્સવોને અનુરૂપ ભોગસામગ્રી ધરાય છે, તેનાં ખાસ કીર્તનો ગવાય છે. ખાસ કરીને મંગલા, શણગાર, ગ્વાલ, રાજભોગ, ઉત્થાપન, સંધ્યા, શયન વગેરે સમયે પ્રસંગોચિત પદો ગાવાની પ્રણાલિકા વ્રજ ભાષાના 'અષ્ટછાપ' વૈષ્ણવ કવિઓ દ્વારા પ્રચારમા આવેલી છે. એ જ રીતે ઋતુ-ઋતુ પ્રમાણે તથા ખાસ ઉત્સવ પ્રસંગે–જેમ કે હિંડોલનાં, ફાગનાં, વસંત–હોરીનાં, સાવન તથા મલ્હારનાં, કૃષ્ણ–જન્મનાં તથા દિવાળીનાં પદો અને કીર્તનો રચવાની પ્રેરણા ભક્તકવિઓને પ્રાપ્ત થયેલી છે.

આ પદો મંડળીમાં ગવાતા, અને તેથી અનેકને કંઠસ્થ થતાં, અને એ રીતે દેશભરમા પ્રચાર પામતા.

**વલ્લભ ભટ્ટનાં પદ–કીર્તનો :**

કીર્તનોમાં જેમ વિષયનું ઔચિત્ય જોવાતું, તેમ તેના શાસ્ત્રીય રાગનું ઔચિત્ય પણ સચવાતું. જેમ કે મંગલા સમયે જગાડવાનાં પદો માટે ભૈરવ રાગ ઉચિત ગણાય છે. આ બધી કીર્તન–પરંપરાને ધ્યાનમાં રાખીને, વલ્લભ ભટ્ટે ૨૨ રાગમાં દેવીસંબંધી કીર્તનો રચ્યાં છે. તે તેના ક્રમાનુસાર 'વાણી'માં સંગ્રહાયાં છે. સને ૧૮૮૯માં

વડોદરાનિવાસી દામોદર દાજીભાઈએ 'શ્રીમદ્ ભગવતીકાવ્ય' છપાવેલું છે; તેમાં, "પુસ્તકના બે ભાગ કીધા છે. પ્રથમ ભાગ તાલસૂર સાથે ગવાય તેવાં પદ-રાગના અનુક્રમ પ્રમાણે પ્રાતઃકાળથી માંડીને તે બીજા પ્રાતઃકાળ સુધીનાં વખતોવખત ગવાય, તેવી રાગવાર ગોઠવણ કીધી છે: બીજા ભાગમાં, તમામ 'ગરબા' છે. તે સર્વેની રાગવાર જથા કરી, ગોઠવણ કરવામાં આવી છે." આ મુદ્રિત આવૃત્તિ નર્મદાતટ ઉપર વ્યાસક્ષેત્રમાં યોગાનંદ સ્વામી સં. ૧૯૧૩(સને ૧૮૫૭)માં હતા. તેઓ ભગવતીશ્રીની ઉપાસનામાં અહોરાત્ર લીન રહેતા. તેમના શિષ્ય શિનોરનિવાસી વિપ્ર હરજીવન ઉર્ફે દાજી હતા. તેમનો સમાગમ સં. ૧૯૩૯માં દામોદર દાજીભાઈને વડોદરામાં થયેલો. તેમની પ્રેરણાથી તેમણે 'ભગવતી કાવ્ય' છપાવેલું. આમ 'ભગવતી કાવ્ય'ના પરંપરાગત પાઠ વિશ્વસનીય બન્યા છે.

**સ્થૂલ ગરબો :**

ગરબો* ગીતવાચક શબ્દ બન્યો તે પહેલાં કેટકેટલી સાંસ્કૃતિક

---

* "મૂળ 'ગરબો' શબ્દ કાવ્યવાચક નહોતો; પણ પાત્રવાચક હતો; અને છિદ્રવાળા ઘડાને 'ગરબો' કહે છે. આખા ઘડામા છિદ્ર પડાવવાં તેને 'ગરબો કોરાવવો' કહે છે. વલ્લભ ભટ્ટના ગરબા 'માએ સોનાનો ગરબો લીધો: કે રંગમાં રંગતાળી'માં, ગરબાનો નિર્દેશ છે. નવરાતરમા એવો ગરબો માથે લઈ અથવા વચમાં સ્થાપી, કુંડાળું વળી, ગાવાનો રિવાજ અદ્યાપિ છે. તે ઉપરથી દેવીની સ્તુતિ અને પરાક્રમમાં નવરાતરમા ગવાતા કાવ્યોને પણ 'ગરબો' એ સંજ્ઞા મળી જણાય છે. (જુઓ, રણછોડજી દીવાનના 'ચંડીપાઠના ગરબા') પ્રથમ વલ્લભ મેવાડાએ 'ગરબો' લખ્યો. આ ગરબામાંથી ટૂંકી, એકત્રિત રસની 'ગરબી' પ્રગટી.

'ગરબો' શબ્દ હું અને નરસિંહરાવભાઈ જુદી જુદી રીતે વ્યુત્પન્ન કરીએ છીએ. એ કહે છે દીપગર્ભઃ ઘટઃ। એમાથી દીપ પદ છૂટી ગયું, અને गर्भ માંથી 'ગરબો' શબ્દ આવ્યો. હું 'गर्भ' એ શબ્દ ઉપરથી જ એ લઉં છું. गर्भ નો અર્થ 'ઘડો' અથવા 'ઘડું' થાય છે. (જુઓ, માનસોલ્લાસ શ્લોક ૨૦૪૧ : 'गर्भेषु पिहितं धान्यम्।' વગેરે).'

દી. બા. પ્રો. કેશવ હર્ષદ ધ્રુવનો 'પદબંધની કસોટી અને બીજા પ્રશ્નો' નામનો લેખ, 'બુદ્ધિ-પ્રકાશ' ફેબ્રુઆરી ૧૯૨૯.

ભૂમિકા તેણે પસાર કરી તે જાણવું ઘણું રસપ્રદ છે. ચુંવાળમાં આવેલાં બહુચરાજીના અનન્ય ભક્ત વલ્લભ મેવાડાનું એક પદ આ સ્થૂલ ગરબાને વર્ણવે છેઃ—

'રંગતાળી રંગતાળી રે રંગમાં રંગતાળી:
માંહે બત્રીસ બત્રીસ જાળી રે, રંગમાં રંગતાળી.
માથે કનકનો ગરબો લીધો રે, રંગમાં રંગતાળી:
માંહે રત્નનો દીવડો કીધો રે, રંગમાં રંગતાળી.'

'ગરબો કોરાવવો :'

માટીના ઘડામાં જે છિદ્રો પાડવામાં આવે છે તેને 'ગરબો કોરાવવો' કહે છે. × કોરેલા ગરબાની મધ્યમાં દીવો મુકાય છે એટલે ગરબાનાં શત છિદ્રોમાંથી અજવાળાં ઝરી જાય છે, છતાં માંહેલો અખંડ દીવડો હોલવાતો નથીઃ—જાણે પ્રભુનો અખંડ પ્રકાશો નભોદીપ ! નાની કન્યકાઓ નવરાત્રિની પ્રત્યેક સંધ્યાએ માથા પર ઝગહળતા ગરબા ઉપાડીને ગાતી ગાતી ઘેરઘેર ઘૂમે છેઃ

'ગરબડિયો કોરાવો. ગરબે જાળીડાં મેલાવો રે;
ભાર્યની રાણી મ્હારે ગરબે રમવા આવો રે.
'હું તો કેમ આવું ? રાણા, રાતલડી અંધારી રે'—વગેરે.

ગીતવાચક ગરબો :

નવરાત્રિના કલશનો, દીપનાં અખંડ અજવાળાં ઝરતો 'ગરબો' થયો : એ ગરબો વચમાં રાખ્યો, તેમાં કલ્પેલા શક્તિ-સ્વરૂપની પ્રદક્ષિણા સૌભાગ્યવતીઓએ કરી. મધ્યમાં રાખી પૂજેલો ગરબો ભક્તિનો

× સરખાવો, 'માધવાનલ કામકંદલા પ્રબંધ (સં. ૧૫૭૪) અંગ ૭:-

'કાતી માસે કામિની, સહી સમાણી સનેહ ।
ગાવા કારણિ ગરબડી, હિયડઈ પાડઈ નેહ'

તથા, રત્નેશ્વરકૃત 'રાધાકૃષ્ણના બાર માસ' (સં. ૧૭૪૩) :-

'નવરાત્રિ ગરબે રમે, ન ગમે : મારે મન ખેદ :
છેદ પડ્યા ગરબા જશા, મારે મન ત્યમ વેધ :
બાલિકા પૂજે કાલિકા, શમી પૂજે લોક;
વિઠ્ઠલ વિના વિજયા કશી ? મારે મન શોક !'

આવેશ વેધતાં, માથે મૂકી ઘૂમવાની વૃત્તિ જાગી, પોતાની પૂજ્ય વસ્તુને આપણે માથે જ ચઢાવીએ છીએ ને! એટલે પ્રત્યેક સુંદરી પોતાનો ગરબો માથે સ્થાપી ગોળગોળ ઘૂમવા મંડી. પછી ભાવનો આવેશ વધતાં એ આવેશને પ્રગટ કરવાની 'સહજવૃત્તિ' થઈ આવી. એટલે આવેશને પ્રગટ કરવાને સુંદરીના કંઠમાંથી સૂર નીકળ્યા. એ સૂરને ભાષાએ મદદ કરી; પરંતુ તેટલેથી હૃદયનો આવેશ પૂરેપૂરો વ્યક્ત થઈ શકયો નહીં. સંગીત ગાતાં ગાતાં અને ગરબો માથે લઈ ઘૂમતાં ઘૂમતાં હાથ, પગ, નેત્ર, વાણી–બધુંયે નાચવા માંડ્યું: એટલે એ નૃત્યનો–ગરબાના ગીતનો–તાલ, ઘૂમવાની સાથે આપોઆપ ગોઠવાઈ ગયો; અને 'ગરબે રમવાની' આપણી ગુજરાતણોની પ્રિય રમત આમ શોધી કઢાઈ+

વિરાટ ગરબો:

વલ્લભ ભટ્ટે ગરબાની જે વિરાટ કલ્પના આપણને આપી છે એવી ઉજ્જ્વલ અને ભવ્ય કલ્પના, ભાણદાસ સિવાય, બીજે કયાંય પણ વાંચવામાં નથી આવી. આટલા ઉપરથી જ વલ્લભ ભટ્ટને એક મહાકવિ કહેવા જોઈએ. 'ગાગરના ગરબામાં' જે વિરાટ કલ્પના આ કવિએ ગૂંથી છે. તેને હૃદયમા ઉતારવી સહેલ નથી:–

"ગગન મંડલ કરી ગાગરી રે મા, સુંદર સકલ શોભા ભરી રે મા;
આપે ભવાની ઉમંગ શું રે મા, રાસ રમે મધ્ય રંગ શું રે મા.
નવગ્રહોમાં સહુથી વડો રે મા, આદિત્ય અખંડ કર્યો દીવડો રે મા;
જળહળ જ્યોત બિંબ ગોળ–શું રે મા, ઊગ્યો શશી તે કલા સોળ–શું રે મા."

આખા ગગન મંડળની, ખગોળની ગાગર બનાવી, મંહી આદિત્યનો દીવડો પ્રગટાવી, આવો ગરબો માથે મૂકી ઘૂમનારાં વિશ્વમોહની પરમેશ્વરીનું ચિત્ર કયા ચિત્રકારની પીંછી દોરી શકશે?*

+ સૌ. ચૈતન્યબાલા મજમુદાર: 'લલિત કલા અને બીજા સાહિત્ય-લેખો' (૧૯૩૫).

* પ્રો. ઉમાશંકર જોશીની રાત્રિના અધિષ્ઠાતા દેવ તરીકે 'નિશીથ'ની કલ્પના, અહીં સરખાવવા જેવી છે જુઓ 'નિશીથ'નું કાવ્ય, ૧૯૩૯.

**ભાણુદાસની 'ગાગર'ની ગરબી :**

વલ્લભ ભટ્ટ કરતાં 'ગગનમંડળની ગાગર'ની કલ્પના થોડાં વર્ષો અગાઉ આપનાર કવિ ભાણુદાસ થઈ ગયા. 'ગરબો' તથા 'ગરબી' શબ્દનો પ્રાચીનતમ પ્રયોગ આ ભાણુદાસના ગીતમાં મળી આવે છે. વલ્લભ ભટ્ટ મેવાડાએ 'ગાગરનો ગરબો' રચ્યો છે. તેમાંની ગગનમંડળની 'ગાગર'ની ભવ્ય કલ્પનાની પુરોગામી ગીત-રચના આ ભાણુદાસમાં મળે છે.

'ગગનમંડળની ગાગર'ની 'ગરબી'નો રચના-બંધ દોહરાની દેશીનો છે. દોહરાના પૂર્વાર્ધ પછી 'ગુણ ગરબી રે' અને ઉત્તરાર્ધ પછી 'ગાઉં ગુણ ગરબી રે'–એમ ધ્રુવપદ મૂકીને આ ગીત બનેલું છે. એવા દોહરાનાં બે આખાં ચરણની એક ટૂંક બની છે:–

'ગગન-મંડળની ગાગરડી, ગુણ ગરબી રે;
તેણિ રમિ ભવાનો રાસ, ગાઉં ગુણ ગરબી રે.
દિનમણિ સૂર્યદીપક કર્યું, ગુણ ગરબી રે;
માંહિ ચંદ્રતણું પરકાસ, ગાઉં ગુણ ગરબી રે.
પૃથ્વી પાત્ર ત્યાંહાં કોડિયું (ગુણ૦) વાતી પર્વત મેર: (ગાઉં૦)
સાતિ સાગર તેલિ ભર્યું, (ગુણ૦) માંહિ મુગતાફલ ચૂ-ફેર (ગાઉં૦)
આદિશક્તિ અવિગત તણી (ગુણ૦) રમિ રસાલુ રાસ; (ગાઉં૦)"
ચૌદ લોક મોહ પામીઆ (ગુણ૦) ઇમ કહિછિ ભાણુદાસ (ગાઉં૦).

આવા વિરાટ ગરબાને, કલ્પનાની આંખે નિહાળતાં એ અખંડ બ્રહ્માંડનો રાસ આપણે જાણે નીરખી શકીએ છીએ; અને દૂર દૂરથી સંભળાય છે કે :–

**ગરબાના કસબી વલ્લભ ભટ્ટ :**

'લોક લોક ગાજે ગભીર રસ તાળી;
વિરાટ આજ રમણે ચઢ્યો રે લોલ.'

ગરબામાં ખરેખરી આસ્વાદિકતા ઉતારનાર વલ્લભ ભટ્ટે, માથે ગરબો લઈને રમતાં જોગમાયાને જાણે નજરોનજર નિહાળ્યાં ન હોય એમ વર્ણવ્યાં છે; અને માજીના શણગારનું વર્ણન સુંદર ઉપમાઓ

અને શબ્દરચનાઓને લીધે કોઈ મહાનદના પૂર સમી છોળો મારતું, વેગભર્યું અને ધસમસતું એમણે આલેખ્યું છે. એમનો 'શણગારનો ગરબો' ખૂબ રસિક છે. ગરબે રમતાં બહુચરાજી—એમનું વર્ણન વાંચતાં નેત્ર–સમીપ ખડાં થઈ જાય છે!

આમાં, ગુજરાતી કવિએ ગુજરાતણો જે પહેરે છે તે સોળે શણગાર અને પાંચે વસ્ત્ર માજીને સજાવ્યાં છે; કારણ કે જગતની એ જોગમાયા એટલે ગુજરાતણોની આદર્શ ગુજરાતણ. એ વસ્ત્રાભૂષણમાંથી ગુજરાતનું ગ્રામ્ય નારીત્વ મે'કી રહ્યું છે. જેમ જેમ ગરબો વાધે છે તેમ તેમ ગરબાની ગતિ અને શબ્દોની ઝડઝમક પણ વાધે છે:—

'નેણ કાજળ સાર્યાં તે રંગ રોળશું રે લોલ;
મંદ હાસ્ય કરે, મુખ ભર્યાં તંબોલશું રે લોલ.
હડિ હાક આહ આહ, સખિ–સંગમાં રે લોલ;
બાળી બહુચરા કરે, કલ્લોલ રંગમાં રે લોલ.
કરે ગાન તાન, પાનપાત્ર હાથમાં રે લોલ;
ફરે રમક ઝમક ઠમક, સખી સાથમાં રે લોલ.
દંત ઘૂંઘટ ગ્રહી, રમે રસાલીઓ રે લોલ;
એક એક શું દે, હાથોહાથ તાળીઓ રે લોલ.
કેશપાસ કસી, વાળિયા અંબોડલા રે લોલ
ફેર ફૂદડી ફરે, ને લે હંબોડના રે લોલ.
એ અખંડ ખેલ ખેલે, આવી બહુચરી રે લોલ.
ત્રણે દેવ લે, ઓવારણાં ફરી ફરી રે લોલ.'

**ગરબે રમતી ગુજરાતણો:**

'શક્તિનું સત્ર'નો× લેખક લખે છે: 'દીપકના ગાનારા તો ગયા; પણ આજેય હજી ગરબાના દીપક ગાનારીઓ છે—એ ગુજરાત માટે ઓછા ગૌરવની વાત નથી. એ ગરબાધારી બાળાઓ એટલે લોકસંગીતની ગૌરવમૂર્તિઓ! આભના નવલખ તારાને જાણે કબજે કરી, તેમાંથી છિદ્રે છિદ્રે દીપધારા છોડતી, ગગનગોળને માથે ઝુલાવતી

× શ્રી ડાહ્યાભાઈ જાની, 'શક્તિનું સત્ર—નવરાત્ર'–સૌરાષ્ટ્ર પુસ્તક ૬, અંક ૩.

હિલોળતી, ગરવી ગુજરાતની કોડીલી કન્યાઓ જેણે જોઈ નથી તેણે ગુજરાતની અનોખી સંસ્કૃતિનું એક પાસું જ જોયું નથી! ગરબામાં તેજના, હૈયામાં આનંદના અને કંઠમાં ગાનના ફુવારા ફૂટી રહ્યા હોય એવી કુમારીઓ અને કિશોરીઓનાં ટોળાં તો પૃથ્વી પરનાં ગતિમાન નક્ષત્રો જ જોઈ લ્યો! બે પૈસાની માટીમાંથી 'ગરબો' ઘડીને, ખરે પ્રજાપતિ કલાપતિ જ બન્યો ગણાય!'

ગરબે રમવાની ક્રિયા તથા ગરબે રમનારી સુંદરીઓ–એ બંને એકરૂપ થઈ ગયાં, અને બંને માટે 'ગરબો' એમ સંકેત આપણે રૂઢ કરી નાખ્યો. જેમ દીપકભર્યો ગરબો અને તે લઈ ઘૂમનારી સુંદરીઓનું વૃંદ એક જ શબ્દથી ઓળખાવા માંડ્યાં, તેમ એ ગરબે રમનારી સુંદરીઓએ ફરતાં ફરતાં ગાયેલાં ગીત પણ 'ગરબો' નામથી પ્રચાર પામ્યાં. આવા વિકાસ–ક્રમથી પાત્રવાચક 'ગરબો' કાવ્યવાચક બન્યો. પછી તો ગમે તે ગીત ગોળ ફરીને ગાવાને અનુકૂળ પડે તે પણ 'ગરબો' કહેવાયું.

### ગરબા દ્વારા દેવીનું આરાધન :

શક્તિની આરાધના માનવજાતમાં શક્તિ પ્રગટાવવા માટે છે. શક્તિનું પ્રથમ લક્ષણ શૌર્ય એટલે નિર્ભયતા છે; અને એ ભાવ કુદરતી છે. શક્તિના આરાધનમાં 'ગરબા' એ ષોડશોપચારમાંનો નૃત્યગીતનો સંયુક્ત પ્રકાર છે. જેમ બંગાળે દુર્ગાપૂજા, દક્ષિણે ગણેશોત્સવ અને ઉત્તરહિંદે રામલીલાના ઉત્સવો સ્થાપ્યા છે, તેમ પશ્ચિમહિંદના ગુજરાતને નવરાત્રના ગરબાનો ઉત્સવ સંસ્કૃતિના વારસામાં મળ્યો છે.

### ગરબે રમતી વ્રજ–ગોપીઓ :

શરદઋતુમાં નવરાત્રમાં દેવીપૂજનના ગરબા ગવાય છે, તે વિજયાદશમી સુધી ચાલે છે. પછી શ્રીકૃષ્ણની રાસરમણાની શરદપૂનમ આવે છે. એટલે એક ઉત્સવમાં બીજો ઉત્સવ ભળી જાય છે, અને તેનો સુમેળ જામે છે. આમ થવાથી ગરબે રમવાની રમત કૃષ્ણ અને ગોપીઓ પણ અપનાવે છે. 'ગાગરડી'નો ગરબો રચનાર ભાણદાસની

'વેણુ-રાસ'ની ગરબીમાં પણ તેમણે રાસને જ સંભાર્યો છેઃ—

'એક સખી કહે બીજીને, સાંભળ સજની વાત-વેણુ વાજે છે૦
કોટિ કલાધર કાહાનજી, મોરલી ઉપર હાથ-વેણુ વાજે છે૦
જે ગાયે જે સાંભળે, તેહને હોયે વૈકુંઠ વાસ-વેણુ વાજે છે૦
ભાણુદાસ જન જાયે વારણે, જે નિશદિન નીરખું રાસ-વેણુ વાજે છે૦'

**રામકૃષ્ણ કવિના કૃષ્ણ-ગોપીના ગરબા :**

વલ્લભ ભટ્ટના જ સમકાલીન એવા સંખેડાના રામકૃષ્ણ કવિ જેમણે સં. ૧૭૫૭ તથા સં. ૧૭૬૪માં રચનાઓ કરી છે. તેમનો બધો ઝોક કૃષ્ણભક્તિ પ્રત્યે છે. તેમના એક અપ્રસિદ્ધ ગુટકામાંથી વલ્લભ ભટ્ટના 'ગરબા'ને મળતી રચનાઓ અહીં ઉતારી છે :—

'કે ગરબો કોણે રે કોરાવ્યો? કે વ્રજની નાર રે,
કે ગરબો ગોવિંદે કોરાવ્યો, કે હું બલિહાર રે.
કે ગરબો શ્યામજી શિર સોહે, કે વ્રજની નાર રે,
કે ગરબો મોહનજી મન મોહે, કે હું બલિહાર રે.
કે ગરબે મોતીની છે જાળી, કે વ્રજની નાર રે,
કે ગરબે વશ કીધા વનમાળી, કે હું બલિહાર રે.
કે ગરબે ઝમરખ દીવડા ઝળકે, કે વ્રજની નાર રે,
કે ગરબે માધવજી મન લળકે, કે હું બલિહાર રે.
કે ગરબે રામકૃષ્ણ રસ લાગ્યો, કે વ્રજની નાર રે;
કે ગરબે ભવનો ભરમ ભાગ્યો, કે હું બલિહાર રે.'

બીજી રચના લઈએ :—

'વાહાલા મારા ગુણ તમારે ગોવિંદ કે ગરબા કોરિયા રે લોલ;
વાહાલા મારા ઝમરખ દીવડો માંહે કે ધૂનડાં પૂરિયાં રે લોલ.
વાહાલા મારા પેહેરી પચરંગ ભાત, કે ગરબો ઘૂમિયે રે લોલ;
વાહાલા મારા રમતાં રસિક સંગાથ, કે લૂંબાઝૂંબીએ રે લોલ.

વાહાલા મારા ધન ગરબો ગુણભૂપ, કે ગોવિંદે ઘડ્યો રે લોલ;
વાહાલા મારા રામકૃષ્ણ રસરૂપ, કે રમતાં રંગ ચડ્યો રે લોલ.'

વળી જોઈએ :–

'ગોવિંદ શિર લેઈ ગરબડો, ને તાલી દે અંગ વાળી રે;
ત્રિભુવન મોહ પમાડિયું, ને ધન ધન શ્રી વનમાળી રે.
સહિયર સહુ પાયે પડે, ને રાધા રીઝી ધાડી રે;
રામકૃષ્ણ પ્રભુ રસભર્યા, તમો રમવા આવજો દાહાડી રે.'

અને છેલ્લે :–

'કે ગરબે ગિરિવરધરની સાથે, કે રમીએ નવ દહાડા નવરાતે;
કે ખળકે કંકણ ચૂડી હાથે, કે પ્રીતલડીને બાંધી રે;
પરબ્રહ્મ રાયશું જો.

× × ×

કે સંવત સત્તર ચોસઠે સારી, કે ગાયો સંખેડે સુખકારી,
કે રંગડે રામકૃષ્ણ બલિહારી, કે પ્રીતલડીને બાંધી રે;
પરબ્રહ્મ રાયશું જો.'

શોભામાજી(હરિદાસ)ના ગરબા :

નવરાત્રના ગરબા–ઉત્સવને, આસોના અજવાળિયા પખવાડિયા સુધી આવરી લઈને, તેને રાધાકૃષ્ણના રાસ સાથે જોડવાની પ્રવૃત્તિ પુષ્ટિ સંપ્રદાયનાં ગોસ્વામિની શોભામાજી–જેમણે ભાગવતનાં ધોળ પણ રચ્યાં છે–તેમણે નવરાત્રના નિમિત્તે પંદર ગરબા, 'હરિદાસ'નું નામ ધારણ કરીને, રચ્યા છે. માંગરોળના શાસ્ત્રીજી કાશીરામ કરસનજીએ તે પ્રગટ કર્યા છે. તેમાંનો ૧૪મો ગરબો દૃષ્ટાંતરૂપે અહીં ઉતાર્યો છે:

"ગરબે રમવાને શ્યામા સાંચર્યાં રે લોલ, શ્રી વૃષભાન કુમારય જો;
ટોળે મળી સહુ સુંદરી રે લોલ, કુંજ–કુટિરને દ્વાર જો. ગરબે૦
એક ગોરી ને એક સાંવરી રે લોલ, ગ્રહી પરસ્પર બાંહ્ય જો;
ગરબે રમે છે ગહ્વર વનમાં રે લોલ, સુંદર કદમ્બની છાંય જો. ગરબે૦

તાળી પાડે ને ફરે ફેરમાં રે લોલ, ગાય છે અભિનવાં ગીત જો;
મધ્યે શ્રીકૃષ્ણ ઊભા સાંભળે રે લોલ, રસિક રાધાજીનું ચિત્ત જો. ગરબે૦
કંચન ઈંઢોણી, ગરબો રત્નનો રે લોલ, હીરા પન્ના કેરી પાંત જો;
ઝારીમાં ઝગમગે દીવડો રે લોલ, દીસે અનુપમ ભાંત જો. ગરબે૦
ગરબો લઈને ઘૂમે રાધિકા રે લોલ, શોભાતણો નહિ પાર જો;
રમઝમ વાજે રે રૂડા ઘૂઘરા રે લોલ, ઝાંઝરતણો ઝમકાર જો. ગરબે૦
કંચન ચૂડી તે કરે ખળકતી રે લોલ, હૈયે એકાવલ હાર જો;
નવ-સપ્ત આભૂષણ શોભતાં રે લોલ, ઉપર ઘાટડી છે સાર જો. ગરબે૦
રમતાં તે રસ વાધ્યો ઘણો રે લોલ, નીરખે શ્રીવિઠ્ઠલનાથ જો;
કરે ન્યોછાવર પ્રેમ-શું રે લોલ, રાઈ લૂણ લેઈ સાથ જો. ગરબે૦
સેવકજન જે જે તે સમે રે લોલ, જોયા પ્રભુજીના ખ્યાલ જો;
તેને શ્રીવિઠ્ઠલજીએ ઓળખ્યા રે લોલ, કીધા કલિજુગમાં ન્યાલ જો. ગરબે૦
જમુનાજી વહે છે તરંગમાં રે લોલ, શ્રીહરિ કેરી નાર્ય જો;
હરિદાસ પ્રભુ-શોભા જોઈને રે લોલ, તનમન કરીએ બલિહાર જો. ગરબે૦"

**દયારામભાઈનો ગરબો :**

દયારામભાઈના લોક-પ્રસિદ્ધ ગરબામાં, વૃંદાવનના બંસીવટ ચોકમાં ગિરધર ગોવિંદ ગરબો જોવા આવ્યાનો ઉલ્લેખ છે :—

"ગરબે રમવાને ગોરી નીસર્યાં રે લોલ,
રાધિકા રંગીલી અભિરામ: બીજવાસણી રે લોલ,
તાળી દેતાં વાગે ઝાંઝર ઝૂમખાં રે લોલ.
... ... ...
ગરબો જોવાને ગિરધર આવિયા રે લોલ,
મોહ્યા નીરખી શ્યામાનું સ્વરૂપ: બીજવાસણી રે લોલ.
તાળી દેતાં વાગે ઝાંઝર ઝૂમખાં રે લોલ."

દેવી અને કૃષ્ણભક્તિનો આવો સુમેળ ગુજરાતમાં સદીઓજૂનો છે. બહુચરીભક્ત વલ્લભ ભટ્ટે કૃષ્ણભક્તિના ગરબા પણ રચ્યા છે, તેથી કંઈ અસામાન્ય બન્યું છે એમ માનવાની જરૂર નથી.

## ૩ : બાલા–બહુચરા–માહાત્મ્ય

### કુમાર કાર્તિકેય અને કૌમારી શક્તિ :

ગુજરાતમાં સોલંકીયુગ પહેલાં, આશરે પાંચસો વર્ષ પહેલાંથી દક્ષિણમાં ચૌલુકયોનું સમૃદ્ધ રાજ્ય હતું. તે વંશના પ્રાચીન લેખોમાં તેમને 'શક્તિથી પરિપાલિત' અને 'કાર્તિકેયના પૂજક' (स्वामिमहासेनपादानुध्यातानाम् ।) એમ કહ્યા છે. 'કાર્તિકેય–પૂજા દ્રાવિડ દેશમાં વધારે પ્રચલિત છે એ ખરું; પરંતુ ગુજરાતમાંથી પણ ઘણાં શિલ્પો કાર્તિકેયનાં તથા સ્કંદમાતા કૌમારીનાં, ગુપ્ત તથા ઉત્તર–ગુપ્તકાલીન સમયનાં પ્રાપ્ત થયાં છે.

ગુપ્તસમ્રાટ સ્કન્દગુપ્તનું તથા કુમારગુપ્તનું શાસન ગુજરાત પર હતું. તેમના ચાંદીના બે જાતના સિક્કાઓ ગુજરાતમાં પ્રચલિત હતા; જેમાં એક ઉપર કળાયેલ મોર અને બીજા ઉપર પિચ્છકલાપ સંકેલીને બેઠેલા મોરની આકૃતિ આ સિક્કાઓ ઉપર અંકિત કરેલી છે. 'કુમાર' અને 'સ્કંદ' નામ કાર્તિકેયનાં પર્યાય છે. તેથી તેમનું વાહન મોર, સિક્કા ઉપર આપ્યું જણાય છે. આ 'કુમાર'ની શક્તિ ઉપર કેટલીક વખત 'કુક્કુટ' પણ હોય છે.

### કાર્તિકેયનો 'કુક્કુટધ્વજ' :

સ્કન્દે પોતાની 'શક્તિ' (ભાલા)થી મારેલો તારકાસુર ઘડીમાં મોર અને ઘડીમા કૂકડો બની જતો હતો. કાર્તિકેયે મોરને પોતાના પગથી દાબી રાખ્યો અને કૂકડાને પોતાના ભાલાની અણી ઉપર રાખ્યો; આમ મયૂર અને કુક્કુટ બન્ને તેમની સેવામાં પછીથી આવી ગયા. કાર્તિકેય–જેમનું બીજું નામ 'સુબ્રહ્મણ્ય' પણ છે–તેમના सुब्रह्मण्यस्तोत्र માં ધ્વજારોપણનો ઉલ્લેખ કર્યો છે :–

'પ્રતિષ્ઠા દંડની સ્થાપી, કુક્કુટધ્વજ લાવશે;
ને એ દંડતણી ટોચે, ગર્વથી ફરકાવશે.'

ખૂબ શક્તિશાળી માણસ માટે ગુજરાતીમાં 'ખખડધજ' શબ્દ વપરાય છે; તે આ 'કુકુટધ્વજ' ઉપરથી બન્યાનો સંભવ છે.

**'બાલા' અથવા 'બાળી' બહુચરાની વ્યુત્પત્તિ :**

સોલંકીઓની કુલદેવી બાલા–કૌમારી–બહિંચરા હોય એમ સંભવે છે.

વલ્લભ ભટ્ટનાં આરાધ્ય દેવી બહુચરાને 'બાળી બહુચરા' પણ એ કહે છે. ત્યાં 'બાળી' એટલે બાલા, કૌમારી એવો અર્થ ધ્વનિત છે. 'બહુચરા' શબ્દની વ્યુત્પત્તિ અનેક રીતે ઘટાવવામાં આવે છે. જેમ કે बहुचरा અથવા बहुचरी, તેમ જ बर्हिचरा કે बर्हिचरी. बहून् (राक्षसान्) चरति भक्षतीति बहुचरी बहुचरा वा । બહુ રાક્ષસોને ચરી જનારી, તે બહુચરા. માટે જ વલ્લભ ભટ્ટ ગાય છે:–

'મારી માત બહુચરા રે લોલ,
દૈત્ય તેં તો બહુ ચર્યા રે લોલ.'

બીજા શબ્દમાં 'બર્હ' મોરનું પીછું–એના ઉપર બેસીને જે વિહાર કરે છે તે મયૂરવાહના દેવી કૌમારી. ફારસીમાં 'मुर्ग' એટલે પીછાંની કલગીવાળું પક્ષી એમ અર્થ થાય છે. તે ઉપરથી કાળાં પીછાંવાળું स्याहमुर्ग કહેવાય છે, જેને લોકો ભ્રમથી 'શાહમૃગ' કહે છે.

'મરઘો' મરઘડો' मुर्ग ઉપરથી બન્યા છે. બહુચરના વાહનનો ઉલ્લેખ વલ્લભ ભટ્ટ 'આનંદના ગરબા'માં કરે છે :–

'કુક્કુટ કરી આરોહ, કરુણાકર ચાલી મા !'

**શામળ ભટ્ટે કરેલું બહુચરા–વર્ણન :**

શામળ ભટ્ટે 'કાષ્ટના ઘોડાની વાર્તા'–જે તેમની 'બત્રીસ પૂતળીની વાર્તા'માં સોળમી વાર્તા છે (રચના સંવત ૧૭૮૬)–, તેમાં આખા બહુચરાજીના પીઠની સ્થાપનાથી માંડી, કુલડી જેવા અક્ષયપાત્રથી આખું સૈન્ય જમાડ્યાની વાત અને માતાના ચોકમાં ફરતા કૂકડાનું ત્રુક સિપાઈઓએ ભોજન કર્યું. તેમાંના એક બચેલા કૂકડાએ 'કૂકડે–કૂક' કરતાં, સિપાઈનાં પેટ ફાડી બીજા કૂકડા જીવતા થઈને બહાર આવ્યા–એવી આખ્યાયિકા નોંધી છે.

**'નંદબત્રીશી'માં બહુચરનો કૂકડો : કાષ્ઠના ઘોડાની વાર્તા:**

'નંદબત્રીશી'માં લીટી ૯૭૩–૭૪માં તેથી જ 'કોણ કોણ છાનું ન રહે ?'–એ વિષયનાં દૃષ્ટાંતો ગણાવતાં શામળ ભટ્ટ લખે છે કે :–

'મીની–ઉદર ન રહે ખીર, છાનું ન રહે નપુંસકનું નીર;
પારો પડે તેમાં ન રહે ટુકડો, છાનો ન રહે બહુચરનો કૂકડો.' +

**કુક્કુટેશ્વરમાહાત્મ્ય :**

પેટ ફાડીને નીકળેલાં કૂકડાંની આખ્યાયિકા સાથે स्कन्दपुराणમાં કુકકુટેશ્વર મહાદેવનું માહાત્મ્ય આપ્યું છે તે સરખાવવા જેવું છે. 'કહેવાય છે કે કૌશિક નામનો રાજા–જે પૂર્વજન્મમાં શક્તિ મેળવવા માટે કૂકડા ખાતો હતો : તે ઉપરથી કુકકુટરાજ તામ્રચૂડે તેને શાપ દીધો–જેથી બીજા જન્મમાં તે રાતે કૂકડો બનતો, અને દિવસે રાજા રહેતો. આથી તેની રાણી વિશાલાને ખેદ થયો. પછી શાપના અનુગ્રહરૂપે કૌશિકે જાબેશ્વરલિંગની પૂજા કરી. એટલે એ શાપમાંથી મુક્ત થયો; અને ત્યારથી એ મહાદેવ कुक्कुटेश्वर કહેવાયા.–( જુઓ स्वन्दपुराण स्कंध ५, अ. २, श्लोक २१०; તથા જુઓ, શ્રી. ચિત્રાવશાસ્ત્રીનો મરાઠી प्राचीन चरित्रकोष ).

**શ્રીધરનો 'બહુચરના કૂકડા'નો પ્રાચીન ઉલ્લેખ:**

જૂનાગઢના કવિ શ્રીધરકૃત 'રાવણમંદોદરી સંવાદ'( રચના–સંવત ૧૫૬૫)માં બહુચરના કૂકડાનો પ્રાચીન ઉલ્લેખ છે. રાવણ જ્યારે કહે છે કે 'રામસેનાનાં નાનાં માંકડાંને મારો મોટો ભાઈ કુંભકર્ણ એના સાગર જેવા પેટમાં ક્યાંયે સમાવી દેશે!' ત્યારે, મંદોદરી રાવણને કહે છે, 'જેમ વીંછીનાં બચ્ચાં વીંછણનું પેટ ફાડીને બહાર આવે છે, અને જેમ વનરાઈને કાપવા છતાં, એ આડીઅવળી ફાલ્યા કરે છે તેમ, રામસેના પણ ફાલ્યા કરશે.' બીજાં દષ્ટાંત આપીને વળી કહે છે, 'રામસેના તો ( કાયા ) પારાના ટુકડા જેવી છે; તે જેમ પેટમાં ટકી શકતો નથી, અને જેમ બહિચરનો કૂકડો પેટમાં રહી શક્યો નહોતો–તેમ થશે.'

'પારો પેટિ ન રહિ ટૂંકડઉ,
બીજઉ બહિચરનઉ કૂકડઉ!' ( ચોપાઈ ૬૭૮ )

---

+ ભાટચારણોએ નીચેના દૂહામાં આ પ્રસંગ નોંધ્યો છે :–
'કૂકડીઆ ભોજન કીયા, તળિયા તાવા તાય :
તેં બોલાવ્યા બહુચરા! મુંગલ-રા ઘટમાંય.'

**'સપ્તશતી'માં કૌમારીવર્ણન :**

'દુર્ગાપાઠ સપ્તશતી'(અધ્યાય ૧૧, શ્લોક ૧૫)માં કુમાર કાર્તિકેયની કૌમારી શક્તિને સંભારતાં મયૂર અને કુકકુટ બંનેને યાદ કર્યા છે:-

'मयूरकुक्कुटवृते महाशक्तिधरेऽनघे ।
कौमारीरूपसंस्थाने नारायणी नमोऽस्तु ते ॥'

'કાર્તિકેય સ્તોત્ર'માં બીજો એક શ્લોક છે:-

'शक्तिहस्त विरूपाक्षं, शिखिवाह षडाननम् ।
दारुण रिपुरोगघ्नं भावये कुक्कुटध्वजम् ॥'

અહીં 'મયૂરકુકકુટ' જેવા સામાસિક પદને બે રીતે સમજાવાય છે: (૧) મોર અને કૂકડો અથવા (૨) મોરની પેઠે જેને માથે કલગી હોય એવો વિવિધરંગી કૂકડો. સંસ્કૃત કોશમાં मयूरक એટલે 'કૂકડાની કલગી'-A Cock's Comb એમ અર્થ મળે છે. આમ 'મોરકૂકડાના વાહનને જેણે પસંદ કર્યું છે એવી' અથવા 'મોરકૂકડાએ પોતાના સવાર તરીકે પસંદ કરી છે જે શક્તિને-તેવી' એમ અર્થ ઘટાવવામાં આવે છે.

**'કૌમારી' અથવા 'બાલા' શક્તિ :**

સોલંકી રાજાઓનાં અનેક બિરુદોમાં 'તામ્રચૂડધ્વજ' અને 'કુકકુટધ્વજ' એવું નામ મળે છે. દેવસેનાની શ્રી કાર્તિકેય અથવા કુમાર સ્વામીની શક્તિને कौमारी તરીકે વર્ણવી છે; અને તેનો સ્પષ્ટ પરિચય 'कौमारी शिखिवाहना' (સપ્તશતી, અ.૧ શ્લો. ૯) એમ આપ્યો છે. 'બાલા' એ કૌમારી શક્તિનું બીજું નામ છે. એ બિરુદ શ્રી સરસ્વતીનું પણ છે; કારણ કે એ કુમારિકાસ્વરૂપે છે; 'गायत्रीं त्र्यक्षरां बालाम्' વગેરે ધ્યાનના શ્લોકોમાં એ જ ભાવ સૂચિત છે. શ્રીમદ્ ભાગવતના દશમસ્કંધ, અધ્યાય ૪ના પ્રારંભના તેર શ્લોકોમાં શ્રી કૃષ્ણાવતાર થતા પહેલાં, નંદગોપને ઘેર यशोदागर्भसंभवा-બાલારૂપે શ્રી મહામાયાએ અવતાર ધારણ કર્યો હતો, અને કંસને ભોંઠો પાડ્યો હતો-એમ કથા આવે છે.

**વાગ્ભટાલંકારમાં તામ્રચૂડધ્વજનો પ્રયોગ :**

વાગ્ભટ મંત્રી (જન્મ સં. ૧૧૭૯)–તેમણે જયસિંહ સિદ્ધરાજ (જીવનકાળ સં. ૧૧૪૯–૧૧૯૯) સંબંધી એક શ્લોક સંશયાલંકારના ઉદાહરણરૂપે પોતાના વાગ્ભટાલંકાર નામના અલંકાર સાહિત્યના ગ્રંથમાં આપતાં, સિદ્ધરાજનો કુકકુટધ્વજ–તામ્રચૂડધ્વજ (તામ્ર–લાલ, છે ચૂડા–કલગી જેની, એવો કૂકડો–તે તામ્રચૂડ) તેનો ઉલ્લેખ કર્યો છે. (ચતુર્થ પરિચ્છેદ, શ્લોક ૮૧) કર્ણદેવનૃપસૂનુ જયસિંહ દેવ રણાગ્રમાં કેવા દેખાય છે તેના અનેક વિકલ્પ આપીને 'સંશયાલંકાર' કવિએ ઉપજાવ્યો છે :–

इन्द्रः स एष यदि, किं न सहस्रमक्ष्णां? ।
लक्ष्मीपतिर्यदि, कथं न चतुर्भुजोऽसौ? ॥
आः स्यन्दनध्वजधृतोद्धुरताम्रचूडः ।
श्रीकर्णदेवनृपसूनुरयं रणाग्रे ॥

[સિંહદેવગણિની વ્યાખ્યા પ્રમાણે, स्यन्दनस्य रथस्य, ध्वजे धृत उद्धुर उत्कटस्ताम्रचूडः कुक्कुटो येन सः ।]

**સોમેશ્વરદેવની कीर्तिकौमुदीમાં 'કુકકુટધ્વજ'નો ઉલ્લેખ :**

સોલંકીઓ તથા વાઘેલાઓના સમયમાં પણ ચાલુ હતા એવા રાજપુરોહિત સોમેશ્વરદેવે, कीर्तिकौमुदी મહાકાવ્ય, સર્ગ ૨, શ્લોક ૩૫માં સિદ્ધરાજનું વર્ણન કરતાં લખ્યું છે કે :–

जनेन मेने यः स्वामी, कुमार इव 'शक्ति'मान् ।
ताम्रचूडध्वजः सोऽभूत्, किन्तु केकिध्वजः परः ॥

[સ્વામી કુમારવત્ જેને માનિયો શક્તિમાન્* ધજઃ+
તે કુકકુટધ્વજ હતા, આ તો છે મયૂર–ધ્વજ.
રાક્ષસેન્દ્ર બાબરાને બાંધ્યો જેણે સ્મશાનમાં,
તેથી ઠર્યો સિદ્ધરાજ.
–આચાર્ય વલ્લભજી હરિદત્તકૃત સમશ્લોકી અનુવાદ]

* શક્તિમાન્ (૧) શક્તિ–સાંગ, (૨) પરાક્રમ.
+ ધજ–સારો. × કૂકડાના ચિત્રવાળી ધજાવાળા.

**બહુચરાના સ્થાનકનો 'જૈનરાસમાં' ઉલ્લેખ :**

સં. ૧૬૮૭માં ગુણવિજય નામના જૈનયતિએ ડીસામાં રહીને 'કોચર વ્યવહારી રાસ' રચ્યો છે. આ રાસમાં તેમણે સાંભળેલી પ્રાચીન ઐતિહાસિક હકીકતને ગૂંથી છે : એટલે એમાં વર્ણવેલો પ્રસંગ પંદરમા શતકનો છે : કવિ દેપાલે સજ્જનસિંહને બિરદાવ્યાનો તેમાં જ ઉલ્લેખ છે. રચના સત્તરમા શતકની છે. છતાં વલ્લભ ભટ્ટ અને શામળ ભટ્ટ કરતાં, નિદાન સો વર્ષ ઉપરાંતની, આ પ્રાચીન રચના છે.

**'કોચર વ્યવહારી રાસ :**

ચુંવાળમાં આવેલા સલખણપુરનો રહેવાસી એક કોચર નામે વૈશ્ય હતો. 'ચુંવાળ' એ ૪૪૪ ('ચારસયાં ચિઉંઆલીસ ગામ') ગામનો વિભાગ ગણાતો હતો તેનું મુખ્ય ગામ અણહિલપુર પાટણ હતું. (જુઓ, વલ્લભ ભટ્ટ 'પાટણવાડુ માનું પરગણું રે મા, વસિયાં ચુંવાળ ચોક: બાળી મા બહુચરા રે લોલ,' 'વાણી' પૃ. ૮૩). તેનાથી પંદર ગાઉ સલખણપુર+ છે. ત્યાંથી એક ગાઉ છેટે બહિચર ગામ છે. ત્યાં બહુચરાજીનું લોકપ્રસિદ્ધ સ્થાનક છે.

ત્યાં અજ્ઞાની ભિલ્લ લોકો ઘણા જીવોનો વધ કરી, હિંસા કરતા હતા. ત્યાં સ્થાપેલાં દેવીનો પરિચય આપતાં કવિ કહે છે.

'બહિચરનઉ ઉપ્પાણુઉ વડઉ,
ઉદર–થકી વાસઈ કૂકડઉ.'×

---

+ આ ગામનું વર્તમાન નામ 'સનખલપુર' થઈ ગયું છે; અને એ જ નામે વલ્લભ ભટ્ટ પ્રભૃતિ કવિઓ તેનો ઉલ્લેખ કરે છે. સં. ૧૨૮૦ માં રાણી સલક્ષણાદેવીના નામથી તેમના પુત્રે આ ગામ વસાવ્યું કહેવાય છે. આજે એનું 'શંખલપુર' નામ બની ગયું છે.

સં. ૧૨૮૭નાં ભીમદેવ બીજાનાં તામ્રપત્ર મળ્યાં છે. તેમાં વર્ણવ્યું છે કે તેરમા શતકમાં આ એક સમૃદ્ધ 'પુર' હતું. ત્યાં આવેલાં અનલેશ્વર તથા સલખણેશ્વરનાં મંદિરોને એક ગામ દાનમાં આપ્યાનો તેમાં ઉલ્લેખ છે. આ મંદિરો સોલંકી રાણા લૂણપ્રસાદ–જે અજયપાલનો 'રાણક' હતો–તેણે એ બંધાવ્યાં હતાં. (Indian Antiquary VI 201)

× સાધુ સુંદરગણિ રચિત उक्तिरत्नाकर(રચનાસંવત ૧૬૮૦)-માં સંસ્કૃત શબ્દોનાં લોકભાષાનાં સ્વરૂપ આપ્યાં છે. ત્યાં તેમણે कुक्कडउ–कुक्कुट (પૃ. ૧૪) એમ આપ્યું છે.

માતાને નામે જીવોનો વધ થતો જોઈ કોચરને બહુ દુઃખ થતું. તે એક વખત ખંભાત ગયો. ત્યાં પરદેશથી આવેલા શ્રાવક તરીકે, ઉપાશ્રયમાં વ્યાખ્યાન સમયે, તેને આસન આપી આગળ બેસાડ્યો.

ત્યાં સાજણશી કરીને ખંભાતના દંડનાયકનો તેને પરિચય થયો. આ સાજણશી (સજ્જનસિંહ) શત્રુંજય તીર્થોદ્ધારક સમરાશાહ-(સમરસિંહ)નો પુત્ર હતો. વ્યાખ્યાનમાં જીવદયાનો પ્રસંગ આવ્યો. તેનો લાભ લઈ કોચરે બહુચરાજીમાં થતી હિંસાનું વર્ણન કર્યું; અને ખંભાતના હાકેમે પોતે જીવદયા પાળીને બેસી ન રહેતાં બીજા પાસે પળાવવાનો પણ ધર્મ સાચવવો ઘટે છે, એવું કહ્યું.

તે ઉપરથી તે વખતના સુલતાનને કહી, ખંભાતના દંડનાયકે કોચરને સલખણપુરની આસપાસનાં બાર* ગામનો અધિકાર અપાવ્યો. કોચરે વહીવટ સારો ચલાવ્યો. તે ઉપરાંત સલખણપુરના તળાવ ઉપર ચોકીપહેરા મૂકી દીધા; અને માછલાંનું રક્ષણ કરાવ્યું. સરોવરની પાળે અનાજનાં કૂંડાં ભરાવીને મુકાવવું શરૂ કર્યું, પરબડીમાં પાણીની વ્યવસ્થા કરાવી.

કોચરના અમલ દરમ્યાન જીવહિંસા બંધ થઈ—એ આ રાસાનો ટૂંકામાં સાર છે; એટલે ગરબાના પ્રસિદ્ધ કવિ વલ્લભ ભટ્ટના જન્મ પહેલાં પણ બહુચરાજીનું સ્થાનક અને તેનું માહાત્મ્ય સુપરિચિત હતા, એટલું આ રાસ+ બતાવે છે.

**પુરુષાતન-પ્રાપ્તિ માટે બહુચરાનું માહાત્મ્ય:**

શ્રી બહુચરાજીનું માહાત્મ્ય પુરુષાતન પ્રાપ્ત કરાવનારી અમોઘ શક્તિ તરીકે વિશેષ છે. તેથી જ આખી પાવૈયાની સંસ્થા માતાજીની ઓળગ કરે છે; તેનું ઊંડું કારણ એ છે કે, તેમને બીજા જન્મમાં પ્રગટ પુરુષાતન પ્રાપ્ત થાય એવી એમની ઝંખના હોય છે.

જૈન, બૌદ્ધ તથા હિંદુ ધર્મગ્રંથોમાં પ્રતિપાદન કરેલું છે કે, કર્મ પ્રમાણે મનુષ્યજન્મ પ્રાપ્ત થાય છે; તેમાંયે પુરુષ જાતિની સાથે અનેક સત્કર્મોનો સંબંધ કલ્પવામાં આવ્યો છે, અને સ્ત્રીજાતિ સાથે

---

* બાર ગામનાં નામ: સલખણપુર, હાંસલપુર, વડાવલી, સીતાપુર, નાવિયાણી, બહિચર, દૂદડ, દેલવાડું, દેનપાલ, મોઢેર, કાલહરિ અને છપાકું.

+ 'જૈન ઐતિહાસિક રાસસંગ્રહ' ભા. ૧. (૧૯૨૦)

અનેક દુષ્કર્મો જોડવામાં આવે છે. દિગમ્બર જૈન મત પ્રમાણે સ્ત્રીના આત્માને મોક્ષ મળી શકતો નથી. બીજે જન્મે પુરુષજન્મ પામ્યા પછી જ મોક્ષ શક્ય બને છે. સદાચારી સ્ત્રી પોતાનાં સત્કર્મોને લીધે બીજે જન્મે પુરુષયોનિમાં જન્મે છે; ત્યારે પુરુષને પોતાના કોઈ જાતિવિષયક દુષ્કર્મને લીધે, બીજે જન્મે તેના વૃષણનો છેદ થાય છે; અથવા તો કોઈ કિન્નરરૂપે નપુંસક અવતરે છે; અથવા તો સામાન્યા સ્ત્રીનો અવતાર પામે છે.

**'આનંદના ગરબા'માં ઉલ્લેખ:**

વલ્લભ ભટ્ટે 'આનંદના ગરબા'માં કહ્યું છે કે (રચનાસંવત ૧૭૯૦)

'વ્યંડલ ને વળી નાર, પુરુષપણે રાખ્યાં મા;
એ આશ્ચર્ય સંસાર, શ્રુતિ સ્મૃતિએ ભાખ્યાં મા. ૪૦
જાણી વ્યંડળ કાય, જગમાં અણુજુગતી મા;
મા મોટપ મહિમાય, ઇંદ્ર કથે સુગતિ મા. ૪૧
× × ×
પ્રગટ પુરુષ પુરુષાઈ, તું આલે પળમાં મા.' ૧૦૪

સં. प्रकृति ઉપરથી પ્રા. पव्वइ અને તે ઉપરથી પાવઈ, પાવૈ શબ્દ બન્યો છે એમ, દી. બા. કેશવલાલ ધ્રુવનો મત છે. આપણી કહેવતમાં પણ અશક્ય વસ્તુ તરીકે પાવૈયાને 'પાનો ન ચઢે' એમ કહેવાય છે.

**શામળભટ્ટની વાર્તામાં ઉલ્લેખ:**

શામળ ભટ્ટે 'કાષ્ઠના ઘોડાની વાર્તા'માં આ જાતિની ફેર-બદલીના સંબંધમાં લાંબી આડકથા આપી છે; તેને વિસ્તારભયથી માત્ર ઉલ્લેખ કર્યો છે.

**'સંકલ્પ તેવી સિદ્ધિ'ની 'શિવપુરાણમાહાત્મ્ય'માંથી વાર્તા:**

શામળ ભટ્ટે 'શિવપુરાણમાહાત્મ્ય'માં (બૃહત્કાવ્યદોહન ભાગ ૮, પૃ. ૧૨૩-૧૪૧, રચનાસંવત ૧૭૭૪ અથવા સં. ૧૮૦૪)થી 'પક્ષ-પ્રદોષ'ની એક કથા આપી છે: દેવમિત્ર અને સુમેધા નામનાં બ્રાહ્મણ પતિપત્નીએ નિયમ લીધો હતો કે સોમ-પ્રદોષને વખતે સજોડાનું ભાવપૂર્વક પૂજન કરવું, અને પછી તેમને દાન આપવું. તે વાત જાણીને બે વિદ્યાર્થી મિત્રો, પાઠશાળામાં ભણતા હતા. તેમને થયું

કે આપણે પણ દાન લેવા જઈએ; પરંતુ કુંવારાને દાન મળતું નથી. તો આપણે શું કરવું? પછી કોઈ સલાહ આપી કે તમે એકબીજા પતિપત્નીને રૂપે વેશ ધારણ કરીને દાતા પાસે જાઓ.' અર્થાત્ કંઈ દોષ વસતો નથી એટલે બંને 'પ્રગટ રૂપ કૂડે થયાં એક કામની એક કંથ.' વેદિયા બ્રાહ્મણોને માથા ઉપર મોટા કેશ તો હતા જ અને વળી નમૂછિયા હતા. એટલે સુંદર સ્ત્રી-વેશ ધારણ કરતાં એ વધારે સુંદર દેખાયા. બંને જણ શરમાતા શરમાતા દાતાને ત્યાં ગયા. તેમનાં તેજસ્વી અને નિર્દોષ મુખ જોઈને બંને જણ આશીર્વાદ દઈને ઊભાં રહ્યાં. દાતા દંપતીને થયું કે 'સાક્ષાત્ ઈશ્વર-પાર્વતી તેમના પર પ્રસન્ન થઈને આજે પ્રત્યક્ષ પધાર્યાં છે.' તેમનું ભાવપૂર્વક તેમણે પૂજન કર્યું અને ઉમા-મહેશ્વર પ્રમાણે સ્તુતિ કરી યથાશક્તિ ભેટ ધરી.

પરંતુ પૂજનથી એક ચમત્કાર થયો. સાચેસાચ,

'પુરુષ મટી થઈ પ્રેમદા, પૂજન તણે પ્રતાપ.'

'શક્તિરૂપે પૂજા કરી, તે તો થઈ સાચી સુંદરી;
ટળી ગયો નરનો આકાર, નારી શુદ્ધ થઈ નિરધાર.'

ઘેર આવીને પુરુષવેશ ધારણ કરવાનું કહેવા છતાં, એ વિદ્યાર્થી તેમ કરી શક્યો નહીં. હસવામાંથી હાણ થઈ. 'માબાપને શો જવાબ દઈશું?' એની એમને ચિંતા થઈ.

સ્ત્રી થઈ ગયેલા વિદ્યાર્થીને થયું કે લોકો તો માને છે કે 'પાપે પુત્રી, પુણ્યે પુત્રઃ વધે વંશ, ચાલે ઘરસૂત્ર.' આખરે બન્ને ઘેર ગયા. ત્યારે સૌએ કહ્યું :—

'કપટ-રૂપ કૂડે થયાં, એક કામની એક કંથ,
શિવને ગમતું તે થયું, ચતુર વિચારો ચંત;
વચન ફળ્યું મા! તમ તણું, નરની થઈ ગઈ નાર,
માતાજી! દૃષ્ટે જુઓ, શું કહું વારંવાર.'

આખરે દાતા દંપતી પાસે એ ફરીથી ગયાં, ત્યારે તેમણે કહ્યું, 'શિવ-ઈશ્વરીનું પૂજન મિથ્યા કેમ થઈ શકે? માટે હવે 'દહીં' પણ રહે અને દોણી પણ રહે,' એવો આશીર્વાદ આપું છું કે બ્રાહ્મણને બીજો પુત્ર થશે અને પ્રદોષપૂજનનો મહિમા સચવાયો તે સારું થયું અને જેવી ભાવના તેવી સિદ્ધિ થાય'—એ વાત પાકી થઈ.

## પંચાખ્યાનમાંથી કુંવરીનો કુંવર થયાની વાત:

पचाख्यान वार्तिक નામે જૂની ગુજરાતી ગદ્યકથાઓને (ઉતાર્યા સં. ૧૭૩૦) 'પંચતંત્ર'ને આધારે કોઈ કે તૈયાર કરેલી. તે જર્મન પંડિત જોહનીસ હર્ટલે ૧૯૨૨માં પ્રગટ કરી છે. તેમાં પ્રત્યેક કથાને મથાળે આખી વાર્તાના અર્કરૂપે સંસ્કૃત સુભાષિત આપેલું છે. એની બેતાળીસ કથાઓમાંની ૩૫ મી કથામાં દેવીના કુંડમાં નાહવાથી સ્ત્રીનો પુરુષ થયાની વાત છે તેને અહીં વર્તમાન ગુજરાતીમાં આપી છે.

આ કથાના સારરૂપ શ્લોકનો ભાવાર્થ એ છે કે 'કોઈ અશુભ કાર્ય થવાનું હોય તો તેને જેમ બને તેમ લંબાવવાથી, કાલક્ષેપ કરવાથી, તેમાંનું અશુભ તત્ત્વ ધીમે ધીમે ઘટવા માંડે છે. અને આખરે કાલ ભગવાન જ એના કાલરૂપ બની જાય છે: માટે જ પુરુષવેષે ફરતી પ્રધાનની કન્યા પોતાના પિતાને ચિંતા મૂકી દેવાનું કહે છે.' :—

'अशुभस्य कालहरण, कालेन क्षीयतेऽशुभम्।
मा चिंता कुरु मे तात, कालः कालो भविष्यति॥'

સૂર્યપુર નામે એક નગર. ત્યાં સુરસેન રાજા રાજ્ય કરે છે. પ્રધાનનું નામ સિંહમંત્રીશ્વર, રાણીનું નામ કસ્તુરદેવી, પ્રધાનપત્નીનું નામ શ્રીદેવી. એ બન્ને વચ્ચે ખૂબ સહીપણાં: એટલે એક વાર બન્ને સખીઓએ દોરા બાંધી સંકલ્પ કર્યો. રાણી કહે. જો મને પુત્ર જન્મે અને તને પુત્રી જન્મે તો એ બન્નેના વિવાહ કરવા, અથવા 'જો મને પુત્રી જન્મે અને તને પુત્ર જન્મે તોપણ આપણે લગ્ન-સંબંધ બાંધવો.' પ્રધાનપત્નીએ કહ્યું 'વારુ.'

કેટલાક મહિના વહી ગયા અને રાણીને ઘેર કુંવરી જન્મી. તેમ પ્રધાનની સ્ત્રીએ પણ પુત્રીને જન્મ આપ્યો. પ્રધાન ઘણો પૈસાપાત્ર હતો, અને વયમાં વૃદ્ધ હતો. તેના મનમાં એમ કે, 'એના પછી કોઈ પુત્ર-સંતતિ ન હોવાને કારણે એની લક્ષ્મી રાજભંડારમાં જતી ન રહે તેમ બને તો કરવું.' પ્રધાને પત્નીને કહ્યું, 'તું આપણે ત્યાં બેટો જન્મ્યો છે એમ કહેજે.' એટલે શ્રીદેવીએ બહાર પાડ્યું કે, 'પુત્રમહોત્સવ સવારમાં થશે.'

રાણી આ સમાચાર સાંભળી બહુ ખુશી થઈ. દિવસ જવા

લાગ્યા; પરંતુ પ્રધાનને ઘેર તેમની બેટી કોઈને દેખાડે નહિ. એમ કરતાં બેટી પાંચ વરસની થઈ. પંડિતને ઘેર ભણવા મોકલી; પણ તેને વેષ પુરુષનો પહેરાવ્યો છે.

રાણી પ્રધાનને ઘેર આવી અને પ્રધાનની સ્ત્રીને પોતે દોરા બાંધ્યા હતા તે વાતની યાદ કરાવી. કુંવરી અને પ્રધાનપુત્રનો વિવાહ કરવાનું નક્કી કર્યું. રાણીએ રાજાને વાત કરી. રાજાએ કહ્યું, 'વારુ.' સત્રારમાં પ્રધાન મળવા આવ્યા, ત્યારે રાજાએ આ વાત સંભારી, અને પુરુષોએ પણ પોતાની સંમતિ આપી. પ્રધાને હોંકારો ભણ્યો.

એમ કરતાં કરતાં બન્ને દસ વરસનાં થયાં. રાજાએ રીતસર વિવાહ–વેવિશાળ નક્કી કરી, મહોત્સવ કરાવ્યો. સોળ વરસની થતાં કુંવરીને સાસરે વળાવી. શયનમંદિરમાં જતાં પ્રધાનપુત્ર પૂંઠ દઈને સૂઈ જાય. તે વાત રાજપુત્રીએ પોતાની માતાને કહી. રાણીએ આ વાત રાજા આગળ કહી. રાજા વિચારમાં પડી ગયો; પછી રાણીને કહ્યું, 'જમાઈને આપણે ઘેર તેડીએ, અભ્યંગ–સ્નાન કરાવવાને બહાને. કહીશું, કે એ અમારો કુલાચાર છે!' રાણીએ જમાઈને તેડાવ્યો. જમાઈ આવ્યો; પછી મર્દન કરનારે જમાઈને હાથે, પગે, માથે બધે ખૂબ મર્દન કરવા માંડયું.

એટલામાં એકાએક 'કોઈ ધાજો રે ધાજો!'–એવી બૂમ પડી. ગાયોના ધણ પર વાઘ ત્રાટકયો હતો. એક તરફ રાજાનું લશ્કર તૈયાર થવા માંડયું, અહીં જમાઈએ એકદમ કપડાં પહેરી લીધાં અને વહારે દોડી ગયો. ઘેર માબાપને 'मा चिंता कुरु मे तात।' એ બોલ કહેતો ગયો. પછી વહારમાં સામેલ થઈ, વાઘને ખોળવા મંડ્યો; પરંતુ ખૂબ કોલાહલ થવાથી વાઘ નાસી ગયો; અને લશ્કર પાછું વળ્યું, પણ જમાઈ પાછો વળ્યો નહીં.

જમાઈ એકલી ઘોડીને કુદાવતો કુદાવતો વાઘની સામે આગળ ચાલ્યો. જમાઈ મરણિયો થઈ વાઘની પૂંઠે પડ્યો. વાઘને એક તીરથી વીંધ્યો, વાઘ પડ્યો એટલે જમાઈએ વાઘનું માથું કાપી લઈ ઘોડીને ગળે બાંધ્યું, અને ઘર ભણી પાછો વળ્યો.

આવતાં મારગમાં દેવીનો એક કુંડ દીઠો. શરીરે તેલ ચોળેલું હતું તેથી તેને અંગે પુષ્કળ ધામ થવા લાગ્યો. એને થયું 'આ કુંડમાં સ્નાન કરી લઉં.' પહેલાં પોતાની ઘોડીને એણે કુંડમાં નાહવા માટે ઉતારી. ઘોડીને સારી પેઠે નવરાવતાં ઘોડીનો તો ઘોડો થઈને રહ્યો છે! એટલે પછી એ પોતે પણ કુંડમાં નાહવા પડ્યો. તો એને શરીરે પણ પુરુષનો આકાર થયો. એનો હરખ તો માતો નથી. ઘોડાને ખેલાવતો ખેલાવતો એ તો ગામને પાદર આવી પહોંચ્યો. પહેલો પોતાને ઘેર ગયો; અને માબાપને હરખભેર કહ્યું, 'કાંઈ દુઃખ હવે મનમાં ધારશો નહીં.'

તે પછી જમાઈ રાજમહેલે ગયો. રાજા-રાણી જમાઈને ક્ષેમ-કુશળ જોઈ આજ આજ રાજી થયાં. રાજાએ મર્દન કરનારને પાછો તેડાવ્યો; અને અધૂરા રહેલા અભ્યંગ-સ્નાનના કુલાચારને પૂરો કરાવ્યો. મર્દન કરનારે લાજ મૂકી, કુંવરના પુરુષપણાની ખાતરી કરી લીધી, સંદેહ ભાગ્યો. સ્નાન પછી ભોજન વગેરે, પરવારી, જમાઈ ઘેર આવ્યો; અને માતાપિતા આગળ એ શ્લોક કહેવા લાગ્યો, 'अनुमस्य कालहरणम्।'

દેવીની કૃપાથી આમ ઘોડીનો ઘોડો થયો, અને પ્રેમદા મટી પુરુષ થયો.

આ પ્રકારે ઘોડીનો ઘોડો અને કુંવરીનો કુંવર થવામાં દેવીની કૃપાનો આધાર માનવામાં આવે છે. 'બહુચરાજીના ગરબા'માં વલ્લભ ભટ્ટે આ બધું માહાત્મ્ય વિસ્તારથી વર્ણવ્યું છે.

**ભાલણની કાદમ્બરીમાં ઉલ્લેખ:**

ભાલણકૃત કાદમ્બરી-પૂર્વભાગમાં, ગંધર્વ લોકના કુમારીપુરનું અદ્ભુત વર્ણન આપેલું છે:-

'કન્યાનું અન્તઃપુર દીઠું, જાણી ઓમયી રમિણિ,
અથવા પુરુષ રહિત એ કીધી, સૃષ્ટિ નવી શું વેધા!
અથવા શું ગૌરીઈ કીધા, પુરુષ સવે તે નારિ!'

ઉપરની ઉત્પ્રેક્ષા ભાલણે પોતાના તરફની ઉમેરી છે: અને તે ચૂંવાળનાં બહેચરાજી અથવા બહુચરાજીએ ઘોડીનો ઘોડો અને સ્ત્રીનો પુરુષ કર્યાની ખ્યાતિને અવલંબીને જણાય છે. (-કે. હ. ધ્રુવ, કાદમ્બરી ટિપ્પણ પૃ. ૩૦૪)

# ૪ : ગુજરાતમાં શક્તિ–ઉપાસના

## ગુજરાતનાં શક્તિપીઠ :

દાક્ષાયણી સતીના મૃતદેહને મહાદેવ, શોકના આવેગમાં ખભે લઈને દેશભરમાં ઘૂમી રહ્યા : ત્યારે સતીના દેહનાં અંગો છૂટાં થઈ જે જે સ્થળે પડ્યાં તે બધાં ' શક્તિપીઠ ' કહેવાયાં. એ બાવન શક્તિપીઠમાંનું એકે સાંપ્રદાયિક પીઠ ગુજરાતમાં નથી. ગુજરાતમાં ઉત્તરમાં આરાસુરવાળાં અંબા ભવાની, પૂર્વમાં પાવાગઢ પરનાં મહાકાલી તથા મધ્ય–ગુજરાતમાં બાલાદેવી બહુચરાજી–એમનાં પીઠ પ્રાચીન છે, છતાં સાંપ્રદાયિક નથી.

ત્રણે સ્થળે ' યંત્ર 'રૂપ ગોખમાં દેવીની સ્થાપના થયેલી છે. એને ' આંગી ' કરીને વસ્ત્રાભૂષણ ધરાય છે : કોઈ મૂર્તિ ત્યાં નથી. પૂજાપ્રકાર સૌમ્ય અને સાત્ત્વિક છે.

પંડિતો શાક્તસંપ્રદાયના ફેલાવા સંબંધી નીચેનો શ્લોક ટાંકે છે :–

" गौडे प्रकाशिता विद्या, मैथिलैः प्रबलीकृता ।
क्वचित् क्वचिन्महाराष्ट्रे, गुर्जरे विलयं गता ॥"

ગૌડ બંગાલમાં તંત્રવિદ્યાનો પ્રકાશ થયો; મિથિલાવાસીઓએ એનો વિસ્તાર કર્યો : મહારાષ્ટ્રમાં ક્વચિત્ ક્વચિત્ તેનો ફેલાવો થયો; પરંતુ ગુજરાતમાં તેનો અસ્ત થયો. આમ મહાતાંત્રિકો ગુજરાતમાં થયા નથી એ એક હકીકત છે.

## જૈનોમાં શક્તિ–શાસનાદેવીની પૂજા :

જૈનોમાં દરેક તીર્થંકરની એક એક શાસનાદેવી હોય છે તેનું પૂજન થાય છે; પરંતુ જૈન દર્શનમાં શક્તિનું સ્વરૂપ ગૌણ છે : મોટે ભાગે બ્રાહ્મણીય દેવીઓ ઉપરથી જ, જેમ બૌદ્ધોમાં તેમ જૈનોમાં, પણ દેવીઓના સ્વરૂપની ભાવના કલ્પવામાં આવી છે. આબુ ઉપર દેલવાડાનાં દહેરાંમાં વિમળશાહ સ્થાપિત અંબિકાની મૂર્તિ છે. એ ઉપરાંત 'શ્રુત દેવતા' તથા બીજી શક્તિઓની પણ કલ્પના તેમના શિલ્પ સંબંધીના ગ્રંથોમાં કરેલી છે. ગુજરાતમાં દેવીઓ–સપ્તમાતૃકાઓ તથા

અન્ય દેવીઓ–નું મૂર્તિવિધાન અને ધ્યાનના જે શ્લોકો છે તે પ્રમાણે સ્વરૂપો નિર્માણ થયેલાં છે.

**દક્ષિણમાર્ગની શક્તિપૂજા :**

વામ અને દક્ષિણ–એ નામથી ઓળખાતી દેવી–પૂજાઓમાં ગુજરાત સૌમ્ય એવા દક્ષિણમાર્ગનું જ ભાવિક રહ્યું છે. વામમાર્ગની ઉગ્ર પૂજાઓ અહિંસક બનેલા ગુજરાતી સમાજને પસંદ પડી નથી. તેથી જ ગૌડ દેશની 'ઉગ્રકાલી', ગુજરાતમાં આવીને 'ભદ્રકાલી' બની ગયાં છે. સામાન્ય માન્યતા પ્રમાણે બધી દેવીઓ શિવની મહાશક્તિ, એવાં પાર્વતીની વિભૂતિઓ–સ્વરૂપો છે. તેથી બહુધા તાંત્રિક સ્વરૂપની દેવીપૂજા ગુજરાતમાં અજાણી હતી: જો કે 'શ્રીચક્ર' જેવાં દેવીનાં ચક્રોની ઉપાસના, ન્યાસ, ધ્યાન અને બીજાક્ષરોથી હોમ વગેરે વલ્લભ ભટ્ટના જમાનામાં પ્રચલિત હતાં. 'શ્રીચક્રનો ગરબો' તથા 'ચાંપાનેર કાલિકા નવકલશ સ્થાપનનો ગરબો' આની સાખ પૂરે છે.

**બહુચરાજીનો ગોખ :**

બહુચરાજીનો ગોખ–ત્યાંનું શક્તિપીઠ પ્રાચીન છે: ત્યાં કોઈ ચારણિયાણીઓ સતી થઈ અને તેમની દેરીઓ પૂજાવા લાગી એવો ફાર્બસની રાસમાળામાં ભાટચારણોની માહિતી ઉપરથી નોંધેલી હકીકત પ્રમાણે, બહુચરાજીની 'ખાંભી' (स्मरणस्तम्भ) પૂજાય છે એવો નાસ્તિક મત ફેલાયો હતો. આ મતનું ખંડન, શ્રી રામમોહનરાય દેસાઈ–'સુમન્ત'–એમણે 'ગુજરાતી'–દિવાળી અંક, સને ૧૯૩૧ માં વિસ્તારથી કરેલું છે; જે વિસ્તૃતરૂપે ફરીથી પણ છપાયું છે.

**દેવી–આરાધના : ભવાઈની ઉત્પત્તિ :**

દેવી–સન્મુખ નવરાત્રમાં દેવીની આરાધના નિમિત્તે–જે સ્વાંગ ભજવાય છે તેને 'ભવાઈ' કહે છે. અને તેથી જ આ સ્વાંગ મૂળ ધાર્મિક સ્વરૂપના હોય છે; પરંતુ કાળે કરીને એ પૌરાણિક કથાનકોનું સ્થાન સામાજિક પ્રહસને અને કટાક્ષ–વેશોએ લીધું, અને ભવાઈનું અસલી ધાર્મિક મૂળ ખૂબ સૂક્ષ્મ અને ન પરખાય તેવું બની ગયું.

'હરિવંશ'માં તથા 'ભાગવત'માં ગોપીઓ કૃષ્ણલીલાઓને,

નાટ્યરૂપે ભજવતી હતી, અને એ રીતે કૃષ્ણનું સ્મરણ, યજન, ધ્યાન વગેરે કર્યાનો સંતોષ મેળવતી હતી એમ વર્ણન છે. ખાસ કરીને, રાસની વચમાંથી કૃષ્ણ જ્યારે અંતર્ધાન થયા ત્યારે તેમનાથી એકાએક વિખૂટી પડેલી ગોપીઓ, પોતે કૃષ્ણની અનેક લીલાઓને આપસઆપસમાં ભજવે છે અને તે દ્વારા સ્વરૂપાનુસંધાન પ્રાપ્ત કરે છે, એમ વર્ણવ્યું છે.

તે જ પ્રમાણે 'દુર્ગાદેવી માહાત્મ્ય' અથવા 'સપ્તશતી ચંડીપાઠ' માં વર્ણવેલા દેવી અને અસુરોના સંગ્રામના પ્રસંગોને 'લલિત'રૂપે-નાટ્યરૂપે ભક્તજનો ભજવતા હતા. (જુઓ 'गंधर्वा ललितं जगुः। અ. ૧૦ શ્લો. ૩૧) ગાંધર્વોની આ દેવી-પરાક્રમની ભજવણીમાંથી 'ભવાઈ'નું મૂળ જોઈ શકાય છે. મહારાષ્ટ્રમાં 'લલિત' તથા 'ગોંધળ'ના 'સોંગ' (સ્વાંગ ઉપરથી) આ પ્રમાણે જ અસ્તિત્વમાં આવ્યા છે. તરગાળા, ભોજક, નાયક વગેરે દેવી-સંબંધી પરાક્રમોનાં નાટકો ભજવનાર વર્ગનું અસ્તિત્વ 'ભવૈયા'ને નામે છે. દેવી-આરાધન કરનારો આ આપણો લોક-નટવર્ગ છે.

**દેવી સંબંધી ભવાઈના વેશ:**

આમ દેવીના આરાધના-પ્રકારમાં, જેમ ગીતસ્વરૂપે ગરબો છે, તેમ નાટ્યસ્વરૂપે ભવાઈના 'વેશ' છે. ભવાઈ જેવા લોક-નાટ્યના પ્રયોગો એ દેવીની આરાધના નિમિત્તે જ ઉદ્‌ભવ્યા છે. તેના 'વેશ' હોય છે; સળંગ લાંબી રચના નથી હોતી. 'ભવાઈ' માટે બીજો પ્રચલિત શબ્દ 'જાતર' છે. જેમ બંગાળમાં યાત્રા છે: 'વાણિયાને વહાલો વણજ અને કણબીને વહાલી જાતર' એવી ગુજરાતીમાં કહેવત પણ છે. એટલે દિવાળી પછી મંડળીઓ બનીને, ભવૈયાઓ ગામેગામ ફરે છે અને પહેલાં તો દેવીનું આરાધન કરનારા વેશો ભજવે છે. આમ ભવાઈના 'પ્રવેશો' મૂળે તો ધાર્મિક હતા; જેવા કે ગણપતિનો વેશ, કાળકાનો વેશ, અર્ધનારીશ્વરનો વેશ, વામન સ્વરૂપનો વેશ, રામલક્ષ્મણનો તથા કહાન-ગોપીનો વેશ. પછી, ધીમે ધીમે તેમાં પ્રહસન ભળ્યું અને સામાજિક જીવનની સમસ્યાઓને વણી લેતા એવા 'વેશો' પણ ભજવાવા લાગ્યા. તેમાં અતિશયોક્તિ ભરેલાં હાસ્યચિત્રો કે કટાક્ષચિત્રો લોકપ્રિય થવા માંડ્યાં.

ધાર્મિક વિભાગમાંથી 'કાળકાનો વેશ,' 'બહેચરાનો વેશ' તથા 'પાર્વતીનો વેશ' દેવી સાથે સંબંધ ધરાવે છે. વલ્લભ ભટ્ટના 'મહાકાળીના ગરબા'ની પશ્ચાદ્ભૂમિ તરીકે આ વેશ અગત્યનો છે. બીજા બે વેશ, 'બાલા બહુચરીનું શક્તિ–સ્વરૂપ' તથા 'પ્રગટ પુરુષાતન' બક્ષનાર દેવી તરીકેનું તેમાં આલેખન છે.

**સામાજિક સંકટના 'ગોરમા'ના ગરબા :–**

શક્તિની ઉપાસનાના ભાગ તરીકે ગુજરાતી લોકસમાજમાં ગૌરીવ્રત કરવામાં આવે છે. કોડભરી કન્યકાઓ એ ગોરમાનાં અલૂણાંવ્રત કરે છે; અને સારો પતિ મળે એવી ગૌરીમાતાના પાસે પ્રાર્થના કરે છે. 'ગોર્યોનાં ગીતો' એ આ વિભાગનું બહેનોનું ખૂબ જાણીતું એવું લોકસાહિત્ય છે; જેમ કે :

'ગોરમાનો વર કેસરીઓ ને નદીએ નાહવા જાય રે ગોરમા !
પગે પીતળની પાવડી ને, ઠમઠમ કરતો જાય રે ગોરમા !'

કવિ વલ્લભ ભટ્ટે સામાજિક ગરબા પણ રચ્યા છે, તેને કેટલીક પોથીઓમાં 'સંકટનો ગરબો' એમ નામ આપ્યું છે. નાગર જેવી ઊંચી કોમની એક કન્યાએ ગોરમા પાસે વર માગ્યો હશે; પરંતુ 'કર્મે કજોડું અને લોકમાં વગોણું' એને લખેલું હશે તેથી, એનો એક વૃદ્ધ સાથે વિવાહ થાય છે. આને લીધે એનો હૈયા–ઉકળાટ એ પેલાં 'ગોરમાને' ઉદ્દેશીને વ્યક્ત કરે છે. 'ગોરમા'નું સંબોધન આ રીતે ખૂબ ઉચિત છે. પહેલો ગરબો, વયનાં કજોડાંનો છે; બીજો ગરબો વર–વહુમાં સંસ્કારના કજોડાનો છે. એકમાં વૃદ્ધને પનારે પડેલી યુવાન કન્યા, અને બીજામાં અવળચંડી પત્નીથી અકળાયેલો સંસ્કારી પતિ–બંને પોતાનાં સંકટની 'ગોરમા'ને ફરિયાદ કરે છે.

**કજોડાનો વેશ :**

ગુજરાતના ભવાઈના વેશોમાં 'કજોડાનો વેશ' જાણીતો છે. એમાં ગાવાનું ગીત 'હો રે હો, મારી ગોરમા !'થી જ શરૂ થાય છે : એથી પ્રશ્ન થાય છે કે વલ્લભ ભટ્ટે લોકભવાઈમાંથી એ પંક્તિ ઉપાડી હશે કે ભવાઈઆઓએ તેમનો 'ગરબો' અપનાવ્યો હશે ? કવિએ તો એક વડનગરની નાગર બ્રાહ્મણીનો, જોએલો–સાંભળેલો ખરો

કિસ્સો જ પોતાના ગરબામાં વર્ણવ્યો છે, એથી તે તેમની મૌલિક રચના હોવાનો વિશેષ સંભવ છે.

**વલ્લભ ભટ્ટનો સમકાલીન શક્તિસંપ્રદાય :**

ગુજરાતમાં શામળ ભટ્ટ અને વલ્લભ ભટ્ટના સમકાલીન કહીએ એવા શાક્ત સંપ્રદાયના એક નવા પંથની ભાળ લાગેલી છે. તે પંથમાં કેવળ શક્તિની ઉપાસનાને બદલે, શિવ અને શક્તિના અભિન્ન સ્વરૂપનું સ્તવન, કીર્તન અને ભજન તેમના ભક્તો પોતાને સ્રીભાવે વર્ણવીને કરે છે. એ શિવશક્તિનું અભિન્ન સ્વરૂપ એ જ 'અર્ધનારીશ્વર.'

**મીઠુ મહારાજ :**

'મીઠુ' નામના મોઢ બ્રાહ્મણ જ્ઞાતિના કવિ સં. ૧૭૮૪માં મહીસા (મહુધા પાસે, નડિયાદ તાલુકાના) ગામમાં હયાત હતા. એ મીઠુ કવિ રંગીલ ગુરુના શિષ્ય હતા. લગભગ તેમના જીવનકાળ પછી પચાસ વર્ષે, દયારામભાઈમાં રાધાકૃષ્ણના વિહારની–શૃંગારી કવિતાનો જે અવતાર થયેલો જોઈ શકાય છે, તેનાં મૂળ કદાચ આ શિવશક્તિના અભિન્ન સ્વરૂપના ઉપાસક કવિની કવિતામાં જોઈ શકાય છે.

આ મીઠુદાસ 'ભિક્ષુ' જેવી માનપ્રદ પદવી પામ્યા જણાય છે. તેમણે હંસવિલાસ નામનો સાંપ્રદાયિક સિદ્ધાંતો તથા આચારો સંબંધી ચર્ચા કરનારો ગ્રંથ સંસ્કૃતમાં રચ્યો છે તે પ્રગટ થયો છે. <u>મીઠુનું</u> અર્ધનારીશ્વરનું, માથાથી પગ સુધીનું, વર્ણન ખૂબ પ્રાસાદિક છે. <u>વલ્લભ ભટ્ટના દેવીસ્વરૂ</u>પના તથા શણગારના ગરબા સાથે સરખાવવા અહીં તે ઉતાર્યું છે :

**અર્ધનારીશ્વરનું ઘોળ :**

[ધન્ય સામેરી રાગણી, વંદે વંદે જે શ્યામ :
ઉમટાવે રંગ આગમ થઈ, જ્ઞાન ચલે તે ઠામ]

(રાગ સામેરી)

'ધન્ય ધન્ય વધાવું રે, અરધનારીશ્વરા હો !
ભરી ભરી મુક્તાફળની થાળ :
નયણેથી ન થઈયે રે, મારા પ્રભુજી ! પરા હો !
વહાલા મારા, આરોપું વરમાળ–ધન્ય ધન્ય. ૧

સોહે સોહે જમણું રે, અંગ સોળ વરસનું હો !
વામ અંગે જોત તી તેર વરસ :
લક્ષણિયાં નિહાળું રે, દક્ષિણ પુરુષનાં હો !
રાજે રાજે વામે રામા રસભર્યા–ધન્ય ધન્ય. ૨

મુગટ સોનાનો રે, ઝળકે એક મસ્તકે હો !
એક ઉપર સોહે સુવર્ણ શીશફૂલ :
હેમની પટી છે રે, એક અર્ધચંદ્ર શી હો !
એકે પૂર્યું સિંદૂરિયું શિર–મૂલ–ધન્ય ધન્ય. ૩

તિલક આલેખ્યું રે, એક ભાલે ભગ–સમું હો !
વળી અન્ય ભાલે છે કુમકુમી આડ :
કુમકુમનો કર્યો છે રે, એકે રૂડો ચાંદલો હો !
લળકે સુવર્ણ ચાંદલો અન્ય લલાટ–ધન્ય ધન્ય. ૪

નયણાં કમલિયાં રે, એક તો રંગે ભર્યાં હો !
રાજે બીજાં કાજળીએ ચકચૂર :
ધન ધન એ અણુવેધી રે, એકે નર–નાસિકા હો !
અન્ય નાકે વાળી ભાળી ભરપૂર–ધન્ય ધન્ય. ૫

એકને કાને છે રે, મુક્તાફળ કુંડળ હો !
અન્ય કર્ણે ઝળકે કનક તાટંક :
એકના દીસે છે રે, દંત તાંદુલ સમા હો !
દાડમ–બીજાં તુલ્ય બીજે રસ રંગ–ધન્ય ધન્ય. ૬

એકને કંઠ છે રે, ગૂંથ્યો હેમગલચુઓ હો !
અન્ય ગલે મંગલસૂત્ર સોહાગ :
એકને ગળે તો રે, મુક્તાફળ માળ છે હો !
રાજે રત્ન ચોખુ નારી ઉર–ભાગ–ધન્ય ધન્ય. ૭

એકને કાંડે છે રે, કનકનાં કડાં હો !
નારી કેરો ચૂડીલો રત્ન–જડાવ :
બેહુની બાંહે રે, બાજુબંધ વંકી હો !
વળી વામ–બાંહે છે કાંકણુ બનાવ–ધન્ય ધન્ય. ૮

એકની કેડે છે રે, કનક કંદોરડો હો !
ખળકે કટિમેખલા અન્ય ભાગ:
એકને ચરણે તો રે, ઝમકે સુવર્ણ ઝાંઝરી હો !
નારી ચરણાં કમલે નેપુર કલ રાગ–ધન્ય ધન્ય. ૯
જાવક–રાગ છે રે, નારીજીના ચરણે હો !
પીળા ચરણો વાંકે ઢળકાય:
અન્ય કહીં દીસે રે, પેંપું છે રક્તામ્બર હો !
છેલ છબીલાની છબી છલકાય–ધન્ય ધન્ય ૧૦
વામ કુચે બાંહે રે, પહેરી લીલી કાંચુલી હો !
અન્ય ઉરે કુચનો નહીં આકાર.
કેસરીઓ સોહાગી રે, દક્ષ ભાગે વાગલો હો !
હેલી, હું તો બેહુ બનક બલિહાર–ધન્ય ધન્ય. ૧૧
ઓઢી વાળ અંગે રે, કસુમ્બલ ચુંદડી હો !
ઓપે લીલી ઉપરણી અન્ય અંગ:
શિવ–શિરે નિહાળું રે, પચરંગી પાઘલો હો !
રત્ન ઉજ્જવલ વરણુ બન્યું નવ રંગ–ધન્ય ધન્ય. ૧૨
એક નખ જોતાં રે, સૂરજ ઝાંખા પડે હો !
રૂપ જોતાં કંદર્પ બહુ લજવાય:
છબીલુ રાગીલુ રે, રૂપલુ સ્વરૂપ હે હો !
નીરખી નીરખી હૈડું મારું હરખાય–ધન્ય ધન્ય. ૧૩
શક્તિજી છો, શિવ છો રે, ગુરવીજી છો, ગુરુ હો !
રસિકજી છો, છોજી તુમ્હે રસિક:
ત્રણે એ નિહાળું રે, નામ રૂપ તુમમાં હો !
ખરૂ શું છો જી? કહો મુન્હે ઠીક–ધન્ય ધન્ય. ૧૪
અબળા હું તો અરૂણી રે, તુમ્હને ક્યમ ઓળખું? હો !
કુણ પુન્યે પામી તુમ્હારી મહેર !:
હરતી ફરતી હરખે રે; નીરખું તુમ્હ રૂપને હો !
મનમાની માહુને કરાવે લહેર–ધન્ય ધન્ય." ૧૫

ઇંદ્રાવતીનો 'શ્રીરાસ'

ઇંદ્રાવતી નામનાં એક સ્ત્રીકવિ અઢારમા શતકના ઉત્તરાર્ધમાં થઈ ગયાં છે: તેમનો 'શ્રીરાસ' તથા બીજી રચનાઓમાં મીરુ મહારાજ જેવો જ યુગલ સ્વરૂપના સ્તવન–વર્ણનનો આચાર વર્ણવ્યો છે. આ સાહિત્ય હજી અપ્રકટ છે.

જનીબાઈનું 'નાથજીપ્રાગટ્ય':

મીરુ મહારાજની શિષ્યા જનીબાઈએ 'નાથજી પ્રાગટ્ય' નામના કાવ્યમાં ગુરુનું ચરિત્ર આલેખ્યું છે. સં. ૧૮૪૭માં એના ગુરુમહારાજ સ્વધામ ગયા. સં. ૧૮૫૭માં એણે 'નવ નાયિકા વર્ણન' નામનું કાવ્ય લખ્યું. સં. ૧૮૬૦ માં એને યુગલરૂપ દર્શન થયું; અને સં. ૧૮૬૮ માં એને શ્રીબાલાનું દર્શન થયું; અને પોતે એ જ વર્ષના પોષ વદ તેરશે રશ્મિરૂપે ભળી ગયાં–મરણ પામ્યાં–એટલી સાલવારી નીકળે છે.

[તેમની કવિતામાં શાક્ત–આગમના અનેક પારિભાષિક શબ્દો આવે છે. શિવતત્ત્વ, અનાદિ અનંત સંબંધવાળી શક્તિના યોગથી જગત પ્રગટ કરે છે, તેને 'નિત્યા' કહે છે. તેનું પ્રતીક 'શ્રીચક્ર' છે. શિવશક્તિના સામરસ્યની ભાવના તેમાં ગૂંથવામાં આવી છે. આપણું શરીર તે શ્રીચક્રનું પ્રતીક છે, એ ચક્રમાં નવ રંધ્ર છે. શ્રીપુર, શ્રીનિકેતનની અધિષ્ઠાત્રી દેવતા 'લલિતા' છે. તે આત્મદેવતા છે. એમાં 'આનંદ' શબ્દ શિવશક્તિના અખંડ યોગથી ઉત્પન્ન થતા રસરૂપે માનવામાં આવે છે. વલ્લભભટ્ટના 'આનંદના ગરબા'માં કદાચ 'આનંદ'નો આ જ અર્થ અભિપ્રેત હશે એમ લાગે છે.]

તાંત્રિકો, ભૌતિક શરીર અને તેમાં રહેલા 'ષટ્ચક્રમંડલ'ને કુલ કહે છે 'કુલકુંડલિની' આધારચક્રમાં રહે છે, તેનું નામ દેહસ્થ ચેતનશક્તિ. આ મતના અનુયાયીઓ કૌલ કહેવાયા.*

'દુર્ગાસપ્તશતી'નો ગુજરાતમાં પ્રચાર:

હેમચંદ્રાચાર્યે (સં. ૧૧૫૦–૧૨૨૯) દ્વ્યાશ્રયમહાકાવ્યમાં લખ્યું'

* વિશેષ માટે જુઓ, બેરિસ્ટર ડાહ્યાભાઈ દેરાસરીનો લેખ 'જનીબાઈ' છઠ્ઠી ગુજરાતી સાહિત્ય પરિષદ રિપોર્ટ, ૧૯૨૦.

છે કે સિદ્ધરાજ તથા કુમારપાળના વખતમાં, પાટણમાં નવરાત્રિનું પર્વ ઉજવાતું. તે પર્વમાં બ્રાહ્મણો 'સપ્તશતી'(ચંડીપાઠ)નું પારાયણ નવાહમાં કરી, યજમાનોને આશીર્વાદ આપતા હતા. (સર્ગ ૩, શ્લોક ૬). ચૌલુકય રાજાઓ પ્રયાણમાં નીકળતી વખતે મહાલક્ષ્મીનાં દર્શન કરવા જતા હતા. (સર્ગ ૩ શ્લોક ૮૨); અને સિદ્ધરાજે પુત્ર-પ્રાપ્તિ માટે મહાલક્ષ્મીનું તપ કર્યું હતું. (સર્ગ ૧૦). તે ઉપરથી લાગે છે કે મહાલક્ષ્મી કાં તો નગરની અધિષ્ઠાત્રી દેવી હશે, અથવા ચૌલુક્યોની કુલદેવી હશે. કુમારપાળ રાજસભામાં આવતા પહેલાં મહાલક્ષ્મીનાં દર્શન કરવા જતા હતા. સહસ્રલિંગ તળાવ ઉપર ૧૦૮ દેવીનાં મંદિરો હતાં (સર્ગ ૧૫, શ્લોક ૧૧૮).

**સુરથોત્સવ મહાકાવ્ય :**

ભીમદેવ બીજા(ઈ. સ. ૧૧૭૮-૧૨૪૧)નું રાજ્ય એક જયંતસિંહે લઈ લીધું હતું. તે તેના કબજામાં ચારેક વર્ષ રહ્યું. પછી ઈ. સ. ૧૨૨૭ માં ભીમદેવને રાજ્ય પાછું મળ્યું હતું: તેને ઉદ્દેશીને સોલંકીઓના રાજપુરોહિત નાગર બ્રાહ્મણ સોમેશ્વરદેવે સુરથોત્સવ નામે સંસ્કૃત મહાકાવ્ય રચ્યું હતું. આમાં 'સપ્તશતી'માં આવતા સુરથ-રાજાને દેવીની કૃપાથી ફરી રાજ્ય મળ્યું, તેની કથા દ્વારા, કવિએ સમકાલીન રાજ્યક્રાન્તિ ધ્વનિત કરી છે. માર્કંડેયપુરાણાન્તર્ગત 'સપ્તશતી' કથાનો આમ આ કવિએ સુંદર ઉપયોગ કર્યો છે. જાણવા જેવું છે કે આજ કથાનકનો ઉપયોગ ગઈ સદીના શ્રી છોટાલાલ નરભેરામ ભટ્ટે તેમની 'શાંતિસુધા' કાવ્યકૃતિમાં આમુખ તરીકે ઉપયોગ કર્યો છે.

**શ્રીધરનું દેવીકવિત્ત :**

'રણમલ્લ છંદ' રચનાર જૂનાગઢના નાગર કવિ શ્રીધરે સં. ૧૪૬૮ માં દેવીકવિત્ત નામથી સપ્તશતીની કથા ૧૨૦ ચારણી છંદમાં આપી છે: તેનો પ્રારંભનો શ્લોક સંસ્કૃતનો આભાસ ઉત્પન્ન કરે તેવો, ડિંગલ ભાષાનો છે:-

'या अम्बा मधुकैटभप्रमथनी या माहिषोन्मूलनी ।
या धूम्रेक्षण चंडमुंडमथिनी या रक्तबीजाशनी ॥

शक्तिः शुंभनिशुंभदैत्यदलिनी, या सिद्धि लक्ष्मी परा ।
सा चंडी नवकोटि मूर्तिसहिता, मां पातु विश्वेश्वरी ॥

**શાંતિ–ઉપચાર તરીકે દુર્ગાપાઠ :**

શાંતિ–ઉપચાર તરીકે સપ્તશતી પાઠનો ઉપયોગ થતો હતો એમ ગણપતિકૃત 'માધવાનલકામકંદલાપ્રબંધ'(૧૫૮૪)ના ઉલ્લેખ ઉપરથી જાણી શકાય છે. કામકંદલાને માધવનો પ્રસંગ પડતાં જ તેને રાજા દેશવટો દે છે: ત્યારે વિહ્‌વલ થયેલી કામકંદલાને સ્વાસ્થ્ય પ્રાપ્ત કરાવવા અનેકાનેક ઉપચાર કરવામાં આવ્યા. નવદુર્ગા( માહાત્મ્ય )ના પાઠ કર્યાનો પણ તેમાં ઉલ્લેખ છે:

'કો મૃત્યુંજય જપ જપઈ, કો નવદુર્ગા–પાઠ;
કો પંચામૃત પૂજ કરઈ, મિલા એક સુસાઠ.'

—અંગ ૬, દૂહો ૨૪૮

સોળમી સદીના મધ્યમાં થયેલા ભાલણ કવિએ 'સપ્તશતી'નો અનુવાદ કર્યો છે. તે પછી ખંભાતના નાગર કવિ શિવદાસે સં. ૧૬૭૭માં ૫૨૫ કડીનું 'ચંડી આખ્યાન' રચ્યું છે. મહાકવિ પ્રેમાનંદે 'દેવી-ચરિત્ર' લગભગ સં. ૧૭૬૫માં રચ્યું હતું. આ બધું વલ્લભ ભટ્ટના પહેલાંનું સપ્તશતી સંબંધી સાહિત્ય છે. ખુદ વલ્લભ ભટ્ટે 'ધનુષ્યધારી'માં 'દૂતીયા દૈત્ય'વાળો 'देवीदूतसंवाद'નો 'चंडीपाठ'નો પાંચમો અધ્યાય સંભાર્યો છે; તેમ જ કવચ, અર્ગલા વગેરેનો યથેચ્છ અંતર્ભાવ તેમણે અનેક ગરબાઓમાં કર્યો છે.

**દક્ષિણ ગુજરાતમાં દેવીની મઠિકા :**

ગુજરાતની દક્ષિણમાં દ્વિજપરિષદની અધિષ્ઠાતા ભગવતી–નિકેતન કલશવાળી પલાંશવાની ભગવતી દેવીની મઠિકા હતી; અને ત્યાં દેવીની ઉપાસના બ્રાહ્મણો કરતા હતા. તેના કાયમ નિભાવ માટે રાષ્ટ્રકૂટ રાજા કીર્તિરાજે શક સંવત ૯૪૦( સંવત ૧૦૭૫ )નું દાનપત્ર આપ્યું હતું. શક્તિની પ્રાર્થનાથી તામ્રપત્રનો પ્રારંભ કર્યો છે. શમ્ભુરાજની સ્થાપેલી મઠિકા માટે ખીલેશ્વર ચોવીશીમાંનું તલોદ ગામનું ભગવતીના સેવકોને દાન કરેલું છે. આ મઠિકા તાપીની મોટી મઠિકા સાથે જોડાયેલી હતી, એમ તેમાં ઉલ્લેખ છે. ગુજરાતમાં દેવી–પૂજા માટેનો આ

સોલંકીઓ કરતાં પણ જૂનો આધાર કહી શકાય–( જુઓ, સુરતમાં મળેલી '૧૫મી ગુજરાતી સાહિત્ય પરિષદ અહેવાલ', ૧૯૧૫, પ્રદર્શન નોંધ, પૃ. ૪૫ ).

## ગુજરાતી શૈલીમાં ચિત્રિત 'સપ્તશતી'ની પોથીઓ :

'સપ્તશતી ચંડીપાઠની અનેક ચિત્રવાળી પોથીઓ' દેશભરમાંથી પ્રાપ્ત છે; તેમાં ગુજરાતમાંનાં કાગળ પરનાં પોથીચિત્રો સૌથી પ્રાચીન, પંદરમા શતકની વિશિષ્ટ ગુજરાતી શૈલીનાં છે. મહાકાલી, મહાલક્ષ્મી, તથા મહાસરસ્વતીનાં ત્રણ મુખ્ય 'ચરિત્રો'નાં તેમાં આલેખન મળે છે. અસુર–સંગ્રામમાં દેવીનું, અસુરોથી મોટા કદનું ગૌરવપૂર્ણ ચિત્ર તેમાં આલેખ્યું હોય છે.'+

## તંત્ર-રહસ્ય

પુરાણ કાળમાં જ જેની રચના થયેલી છે એવા ધાર્મિક ગ્રંથોનો એક પ્રકાર 'તંત્ર' નામે પ્રસિદ્ધ છે: 'તંત્રનો' અર્થ ક્રિયાયોગ છે: એ ક્રિયાયોગનું નિરૂપણ કરનાર ગ્રંથો વૈદિક ક્રિયાયોગથી જુદા પાડવામાં આવે છે; તંત્રનો બીજો અર્થ, ધર્મના રહસ્યભૂત મંત્રને ક્રિયા દ્વારા સિદ્ધ કરવાની રીતિ. એમ પણ કરવામાં આવે છે. એટલે

---

+ આ સંબંધી જુઓ મારા પ્રગટ લેખ :

(1) 'Early Devi–Mahatmya Miniatures with special reference to Shakti–worship in Gujarat' –Journal of the Indian Society of Oriental Art, Calcutta, 1938 June–December.

(2) 'Newly Discovered Durga–Patha Miniatures in the Gujarati style of painting'–The New Indian Antiquary, Bombay, 1940.

(3) 'Two more manuscripts of Durga–Mahatmya Miniaturs of the Gujarati School of Painting'–Bombay University Journal, 1949, September.

મંત્રમાં જે મનનાર્થ રહસ્ય સેવાયેલું હોય છે એને અનુભવમાં લેવા માટે તંત્રની યોજના છે.

તંત્રમાં તત્ત્વજ્ઞાન અને યોગશાસ્ત્રનું મિશ્રણ કરવામાં આવેલું છે. તંત્રનો ક્રિયાવિધિ ઘણે ભાગે યોગથી ભરેલો હોય છે : યોગવિધિ-પુરઃસર ન્યાસ, ધ્યાન વગેરે ક્રિયાપૂર્વક મંત્રસાધના કરવાથી યોગની સિદ્ધિઓ પ્રાપ્ત થાય તથા એ મંત્રનું રહસ્ય જાણવાથી યોગનો પરમ ઉદ્દેશ–બ્રહ્મભાવ પ્રાપ્ત કરવો–તે સિદ્ધ થાય એમ તંત્રશાસ્ત્રનું માનવું છે.

ગુરુ, દીક્ષા અને મંત્રની ખાસ આવશ્યકતા તંત્રશાસ્ત્ર બતાવે છે : મંત્રનું મૂળ દીક્ષા છે : અને દીક્ષાનું મૂળ ગુરુ છે. ખરો ગુરુ મહાકાલ શિવ છે–એ જ પરમગુરુ મનુષ્યગુરુરૂપે પ્રકટ થઈ દીક્ષા તથા મંત્ર આપે છે, અને યથાવિધિ મંત્રની સાધના કરવાથી સિદ્ધિ પ્રાપ્ત થાય છે.

તંત્રોક્ત ઉપાસનાના ચાર પ્રકાર છે : બ્રહ્મભાવ, ધ્યાનભાવ, જપસ્તુતિ અને પૂજા : તેમાં બ્રહ્મભાવ કરતાં ધ્યાનભાવ ઊતરતો ગણાય છે; કારણ કે પહેલામાં અદ્વૈત ભાવના છે ત્યારે બીજામાં ધ્યાતા અને ધ્યેયનો દ્વૈતભાવ છે જપ અને સ્તુતિ માનસિક–વાચિક હોઈ એ કરતાં કાયિક પૂજા સ્થૂલ અને ઊતરતી છે.

યંત્ર–પૂજા :

આ પૂજા તન્ત્રશાસ્ત્રમાં 'યન્ત્ર' દ્વારા કરવામાં આવે છે : આ 'યંત્ર' જુદા જુદા મંત્રો અને દેવતાઓ પ્રમાણે જુદી જુદી આકૃતિનાં ધાતુ વગેરે પદાર્થ ઉપર દોરેલાં રેખાચિત્ર હોય છે. તે મૂળ યજ્ઞની વેદિની કલ્પનામાંથી ઉત્પન્ન થયેલાં જણાય છે. મોટે ભાગે તાંત્રિક કર્મ એ વૈદિક યજ્ઞનું જ કેટલુંક રૂપાંતર છે. જેમ વૈદિક યજ્ઞમાં અનેક જનો એકઠા થઈ સત્ર–યજ્ઞ કરતા, તેમ તંત્રકાર્ય માટે પણ ઘણા જનો 'ચક્ર' યાને મંડળી બાંધી ગુપ્ત રીતિએ ક્રિયા કરતા. વૈદિક યજ્ઞમાં યજમાનપત્ની યજમાન સાથે ભાગ લેતી, તેમ તાંત્રિક કાર્યમાં પણ સ્ત્રીઓ ભાગ લેતી. વૈદિક યજ્ઞમાં યજમાનનું પ્રજાપતિ સાથે ઐક્ય સમજવામાં આવે છે, તેમ આ તંત્ર–કર્મમાં ભાગ લેનાર પુરુષ તે શિવ અને સ્ત્રી તે શક્તિ એમ માનવામાં આવે છે.

**શ્રીચક્રનો ગરબો :**

'શ્રીચક્ર' સંબંધી પારિભાષિક માહિતી મૂળ સૌંદર્યલહરીના શ્લોક ૯, ૧૦, ૧૧ માં આવે છે તેનો, કવિ બાલાશંકરે કરેલો અનુવાદ નીચે પ્રમાણે છેઃ-

'ત્રિકોણો તો ચાર, પ્રથમ લહીને પાંચ પછીથી;
નવે યોનિ યંત્રે, શિવની નવ મૂલ પ્રકૃતિથી.
થયા ત્રેતાળીસ, ગ્રથન કરતાં કોણ સરવ;
દળે અષ્ટે સોળે, ત્રિવલય ત્રિરેખાયુત તુજ.

આ ઉપર ટિપ્પણુ આપતાં સંસ્કૃત યામલ ગ્રંથમાંથી 'શ્રીચક્ર' સંબંધી શ્લોક ઉતાર્યો છે (જુઓ 'કલાન્ત કવિ' પૃ. ૩૫, પૃ. ૩૧૪).

बिन्दुत्रिकोणवसुकोणदशारयुग्म-
मन्वश्र नागदलसंयुतषोडशारम्।
वृत्तत्रयं च धरणीसदनत्रयं च
श्रीचक्रराजमुदितं परदेवतायाः ॥

વલ્લભ ભટ્ટે 'लहरी' શબ્દથી જેનો ઉલ્લેખ કર્યો છે તે, 'सौन्दर्य-लहरी'નો ગુજરાતી પદ્ય અનુવાદ કવિ બાલાશંકરે કર્યો છે તે જિજ્ઞાસુએ જોવા જેવો છે.

**કૌલમત :**

'કૌલ' અને 'કુલ'નો જેમા ખૂબ ઉલ્લેખ આવે છે. એવા વલ્લભ ભટ્ટના બે ગરબા છેઃ (૧) શ્રીચક્રનો ગરબો અને (૨) ચાંપાનેર નવકલશ સ્થાપનનો ગરબોઃ એમાં આખા તંત્ર-આચારનું ઘેરું વર્ણન વલ્લભ ભટ્ટે આપ્યું છે.

વૈદિકકાળ પછી રચાયેલાં 'તંત્રો' તથા 'આગમો' સ્વાર્થી અને અનીતિમાન મનુષ્યોના હાથમા પડતાં, 'કૌલ'મતનો અને 'પંચ-મકાર'ની ઉપાસનાનો યુગ શરૂ થયો. આવા સમયે વૈદિક મત સાથે સુસંગત હોય એવા સમયાચારની-'શ્રીવિદ્યા'ની-શક્તિની પ્રથા શ્રીમદ્ શંકરાચાર્યે શરૂ કરી; અને દેવીપૂજાને એક નવો જ વળાંક આપ્યો. પરબ્રહ્મ પરમાત્મા નિરાકાર, નિરંજન અને અજ

છે; પરંતુ જેમના અર્ધનારીશ્વર રૂપમાં શક્તિ હોવાથી ત્રિગુણાત્મક જગતનો વિકાસ થાય છે. આ શક્તિ એ પરમાત્માનું સર્જનાત્મક સ્વરૂપ છે, અને સૌંદર્ય એ આ સર્જનાત્મક પ્રકૃતિ–શક્તિનું પ્રતીક છે. અર્થાત્ શિવની આ ચૈતન્યમય શક્તિ જ ત્રિગુણાત્મક જગતને ઉત્પન્ન કરે છે.

**વામમાર્ગ:**

વામમાર્ગ અથવા બીજમાર્ગ કે કાંચળિયા સંપ્રદાય જેવા ભેદી ઉપાસના માર્ગ મધ્યકાળમાં પૂર જોસમાં હતા. ગુજરાતના જ મહીસા ગામમાં થઈ ગયેલા મીઠુ મહારાજ અથવા હંસભિક્ષુએ 'હંસવિલાસ' નામે આવો તંત્રવિષયક સંસ્કૃતગ્રંથ રચ્યો છે જે 'ગાયકવાડ પ્રાચ્ય ગ્રંથમાળા'માં પ્રસિદ્ધ થયો છે. કવિ ન્હાનાલાલે 'જયા–જયન્ત'-માં વામાચારીઓનો એવો કંઈ મિશ્ર પ્રકારના સંપ્રદાયનો પ્રવેશ રચ્યો છે.

'બીજમાર્ગ' જે વામમાર્ગનો જ ફાંટો છે, તેમાં 'બીજ' શબ્દ વીર્યના અર્થમાં છે. 'વામ' એટલે વિપરીત, અર્થાત્ વેદવિરુદ્ધ એવાં તંત્રોમાં કહેલો, તેવો આચાર તે વામાચારઃ પંચતત્ત્વ (મદ્ય, માંસ, મત્સ્ય, મુદ્રા અને મૈથુન) એટલે પંચ 'મ'કાર અને ખ–પુષ્પ (રજસ્વલા સ્ત્રીનું રજ) વડે 'કુલ સ્ત્રી'ની પૂજા તથા 'વામા' થઈને પરાશક્તિની પૂજા આ વામાચારીઓ કરે છે.

વામાચારીઓ કહે છેઃ 'ચારે વેદમાં પશુભાવની પ્રતિષ્ઠા છે; એટલે કે વેદ વિહિન વૈદિક આચાર, એ તાંત્રિકોને મન પશ્વાચાર છે; અને વામાદિ ત્રણ આચાર એ દિવ્ય અને વીરભાવથી પ્રતિષ્ઠિત છે; આચારોમાં વેદાચાર શ્રેષ્ઠ છે. વેદાચારથી વૈષ્ણવાચાર, વૈષ્ણવાચારથી શૈવાચાર, શૈવથી દક્ષિણાચાર, દક્ષિણાચારથી વામાચાર, વામથી સિદ્ધાચાર અને સિદ્ધાચારથી કૌલાચાર શ્રેષ્ઠ છે.

આ કૌલમતનો ઉલ્લેખ વલ્લભ ભટ્ટના બે ગરબામાં આવ્યો છે એટલા માટે આટલી માહિતી અહીં પ્રસ્તુત ગણી છે.

એક હરિદાસ નામના કવિનાં બે ધોળ (અઢારમા શતકને ઉત્તરાર્ધ) 'બીજધર્મ' સંબંધી મળ્યાં છે. તેમાં આ આચારને સામે ભારે વિરોધ જાહેર કરેલો છે.

**આનંદનો ગરબો :**

વલ્લભ ભટ્ટ 'કર્યો લહેરીનો ઉચ્ચાર' એમ જે ઉલ્લેખ કર્યો છે તે આ 'આનંદ' અથવા 'સૌન્દર્ય' લહરીનો જ સંભવે છે (જુઓ 'વાણી' પૃષ્ઠ ૧૨૫, કડી ૪૫).

કવિનો 'આનંદનો ગરબો' એમની શ્રેષ્ઠ રચના છે. અખા-ભક્તની 'અખેગીતા' અને દયારામભાઈના 'રસિકવલ્લભ' જેવા સિદ્ધાંત પ્રતિપાદન કરનાર કાવ્યગ્રંથો સાથે સહેજે સરખાવી શકાય તેવું એ શક્તિ–સ્તોત્ર છે. કવિને શક્તિના સ્વરૂપનો આવિર્ભાવ થતાં જે આનંદ થયો તે તેમણે ઊછળતી વાણીમાં વર્ણવ્યો છે.

**'આનંદ–લહરી' :**

શ્રીમદ્ શંકરાચાર્યે શિખરિણી છંદમાં રચેલા सौन्दर्यलहरी સ્તોત્રના પહેલા ૪૧ શ્લોકનો સમૂહ 'आनंदलहरी'ને નામે ઓળખાય છે. એની રચના ગૌડપાદાચાર્યે રચેલા શ્રીવિદ્યાના ગ્રંથ सुभगोदय ઉપરથી થયેલી છે. આ ભાગ આખાયે સ્તોત્રનો આત્મા છે : અને 'આનંદલહરી' શબ્દનો ઉલ્લેખ ૮ મા તથા ૨૧ મા શ્લોકમાં चिदानन्दलहरी તરીકે કરવામાં આવ્યો છે. બ્રહ્માંડમાં ચેતનરૂપે જે શક્તિ છે તેના સૂક્ષ્મ સૌંદર્યનું નિરૂપણ અહીં કરવામાં આવ્યું છે. અને તે પછીના ૪૨ મા શ્લોકથી દેવીના વિરાટ દેહનું વર્ણન ભાવવાહી સ્તુતિરૂપે કર્યું છે.

**પાવાગઢનાં કાલિકા અને બેજાનું કાલિસ્તોત્ર :**

કવિ નર્મદે વર્ણવેલાં 'પૂરવમાં કાલિ માત' એ ગુજરાતનાં ત્રણ શક્તિ પીઠોમાંનાં એક છે. પાવાગઢના જયસિંહદેવ પેથાઈ (દિલ્હીના પૃથ્વીરાજ ચૌહાણના વંશજ, તેથી પ્રચલિત નામ 'પતાઈ')ની ઈ.સ. ૧૪૮૪માં મહંમદ બેગડાને હાથે હાર થઈ,× ત્યારથી એ સ્થાનનો વૈભવ ગયો.

---

× ગુજરાતના સુલતાન મહંમદ બેગડાએ અનેક વાર પાવાગઢ ઉપર આક્રમણ કર્યાં હતાં, અને માળવાના સુલતાનની વખતોવખત જયસિંહ-દેવને મદદ મળતી હતી, તેથી મહંમદ ફાવતો નહોતો. છેલ્લી વખતે મહંમદે

આ સ્થળ સાથે, બીજો એક ઇતિહાસ પણ સંકળાયેલો છે. સને ૧૫૩૫માં હુમાયુને જ્યારે ગુજરાત પર સુલતાન બહાદુરશાહ (૧૫૨૬–૧૫૩૬) પર ચઢાઈ કરી, અને તેને જીત્યો ત્યારે બાદશાહને કાફરો સામે ભારે રોષ થયો હતો. એમણે ચાંપાનેરવાસીઓની કતલ કરવાનો હુકમ આપ્યો. લોકો ભયભીત થઈ ગયા, છતાં બૈજૂ (વૈદ્યનાથ)ના સંગીતે તેમને ઘડીભર પોતાનું દુઃખ ભુલાવી દીધું હતું. બાદશાહને તેની ખબર પડતાં એ પણ સંગીત સાંભળવા આવ્યા. પછી પ્રસન્ન થતાં, બૈજૂને ઇનામ માગવા ફરમાવ્યું. બૈજૂએ ચાંપાનેરવાસીઓની કતલ બંધ રાખવાનો હુકમ હુમાયુન પાસે માગ્યો. 'મિરાતે સિકંદરી'માં બૈજૂને બદલે 'મન્ઝૂ' નામ છે, છતાં આ હકીકત તેમાં જ નોંધાઈ છે.

બૈજૂ-વૈજનાથદાસ ચાંપાનેરનિવાસી હતા; અને એ એમનું જન્મસ્થાન હોવાનું સંભવે છે. ગ્વાલિયરના રાજા માનસિંહ તુંવારે (ઈ. સ. ૧૪૮૬–૧૫૧૬) ગ્વાલિયરમાં સંગીતશાળા સ્થાપી હતી. ત્યાં બૈજૂ તૈયાર થયા હતા, ત્યાં એ અધ્યયન પણ કરાવતા હતા. જ્ઞાતિએ તેઓ નાગર હોવાની સંભાવના છે. સંગીતની વાતાવરણ ઉપર અસર કરવાની શક્તિ તેમણે પ્રાપ્ત કરી હતી. પોતે સંગીતસાધનામાં મસ્ત રહેતા હોવાથી 'બાવરા' કહેવાતા. આ બૈજૂએ 'કાલિકા–સ્તવન'નાં કેટલાંક ગીત રચેલાં છે, જેમાંનાં કાલિકાનો ચાંપાનેરના પાવાગઢ ઉપર વાસ છે; તેથી તેમના ગુજરાતીપણાને પુષ્ટિ મળે છે.* 'સંગીત રાગ-કલ્પદ્રુમ' (કૃષ્ણાનંદ વ્યાસ સંપાદિત)માં તેમનાં કીર્તનો છે.

---

માળવાના સુલતાનના આવવાના માર્ગ ઉપર પડાવ નાખ્યો; અને ધર્મને નામે, કાફરને મદદ ન કરવા તેને સમજાવી, ખાળી રાખ્યો. એટલે તેની સહાય ન મળવાથી પેથાઈની હાર થઈ. આ હારનું કારણ, વલ્લભ ભટ્ટ તથા શામળ ભટ્ટે રચેલા 'કાલિકાના ગરબા'માં બીજી રીતે,–રૂપ પ્રત્યેની કુદૃષ્ટિથી-હાર થયાનું જણાવ્યું છે. રા'મંડલિકના પતનમાં પણ ચારણિ-ચાણીના શાપનો સંબંધ જોડવામાં આવ્યો છે.

* જુઓ, શ્રી વિજ્ઞકુમાર દેસાઈ, 'હિંદી સંગીત' (૧૯૫૬), પૃ. ૭૨–૭૪,

અહીં એમનું એક કાલિકા–સ્તવન ઉતાર્યું છે:–

(રાગ ભૈરવ–ચૌતાલ)

"जय कालि कल्याणी खड्गधारिणी गिरिजा ।
घनश्यामा चंडी चामुंडी छत्रधारिणी ।
जगजननी ज्वालामुखी आदि ज्योत अनंता ।
देवी अन्नपूर्णा आनंदी तरणतारिणी ।
जोगिनी जय रक्षाकरनी बिंदुवासिनी × ।
ललित बहुचरा भवानी ।
असुरदलनी महिषासुरमारिणी ।
हिमगिरि हिंगलाज–रानी काश्मीरी शारदा ।
कामरूपा मारव्या तुरजा वैजूभक्त सुखकारिणी ।"

'મેના ગૂજરી'ના ગરબામાં ગઢ માંડવની ગૂજરીનો, જ્યારે તેની સાસુએ અસ્વીકાર કર્યો, ત્યારે એ અપમાનિત સતી પાવાગઢ ગઈ અને કાલિકામાં સમાઈ ગઈ: એવો ઉલ્લેખ છે:–

'ગઢ માંડવથી ચલી ગૂજરી, ભઇ પાવાગઢ માંય રે:
'હું પાય પડું', તમે તપાસ કરો, મોરી માય રે.
બાઈઓ સંગે નહીં બોલું, તું સમાસ કર મોરી માય રે'

કાલકાનો ગરબો

જેમ વલ્લભ ભટ્ટે તેમ શામળ ભટ્ટે સં. ૧૭૭૪માં કાળિકાનો' અથવા 'ચાંપાનેરનો' ગરબો રચેલો છે ભવાઈમાં 'કાળકાનો વેશ' આવે છે તે આજે પણ ધાર્મિક ઐતિહાસિક તત્ત્વથી ગાંભીર્ય ભાવથી ભજવાય છે. વલ્લભભટ્ટ કરતાં યે શામળની રચના વિશેષ પ્રાસાદિક છે. અન્યત્ર તે પ્રાપ્ત ન હોવાથી, અહીં તે સરખાવવા માટે આપ્યો છે:–

"પૂજું ગણપતિના પાય, પૂજું અંબિકાની પાવડી રે;
સેવું સનખલપુરી રાય, માયા કરજો મુજ માવડી રે. ૧
ચતુર દેશ ચાંપાનેર, વસે કરુણાનિધિ કાલિકા રે;
કરે તરણાનો મેર, બહુ નિધિ–ગુણ બાલિકા રે, ૨

× विंध्यवासिनी

શોભાવી બાંધી સૃષ્ટ, પવન પાણી પેદા કર્યાં રે;
કીધી વર્ષાની વૃષ્ટ, ધન ધાન્ય ધરણી ધર્યાં રે. ૩
નદી પર્વત ને પહાડ, મહીમંડળ ને માનવી રે;
જીવ જ્યોતિ ને ઝાડ, દેવ ઋષિ ને દાનવી રે. ૪
પાવાગઢનો પ્રતાપ, નિર્ભય જાણી વાસો વસ્યાં રે;
આદ્યશક્તિ તે આપ, ધર્મલોકથી આવી ધસ્યાં રે. ૫
પેથાઈ રાવળ પ્રચંડ, ધર્મરાજ્ય કરે ધણી રે;
જેના દેશમાં નહિ દંડ, કૃપા કાળિકાની છે ઘણી રે. ૬
નવરાત્રિ કેરી રાત, એલે ચોસઠ જોગણી રે;
મન વિચાર્યું છે માત, ભોગ જોવાને ભોગણી રે. ૭
મંગળ માતુની ગાય, ગરબે રમે સૌ ગામની રે;
થૈકાર થૈકાર થાય, નારાયણીના નામની રે. ૮
સજ્યા સોળે શણગાર, ચરણાં ચોળી ને ચૂંદડી રે;
કંઠે મુક્તાફલના હાર, ફરે ફેરા સહુ ફૂદડી રે. ૯
તેમાં કાલિકાજી માત, ગરબે રમવાને આવિયાં રે;
વાણી વેદમાં વિખ્યાત, રૂપ લક્ષ રવિ લાવિયાં રે. ૧૦
જાણે ઊગ્યો છે ભાણ, કોટિ શશી મુખ કામિની રે;
મુખે શાં કરું વખાણ ? ભજે ભાવ એવી ભામિની રે. ૧૧
થઈ પેથાઈને જાણ, રૂપ જોવાને કારણે રે;
વાગ્યાં મોહનાં તે બાણ, ધીરજ નવ રહી ધારણે રે. ૧૨
આવ્યાં ઉમયા ને ઈશ, કાલિ જોવાને કારણે રે;
જોઉં અંબા ને જગદીશ, વિષ્ણુ જાયે છે વારણે રે. ૧૩
લહે બ્રહ્મા ન ભેદ, નારદ નાચે છે નૃત્યમાં રે;
વાણી વખાણે છે વેદ, સુર સનકાદિક સત્યમાં રે. ૧૪
દેવ તેત્રીસ ક્રોડ, ઈંદ્ર ઓવારે આરતી રે,
કૃષ્ણ રહ્યા કરજોડ, ભાવ દેખાડે ભાવથી રે. ૧૫
મહાપૂજા મધરાત, જોવા આવ્યાં સહુ માનિની રે;
તેમાં કાલિકાજી માત, સુરલોક કેરી સ્વામિની રે. ૧૬

પેથાઈ રાવળનું પાપ, કાળીનો લીધો છે કેડલો રે,
અબળા એકલા છે આપ, ઝાલ્યો છળ કરીને છેડલો રે ૧૭
માજી થયા પરસન્ન, 'માગ માગ' મુખથી કહ્યું રે,
દેવીએ દીધું દરશન, લક્ષણ એહનું તે નવ લહ્યું રે ૧૮
બોલ્યો પેથાઈ ત્યા પેર, 'મંદિર આવો જી માહરે રે,
ચાલો આવો આપણ ઘેર, વશ્યવર્તી છુ તાહરે રે' ૧૯
શક્તિએ દીધો છે શાપ, 'મૂરખા મેહેલ છેડો માહરો રે,
પાપે પ્રગટ્યા તુજ પાપ, ગયા પ્રાણ, પાવો તાહરો રે' ૨૦
આપે થયા અલોપ, જખ મારી રાજા રહ્યો રે,
કર્યો કાલિકાએ કોપ, વૈભવ એનો સર્વે વહ્યો રે ૨૧
સાઈ એ શરો સુલતાન, ચાર લક્ષ ઘોડે ચઢ્યો રે,
ઉતાર્યા મહીપતિના માન, પાવાગઢે આવી અડ્યો રે ૨૨
અદકી કીધી છે આચ, સુલતાન શેર સાધિયો રે,
પૂરા વર્ષ થયા પાંચ, વઢતા તે વેરી વાધિયો રે ૨૩
ખૂટ્યા નવાણુના નીર, અન્ન થયા અલોપમા રે,
ધારણ નવ રહી તે ધીર, ડૂબ્યો કાલિકાના કોપમા રે ૨૪
સાઈ શરો સરદાર, તેને છળ કીધો છે છેરડો રે,
જૂઠો કીધો જુહાર, બુદ્ધિએ કીધો છે બહેરડો રે. ૨૫
પ્રીત પાતશા શુ કીધ, વેર કીધુ વિશેકમા રે,
પેથાઈ રાવણની રીધ, લેઈ આપુ ઘડી એકમા રે ૨૬
મારગ સંચર્યા છે દેસ દેવ જાણીને દંડિયા રે,
ભૂમિ પાડી છે ભેસ, લશ્કર લાવ્યા છે લંડિયા રે ૨૭
પ્રીછ્યો પતાઈ ત્યા પેર, કોપ કાલિકાનો જાણિયો રે,
વેરી આવ્યો છે ઘેર, પરવશ પડ્યો મુજ પ્રાણીએ રે ૨૮
હદે સંગાથે છે રીસ વચન કહ્યા નવ સાંખિયા રે,
મોતી મણ દસવીસ, ભૂડે ભરડાવી નાખિયા રે ૨૯
નવસે નવ્વાણુ તેની નાર, રૂડી રત્નાવલ રાણીએ રે,
મારી નાખી છે દરબાર, જોબનવંતી નવ જાણીએ રે ૩૦

પુત્ર પાંચે પરાજુ, રાણે રાજ્યબીજ રોળિયાં રે;
આદ દીધી છે આણ, ચાંચડની પેરે ચોળિયાં રે. ૩૧
ભર્યા ભૂપે ભંડાર, ખજાના સર્વે ખૂટિયા રે;
રેહવટ કીધો દરબાર, હાથી ઘોડા સર્વે લૂંટિયા રે. ૩૨
આવ્યો શક્તિને શર્ણ, પાવાગઢ કેરો રાજિયો રે;
કઠણ સંભળાવ્યું તે કર્ણ, મૂરખ મનમાં તે લાજિયો રે. ૩૩
'મતિ થઈ છે માહારી મૂઢ, મેં તો ઓળખ્યાં નહિ નામના રે;
તારાં પ્રાક્રમ તે ગૂઢ, પૂરો મન કેરી કામના રે.' ૩૪
આઈએ દીધું વરદાન, અનુભવે કરી થાપીઓ રે;
આવે વૈકુંઠ વિમાન, સુખ સાગરને આપીઓ રે. ૩૫
સૈન્ય સોલે હજાર, પ્રજા સાથે પોતે લઓ રે;
થયો શરો સરદાર, નરપતિ તેને નઓ રે. ૩૬
પડી પતાઈની નાર, ઝંમર કીધી તલાવડી રે;
સેના સોળે હજાર, મૂઢ મારી નાખ્યા માવડી રે. ૩૭
ઉત્પત કાળિકાની ગાય, જે કોઈ શીખે ને સાંભળે રે;
કરે નારાયણી સ્હાય, સુખ સંપત આવી મળે રે. ૩૮
ઘણી લક્ષ્મી ઘરસૂત્ર, કરે કાળ શુભ કારણાં રે;
વાંઝિયાને આપે પુત્ર, પ્રીતે બંધાવે પારણાં રે. ૩૯
મૂઢ કવિના જે ગાય, નિધ પામે રંક રાજિયો રે;
ભાવટ ભવતણી જે જાય, પુનઃ સ્વર્ગમાં ગાજિયો રે. ૪૦
બહેરાં સાંભળે છે કર્ણ, મરતાં જીવે તે માંદલાં રે;
ચાલે ખોડાં તે ચર્ણ, આંખે દેખે તે આંધળાં રે. ૪૧
રોગિયાના ટાળે રોગ, સુખ-સાગરની શાલિકા રે;
પામે ભાવતા મન ભોગ, કૃપા કરે માત કાલિકા રે. ૪૨
શામળભટ રે શ્રીગોડ, પિતા પુરુષોત્તમજી તણો રે;
ગરબો ગાયે કરજોડ, જસ મહિમા માનો ઘણો રે. ૪૩

×

| પદો | | પૃષ્ઠ | પદો | | પૃષ્ઠ |
|---|---|---|---|---|---|
| ભૈરવ રાગનાં પદ | ... | ૩ | મારુ રાગનાં પદ | ... | ૩૪ |
| રામકલી રાગનાં પદ | ... | ૫ | પરજ રાગનાં પદ | ... | ૩૮ |
| પંચમ રાગનાં પદ | ... | ૧૦ | ટોડી રાગનાં પદ | ... | ૩૯ |
| બિભાસ રાગનાં પદ | ... | ૧૨ | કલ્યાણુ રાગનાં પદ | ... | ૪૦ |
| દેવગિરિ રાગનાં પદ | ... | ૧૪ | બિહાગ રાગનાં પદ | ... | ૪૨ |
| માંડ રાગનાં પદ | ... | ૧૬ | કાનડા રાગનાં પદ | ... | ૪૬ |
| આશાવરી રાગનાં પદ | | ૧૭ | અડાણા રાગનાં પદ | ... | ૪૮ |
| વેલાવલ રાગનાં પદ | ... | ૨૦ | પૂર્વી ગગનાં પદ | ... | ૫૦ |
| સારંગ રાગનાં પદ | ... | ૨૩ | વસંત રાગનાં પદ | ... | ૫૩ |
| સોરઠી મલ્હારનાં પદ | ... | ૨૪ | કાફી રાગનાં પદ | ... | ૫૭ |
| ધનાશ્રી રાગનાં પદ | ... | ૨૬ | કાફી–ધમારના પદ | ... | ૬૪ |
| ગોડી રાગનાં પદ | ... | ૨૭ | પ્રકીર્ણ પદ | ... | ૭૧ |

# ભૈરવ રાગનાં પદ

## ૧

આજ બનીઠની બેઠાં, બહુચર તખ્તમાં
બખ્ત બુલંદ[1] મહા મહંમાએ. (ટેક)
સુંદર મુખ શશી લજાએ, માન મનમથે ગમાએ,
વારુ અન્ય ઉપમાએ, કળી ન કળાએ. આજ૦ ૧
ઊનંદ મંદ મંદ મોહે, મોદ ભરી ભરી સોહે,
સલખનપુરી માત મયા, ધરી કરી દયાએ. આજ૦ ૨
સંકટ હર્યાં વિપત્ત ટાળી, સેવકોની સુધ સંભાળી;
ધન્ય! ધન્ય! ગોખવાળી, વલ્લભ-રાએ. આજ૦ ૩

## ૨

આજ પ્રાત પ્રભાત માત-મુખ નીરખી સખી મનમાંહે.[2] (ટેક)
આળસભરી આંખ રાતી, મહા મનોહર મદમાતી;
છબી છબીલી સોહાતી, સમભર[3] નહીં ક્યાંહે. આજ૦ ૧
શીશ-નખ સોહે શૃંગાર, કૌસ્તુભમણિ કંઠહાર;
અદ્ભુત ઓપે અપાર, તદ્‌વત્ થઈ ત્યાંહે. આજ૦ ૨
બહુચર મા! તું દાતાર, બ્રાહ્મણ ભીખે એ દ્વાર,
દેવી! એવું દિયો દિદાર, વલ્લભને કાં વાહે? આજ૦ ૩

## ૩

બહુચરાજી માત ભજ્યે, ભવની ભીડ ભાગે;
ઇંદ્ર ઈશ વિષ્ણુ અજે, જો ઉગાયો આગે. બહુચરાજી૦

---

પાઠાંતર:-૧ 'વિલંદ'; 'વખ્ત વિલંબ' ૨ 'મોહે' ૩ 'સમવડ'

નર ને નારી એ વિચારી, પ્રેમે પાયે લાગે;
સકળ સમૃદ્ધિ આપે સારી, ઘેર[1] નિશાન વાગે. બહુચરાજી૦
આદ્ય અંત અમર કરે, ચરણે ચિત્ત લાગે;
અધમ બુદ્ધિ થકી ઉધરે, દુઃખ દારિદ્રય ત્યાગે.[2] બહુચરાજી૦
કૃપાસિંધુ કૃપા કીજે, ઈશ્વરી અથાગે;[3]
ભટ વલ્લભને ભક્તિ દીજે, એ ભવોભવ માગે. બહુચરાજી૦

૪

પ્રસન્નવદન પૂરણ પૂનમ ચંદ્ર, આનંદકંદ દસ કલાએ. પ્રસન્ન૦
ગોખે બેઠી ચોખ[4] માંહે, અલી અલબેલી ત્યાંહે;
સખી દીસે બાંએ[5] દાંએ,[6] ને સુજસ સરાએ. પ્રસન્ન૦
જય જય કહે જોગણી, અન્ય ઉદો ઉદો કહે;
મહામુનિ ધુન્ય અનુ,–દિન શ્રુતિ સદાએ. પ્રસન્ન૦
તે બહુચરની બલિહારી, ભવભાગ ભરનારી;
વિપ્ર વલ્લભને સંભારી, ને સાહો બાંહે. પ્રસન્ન૦

૫

ભજો માત બહુચરાને, ભાવશું ભવાની;
નપુંસકને[7] પુરુષ કીધા, પ્રથમ એ નિશાની. ભજો૦
શક્તિને વશ જક્ત સરવ, સુરીનર મુનિ જ્ઞાની;
શક્તિ ગયે ગળે ગર્ભ,[8] ચળે ધર્મ–ધ્યાની. ભજો૦
અવર દેવ હરજ[9] કરે, એ ન કરે હાનિ;[10]
સમર્યાં બધ્ય કાજ સરે, વાત સુણો છાની.[11] ભજો૦

૧ 'ઘોર' ૨ 'બાગે' ૩ 'અનાગો' ૪ ચોખ ચાંદે (?)
૫ બાંએ-(વામ) ડાબી બાજુએ ૬ દાંએ-(દક્ષિણ)-જમણી બાજુએ
૭ 'ના-પુરુષને' ૮ 'ગર્વ' ૯ 'અજર;' 'અરજ' ૧૦ 'માત કરે કાની;
માન કરે કાની (?); 'મા ન કરે સ્વામી' ૧૧ 'સુણો વાત છાની'

ભીડ ભાગી ભૂરની,[1] ભૂતળ ભલાં ભલાંની;
ભટ વલ્લભની વાત માની, માત મહેરબાની. ભલો૦

૬

મેં ગુલામ, મેં ગુલામ, મેં ગુલામ તેરા;
અજબ તેરી ચાકરી, ને અજબ તેરા ડેરા. મેં૦
તેં તો મેરે સાહેબા, ને મેં જાદા ચેલા તેરા. મેં૦
મેં ગુલામ કરું સલામ, સુણોને સાહેબ મેરા. મેં૦
ભટ વલ્લભની વિનતિ, માનો જનમ જનમ ચેરા. મેં૦

૭

બહુચરાજી માત ભજો, ભક્તિભાવે રે;
અંતર અભિમાન તજો, અવનીમાં આવે રે.
દુઃખ ન પામે દેહ ધરી, તજો ત્રિતાપે રે;
સ્વર્ગ મૃત્યુ ને પાતાળ, અંબા મા આપે રે.
સકલ માત સિદ્ધિ આપે, જે શીશ નમાવે રે;
પોતાનો કરીને થાપે, નાહે કુંડ વાવે રે.
મારકંડ અમર કીધો, ઈશ્વરી અંબાવે રે;
ભટ વલ્લભ ઉગારી લીધો, ગરબા ગવરાવે રે.

## રામકલી રાગનાં પદ

૧

સદા સેવો શ્રી બહુચરાબાઈ,
સલખનપુરમાં વસે મોરી માઈ રે. સદા૦
મનગમતાં માજી લાડ લડાવે,
રાખે લાજ સવાઈ રે. સદા૦

---
૧ 'ભરને'

પ્રત્યક્ષ પારો, ખરો ખેલ ન્યારો,
તે ભાવે સંભારજો[1] ભાઈ રે. સદા૦
વલ્લભ ફરી ફરી કહે છે કરગરી,
જગ જીતો[2] જશ ગાઈ રે. સદા૦

૨

તમે ઊંદો ઊંદો કહો આતા રે,
તમે આદ્ય શક્તિ ઉર અંતર આણીને. તમે૦ ૧
અખિલ ભુવનપતિ, બહુચર મા છતી;
રાખે સદા રંગ–શાતા રે. તમે૦ ૨
દુર્મતિ ટાળે, દશા દિન વાળે;
પાળે પુત્ર જેમ માતા રે. તમે૦ ૩
મન નિશ્ચે કરી, સલખનપુરી ખરી,
હરિ–વલ્લભ ગુણ ગાતા રે. તમે૦ ૪

૩

બાઈ બહુચરા, બરદ વહે છે બહુ;
પળ પગ લાગે, આપે સ્હો–માગે. બાઈ૦ ૧
ગુણ ગાતાં રહે, કૃત્ય કૂડા દહે;
વેદ પુરાણ કહે છે સહુ. બાઈ૦ ૨
વિસ્મે વિશ્વમા, ઈશ્વરી એ ખરું,
વર કીધો છે, હતી જે વહુ. બાઈ૦ ૩
બાળા સુંદરી, બહુરંગે ભરી,
હરિ–વલ્લભ શું લહે છે લહું. બાઈ૦ ૪

૧ 'સંભાળજો' ૨ 'જીત્યા'

૪

બાઈ બહુચરા બાલસ્વરૂપ ધર્યું,
કરી માનવા સંતનું ખોટું ખરું. બાઈ૦ ૧
તરત મનાવે કેમ વસતાવે,
ભાવે ભગત તણું જે કર્યું. બાઈ૦ ૨
આંગી અબરખની, લહે લખની,
સાચું મુક્ત કરી આવર્યું. બાઈ૦ ૩
વલ્લભ-હરિ એણે રીઝી,
બહુચરી કૃપા જક્ત નિશ્ચે ભર્યું. બાઈ૦ ૪

૫

જય કહો, જય કહો, જય કહો ફેર ફેર;
બહુચરાજીકી જય કહો. જય૦ ૧
અંગ ઉમંગ ભરી, હરખ હૈયે ધરી;
એ સાથે છેલ્લે કહો. જય૦ ૨
દુઃખ સર્વ વામી, ગોખે શીશ નામી,
પામી પદ અભય કહો. જય૦ ૩
કહે વલ્લભ હરિ, નારી નર કરી,
જમ[1]-કિંકરનો ન-ભય કહો. જય૦ ૪

૬

મારું મન માન્યુ બહુચરી બાઈ,
સાચી જે સલખનપુરમાં. મારું૦ ૧
નીરખ્યું નેણે, સુણ્યું'તું જે વેણે,
કે'ણે કહી તે ભલાઈ. મારું૦ ૨

૧ જેમ

અવગુણ તાણી, સુખી કર્યો પ્રાણી,
તારી વાણીએ દીધી વડાઈ. મારું૦ ૩
અરજ સુણીજો, દીધી છત દેજો,
વલ્લભ લેજો નિભાઈ. મારું૦ ૪

૭

મારું મન મોહ્યું મા બહુચરબાઈ,
ચાચર ગોખ જોતામાં. મારું૦ ૧
શોભા નીરખી, રહ્યું રુદે હરખી,
'કે સરખી ?' ન કહેવાઈ. મારું૦ ૨
મુજ મન બાંધ્યું, શું સાધન સાધું ?
આરાધું એક આઈ. મારું૦ ૩
સદા સુખી થયો, ભય ભવનો ગયો,
વલ્લભ રહ્યો છે લુભાઈ. મારું૦ ૪

૮

મારું મન બાંધ્યુ,[૧] મા બહુચરબાઈ!
મન કર્મ વચને તારે ચરણે. મારું૦ ૧
ભૂતળ ભટકયો, કહીં નવ અટકયો,
લટકો દેખી સવાઈ. મારું૦ ૨
અચરજ ભાસ્યું, કો નહિ બહુચરા–સ્યુ
આરાસુર[૨] અધિકાઈ. મારું૦ ૩
મહા પદવી લહી, તારણ તલ મહીં,
'વલ્લભ' કહી ગુણ ગાઈ. મારું૦ ૪

૧ 'વાધ્યું', બાંધ્યું–સ્થિર કર્યું. ૨ 'આરાધ્ય' (?)

૯

મારું મન ભેદ્યું મા બહુચરબાઈ,
અગણિત ગુણ ઈશ્વરીને. મારું૦ ૧
બરદ બહુ-રખાં, માન્યું મેં મૂરખા,
'પુરખાં-પીહર' કહેવાઈ. મારું૦ ૨
સાધી આરાધી, રાખી તેહેની બાંધી,
લાધી તે વાધી નવાઈ. મારું૦ ૩
વલ્લભ નિત્ય નવી, મા પ્રત્યે હવી,
કવિ કહેથી ન કવાઈ. મારું૦ ૪

૧૦

મારું મન પ્રાયું[1] મા! બહુચરબાઈ,
અવર ભોગ-ભૂમિ ભોગવીને. મારું૦ ૧
ખટરસ ચાખી, ગયું હૃદે સાખી,
દાખી દષ્ટ અઘાઈ. મારું૦ ૨
આઈની અજીઠી, વાણી પડી દીઠી,
ખાધી તે મીઠી મીઠાઈ. મારું૦ ૩
મન જોયું મથી, વલ્લભ કહે કથી,
એથી ન ભૂખ ઓલાઈ. મારું૦ ૪

૧૧

અંબા વિના કેહેને રે, બહુચરબાઈ વિના કેહેને?
હું તો નીચો નમી નમસ્કાર કરું, ભવાની વિના ન કેહેને.
જળ સ્થળ જંત, ત્રિલોકનું દૈવત, એ યશ છે એહેને.
શ્રમિત થઈ મન નિશ્ચલ કરીને, પદ નમવું એહેને;[2]

૧ 'દહ્યું' ૨ 'ધ્યાન સ્તિમિત મન નિશ્ચલ કરતાં, પદ નમવું એહેને.'

ઈશ્વર વિષ્ણુ વિરંચી નિરંતર, આરાધે જેહેને:
વેદ પુરાણ શાસ્ત્ર શાખ દે, તો ભજવું તેહેને.
એવી જક્તજનેતાની ભક્તિ વિણ, ન જણાયે ગત[1] કેહેને.
વલ્લભ ચિત્ત ચળ્યું નીરખી, ગોખ ચાચરને ચેહેને.[2]

૧૨

ભવાની ભજતાં તે ભાવઠ જાયે રે—
તે બાળી બહુચરિયાંએ રે. ભજતાં૦ ૧
ભવભયહરણ, શરણ ભવસાગર,
જન્મમરણ નવ થાયે રે. ભજતાં૦ ૨
નર નારીશ, શીશ નામે સહુ,
બહુ જન લાગે તારે પાયે રે. ભજતાં૦ ૩
વલ્લભ દૃઢ વિશ્વાસ કરી ખરી,
આદ્યશક્ત આરાએ રે. ભજતાં૦ ૪

## પંચમ રાગનાં પદ

૧

હું તો કરગરું બેહુ કર જોડી, મારી બહુચર મા પાસે;
બાંજણ–ભીડ ભવાની ભવોભવ, ભૂતળ આકાશે. હું તો૦ ૧
નર નરેશની[3] આશ કશી કરું? એક એહની આશે;
આદ્ય અનાદ્ય અવતરે આવે, તે ઈશ્વરી વિશ્વાસે. હું તો૦ ૨
પોષણ શક્ત[4], સંતોષણ જક્ત, તે કહ્યું વેદવ્યાસે;
વલ્લભ દુર્લભ દૂર કરે દુઃખ–દંડ[5] થતાં દાસે. હું તો૦ ૩

૧ 'એને' 'ગહેને' ૨ 'ચહેરે' ૩ 'નારીશની' ૪ 'શક્ય'
૫ 'દુ:ખ–દંદ'

૨

માહારા માથા કેરા હું સુઆળા લોહું, મારી માજીને પાગે.[1] (ટેક)
ખાલનાં ખાસડાં સીવડાવું, જો ભેટે મોંહો–માગ્યે.[2] ૧
અંતરથી ઉચ્ચાર કરું, આઈ! સાચે[3] અનુરાગે. ૨
ભૂતળ ભૂર[4] ભવાની ભજે, તે તો[5] મહામોટે ભાગે. ૩
વલ્લભ બહુચરમાત મળે,[6] મન સુખ્ય લગન લાગે.[7] ૪

૩

હું શીશ નામું સલખનપુર રાણીને, સાચી મત્યે જાણી;
સર્વ સંસારનું તારણ શક્તિ, તે વેદ વદે વાણી. શીશ૦ ૧
અભાવ–કુભાવ–સુભાવ–શું સેવે[8] જે જન બ્રહ્માણી;
જીવન–મુક્ત તે જીવને જક્તમાં, તેં કર્યાં કલ્યાણી! શીશ૦ ૨
આદ્ય અનાદ્ય[9] અગાધ ઈશ્વરી, વિશ્વ વિશે પ્રાણી;
બ્રાહ્મણ થઈ ને વિના અકલે,[10] ભટ વલ્લભે વખાણી.[11] શીશ૦ ૩

૪

હું તો પાય પડું પરમેશ્વરીને, મારા પ્રાણ થકી પ્રીતે;
પુરુષ પ્રેમદાનાં પાપપ્રજાલણ, પાલણ પ્રતિતે. હું તો૦ ૧
નરક–નિવારણી, નામ નારાયણી, જો જન લે નિત્યે;
ન્યાય[12] કરે નરનાર સંસારમાં, રાખી રાજ[13]રીત્યે. હું તો૦ ૨
બ્રાહ્મણ થઈ ભજે નહીં ભવાની, ચાહી ચોખ્ખે ચિત્તે;
બહુચર બુધ પ્રસિદ્ધ કીધો, ભટ વલ્લભને[14] રીત્યે. હું તો૦ ૩

---

૧ 'મારા માથાના સુવાળા લોહું', બહુચરાજીને પાગે.' ૨ 'મેઠા મ્હોંમાગ્યે' ૩ 'સાખ્ય' ૪ 'ભર' ૫ 'તેહનું' ૬ 'મળ્યા' ૭ 'લાગ્યે' ૮ 'સુકૃત્ય', 'સકત્ય', અ–'ભાવકુભાવ–શું સેવે તે' ૯ 'અથાધ્ય', ૧૦ 'વૃદ્ધિના', 'વિદ્ધિ', 'વિધિના અકલ્પે' ૧૧ 'પ્રમાણી', ૧૨ 'ન્યાલ' ૧૩ 'લાજ' ૧૪ 'વલ્લભની'

## બિભાસ રાગનાં પદ

૧

જે કો પ્રાત મધ્યાહ્ન સંધ્યા સેવા જે કરે,
માતનું ધ્યાન મનમાંએ રાખે;
મૃત્યુલોક સદા, સુખ તે ભોગવે,
બહુચર મા તેને શરણ રાખે. જે કો૦ ૧
આઈ બ્રહ્મ તું, રુદ્ર તું, વિષ્ણુ તું, વેદ તું,
અકલ જ્વાલામુખી જગત વ્યાપી;
ચૌદ ભુવનમાં જુગ સચરાચર,
સર્વ દેવે મળી તું જ સ્થાપી. જે કો૦ ૨
આઈ ચૌદ બ્રહ્માંડમાં આદ્ય તું ઈશ્વરી,
રામ તું, ક્રિશ્ન તું, અંબે રાણી;
અકલ જ્વાલામુખી સરસ્વતી શારદા,
દાસ વલ્લભને આપ વાણી. જે કો૦ ૩

૨

મન મનસાએ કર્યું ધ્યાન માતનું,
પ્રાતમાં રાતદિન એહ રસના રટ. મન મનસાએ૦ ૧
દેવી દયાનિધિ, દાતા રિદ્ધિ સિદ્ધિ,
વિવિધ વિવિધ, સેવી[૧] જે જાણે પલમાં,
પૃથ્વી કરે ઊલટસૂલટ. મન મનસાએ૦ ૨
આદ્ય એ ઈશ્વરી, વિશ્વ પોતે કરી,
બહુરંગ બહુચરી ખરી, અપ્રત્યક્ષ પ્રગટ. મન મનસાએ૦ ૩

૧ સેવીજે

આગે એ આગે, પ્રેમે પાયે લાગે,
મહાદુઃખ ભાગે, ભોળી ભવાની;
ભવોભવ એ ભક્તિ માગે, વલ્લભ ભટ. મન મનસાએ૦ ૪

૩

અરે જીવ! જોને વિચારી, થયો દેહધારી, કાં ન કાંઈ સંભારી? (ટેક)
કામ ક્રોધ માયા મોહ તૃષ્ણા, લોભનો ન થોભ ક્ષોભ ના જાણી;
અંધ ધંધે વળૂંધો સુધો, રહ્યો જોઈ પરનારી. રે જીવ૦ ૧
હવે તો કંઈ કર વિચાર, અલ્પ જાએ અવતાર;
મૂઢ મૂક્ય મન-વિકાર, જીતી બાજી હારી. રે જીવ૦ ૨
ગઈ ગઈ રહી જાણે રાખી, તારણ કોઈ ન ચાખી,
વલ્લભ કહે વેદ સાખી;
ભવ બહુચરાજી ભજતાં, અધમ ઊધર્યા[1] નિપટ ભારી. રે જીવ૦ ૩

૪

અરે હાં! બહુચર જાગોજી, જાગોજી જાગોજી જગ આધાર. બહુ૦
અરે હાં! નિદ્રા ત્યાગોજી, ત્યાગોજી ત્યાગોજી સરજનહાર.
જુઓ પ્રભાત, માત! નથી રાત, ઊઠો પરમ ઉદાર. બહુ૦
શીતળ થયાં સિંધુ-સુત, સોનું સારંગ જ્યોત સમાર;
ચાર પાંચ ચાંદરણી દિસે ને હરણી ખરાર.[1] બહુ૦
મધુરા સ્વર સુણીએ સાવજ-જનના,[2] બોલે વારંવાર;
તમ ચરણે સુખ નામ[3] તમારું, તે બહુચરી તું ઉચ્ચાર. બહુ૦
છૂપ્યો ક્ષપાકર,[4] પ્રગટ પ્રભાકર, ઉદિત લગાર લગાર;
ફૂલ્યાં કમળ અમળ કંઈ ભાતે, ને ભમર કરે ગુંજાર. બહુ૦
ફૂલ્યાં ગુલાબ સંગ સેવંતી, ઉત્તમ ભાર અઢાર;
પ્રેમલ પ્રબલ પરમ રુચિ પ્રસર્યો તે બહેકે હારોહાર. બહુ૦

૧ 'ઉધાર્યા.' ૧ 'ખરરાય' ૨ સાવજ-પક્ષી; 'સાવ સોનાનું સાવજું'
૩ 'ચરણે મુખ્ય નામ' ૪ 'છપાકર'

સુખ જોવા મુનિવર સુર આવ્યા, દ્વાર શક્તિ[1] અપાર;
'ઉદો ઉદો' 'જય જય' કહી ઊભા, તે ભીડભર્યો દરબાર. બહુ૦
શય્યાથી ઊઠ્યાં સલખનપુરી, બેઠાં તખત મોઝાર;
નીરખી વદન સદન સુરવર ત્યાં, તે આપ આપ અધિકાર. બહુ૦
જાગી જનેતા, જુગ[2] તે, ભૂતળ હરિયો ભાર;
આપી નવનિધ નવ ખંડને, સુખ પામ્યો[3] સંસાર. બહુ૦
ભૂતળ ભૂર મુક્તિ[4] તે પામ્યા, વેદશાસ્ત્ર ભણનાર;
વલ્લભની રસનાએ વસીને, સફલ કર્યો અવતાર. બહુ૦

## દેવગિરિ રાગનાં પદ

૧

હું ભવાની માને ભામણે[5] જાઉં,
એ સાચે સમ ખાઉં. હું૦ ૧
સુધ લે સંભાળી, ના મૂકે ટાળી,
પાળી લે ઠાઉં. હું૦ ૨
રાખે પ્રાણી,[6] પોતાનો જાણી,
તો તાણી નવ્ય સાઉં. હું૦ ૩
બહુચર-મન-ગમતું કરવું,
તેમ કેમ[7] વલ્લભ પાઉં? હું૦ ૪

૨

પરમેશ્વરીને પાવલે લાગું,
ભવનું ભમવું ભાગું. પરમેશ્વરી૦ ૧
મંત્ર જંત્ર નામ નિરંતર,
અંતર અનુરાગું. પરમેશ્વરી૦ ૨

---

૧ 'સકત' ૨ જુગજુગ (?) ૩ 'પામ્યું' ૪ 'મુક્ત'
૫ 'બારણે' ૬ 'પાળી' ૭ 'ત્યમ કમલ'

સેવું સદા એ શ્રીબહુચર મા,
એ કદાએ ન ત્યાગું. પરમેશ્વરી૦ ૩
વલ્લભ કહે, તું રહે હૃદેમાં,
એ મા પાસે માગું. પરમેશ્વરી૦ ૪

૩

સહિઓ રે, બહુચર માને જોઈએ,
એની છબીલી છબી સમ ન કોઈએ. ૧
આંખ અણિયાળી, સ્વરૂપ રસાળી,
બાળી ભાળીને મન મોહિએ. સહિઓ રે૦ ૨
ચંદ્રમુખીને જોતામાં સુખી થઈએ,
જોઈ સુખીને[1] દુઃખ ખોઈએ. સહિઓ રે૦ ૩
વલ્લભ વરણે, સદા તુમ શરણે,
ચરણે ચિત્તડું પ્રોઈએ. સહિઓ રે૦ ૪

૪

ન ચાલે, ન ચાલે, ન ચાલે રે,
મને મારી માજી જોયા વિના ન ચાલે રે૦
આઈ અવગતિયાંને ગતે ઘાલે રે. ન ચાલે૦ ૧
વરસ એકમાં નિમિષ ન દેખું,
તો સલખનપુરી સાલે રે. ન ચાલે૦ ૨
અષ્ટ સિદ્ધ, નવ નિધ વિવિધ વર,
ઘેર બેઠાં બધું આલે રે. ન ચાલે૦ ૩
વલ્લભ ભવ–અરણવ–જલ ભેદે,
તો બૂડતાં બાંહડી ઝાલે રે. ન ચાલે૦ ૪

૧ 'સુખીને' (બૃ. કા. દો. ભા. ૫, પૃ. ૭૫૩).

## માંડ રાગનાં પદ

૧

ચાલો ચાચર ચાલી, ભજીએ કાળી,
સંકટ ટાળી, સુખ આપે વણમાપ;
એવી બહુચર બાળી, અંબે દયાળી,
પાપી પ્રજાળી, સુખ આપે વણમાપ. ચાલો. ૧

(સાખી)

જાપ જપે જનની તણો, ટળે ત્રિવિધિ તાપ;
માપ વધે મહી વિષે ઘણો, એવો એનો પરતાપ.
જુવો પુત્રને પાળી, લે છે સંભાળી,
માત માયાળી, સુખ આપે વણમાપ. ચાલો૦ ૨

(સાખી)

છાપ છોગાળીની ખરી, પળે પાપ પરિતાપ;
આપોઆપ જાયે તરી, જો સેવે માઈબાપ
વલ્લભ કુળની દયાળી, મા મતવાલી:
ભક્તોને વા'લી, સુખ આપે વણમાપ. ચાલો૦ ૩

૨

મારી અંબાને ગમે તે તો થાય રે,
મિથ્યા હું તો ભૂલાં ભમું છું. (ટેક)
શું જાણું સવારે ક્યમ રે નીપજશે,
ગઈ તે લાખ સવાઈ રે? મિથ્યા૦ ૧
કાલ્યકાલ્ય કરતાં કાળ નીપજશે,
માટે શાને ન ભજો મહામાઈ રે? મિથ્યા૦ ૨

પંચ મહાભૂત બ્રહ્માએ રે બાંધ્યું,
પણ શક્તિ વડે હીંડાઈ રે. મિથ્યા૦ ૩
કહે ભટ વલ્લભ કાંઈયે ન સમજું,
પણ ચરણશરણ પડ્યો માઈ રે. મિથ્યા૦ ૪

## આશાવરી રાગનાં પદ

૧

દીઠો દરબાર, સંસારનો સાર,
સલખનપુર આરતિયાનો[૧] આધાર. દીઠો૦ ૧
કર્મકરણ-કિરતાર, ધર્મધરણ નિરધાર;
ભર્મ-ભરણ ભંડાર, ચાર ખૂંટ ખાંણ ચાર. દીઠો૦ ૨
અન્ય નહિ અનુહાર, મન-મહીં મનુહાર;
ધન્ય અહિં હનુઆર,[૨] હૈ ફોજદાર. દીઠો૦ ૩
વલ્લભ કહે, એ જ ઠાર, સુલભ કરે તેજ પાર;
દુલ્લભ હરે જેહ તાર, બહુચરી બહુ પ્રકાર. દીઠો૦ ૪

૨

ભવાની! તું મદમાતી. (ટેક)
તું મદમાતી છંદે ગાતી, દીસતી રાતી. ભવાની૦ ૧
દેવનકુ પરી ભીર, ભવાની સિંઘ ચઢી ધાતી. ભવાની૦ ૨
આનંદી દૈતન-દલ ખંડી, મંડી રંગ રાતી. ભવાની૦ ૩
વલ્લભ વાયક છો વરદાયક, સમરે દિનરાતી. ભવાની૦ ૪

૩

સહિયરો રે બહુચર માને જોઈએ,
એની છબીલી છબી સમ ન કોઈએ. સહિયરો રે૦ ૧

૧ 'આરતીનો' ૨ અર્થ સ્પષ્ટ નથી.

આંખ અણિયાળી, સ્વરૂપ રસાલી,
વાળી ભાળીને મન મોહીએ. સહિયરો રે૦ ૨
ચંદ્રમુખીને જોતામાં સુખી થઈએ,
રહી સુખી ને દુઃખ ખોઈએ. સહિયરો રે૦ ૩
વલ્લભ વરણે, સદા તુમ શરણે,
ચરણે ચિતડું પરોઈએ. સહિયરો રે૦ ૪

૪

સહિયરો રે બહુચર માને નિહાળો,
એહને નેણ નેણ ભરી ભાળો. સહિયરો રે૦ ૧
સહેજ સોહામણ, સુધ વિસરામણ,
કામણગારો ચાળો. સહિયરો રે૦ ૨
વિમલ ઇંદુવદન, મીટમાં મોહન,
તનમન પ્રન હર ટાલો. સહિયરો રે૦ ૩
વલ્લભ વાણી, વદે દયા આણી,
જાણી પોતાનો પ્રતિપાળો. સહિયરો રે૦ ૪

૫

મારે બહુચરાજીને જોવા જવાની બાધા રે,
એના અગણિત ગુણ મને લાધ્યા રે. મારે૦ ૧
અમર અવંદિક, નિજ જન નંદિક,
કંટક કોટિક ખાધા રે. મારે૦ ૨
શ્રી સલખનપુરી, બહુ બરદે[૧] ભરી,
ઈશ્વરી અગમ અગાધા રે. મારે૦ ૩
વલ્લભ જાપ જપે પરતાપે,
આપે[૨] દુર્જન દાધ્યા રે. મારે૦ ૪

૧ 'વરદે' ૨ 'આરે'

૬

મુજ ઘર આવો રે શ્રી બહુચર માએ,
મારે મસ્તકે મૂકી પાએ. મુજ૦ (ટેક)
લોક-લાજ તુજ કાજ આજ તજી,
રાજ રીઝ મલવાએ. મુજ૦ ૧
લાગી લગન, મગન થઈ મનથી,
તનથી તું ન ટળાએ. મુજ૦ ૨
અટકે મન, મટકે મુખ તારે,
લટકે લિહ[1] વળાએ. મુજ૦ ૩
દો સુખ સુલ્લભ દેવને દુર્લભ,
વલ્લભ જન જશ ગાએ. મુજ૦ ૪

૭

મુજ ઘેર આવો રે શ્રીબહુચર બાઈ,
તારે લેહેકે આંખ લૂભાઈ. મુજ૦ ૧
મુજ મન ધૂરત મીઠડી મૂરત,
સૂરત હ્રદે લખાઈ. મુજ૦ ૨
ચંપકવર્ણી, મીટ મન-હરણી,
કરણીમાં ન કળાઈ. મુજ૦ ૩
જો જશ લીજે, આપે આવીજે,
વલ્લભ દીજે વડાઈ. મુજ૦ ૪

૮

મુજ ઘેર આવો રે શ્રીબહુચર માત,
તુંને સમરું સાંજ ને પ્રાત. મુજ૦ ૧
ભોળી ભવાની, મારે મન માની,
છાની છે એક વાત. મુજ૦ ૨

૧ 'લિક'

શી પડી તારે, જે મુને સંભારે?
મારે તો તું વિસાત.[1] મુજ૦ ૩
વિશ્વ-વિખ્યાત વાત બધે જાણે,
વલ્લભ માત ને તાત. મુજ૦ ૪

## વેલાવલ રાગનાં પદ

૧

બહુચર માને ભામણે,[2] ભવોભવ થાઉં;
ભોળી ભવાની માતના, હરખે ગુણ ગાઉં. બહુ૦
તેજ ધર્યું ત્રિભુવન તણું, શોભા સી રાઉ;[3]
તારણ છે ત્રિપુરેશ્વરી, નીરખી ન અંધાઉ. બહુ૦
અવની ઉપર આશરો, અવર કહાં જાઉં?
માત તાત તું મયા કરે, તાહરો કહેવાઉં. બહુ૦
બહુરંગી અંગી તમે, છો તો પાલવ સ્હાઉં;
પાદરવાશી પાદશાહ,[4] પાણી પતવ્યાઉં. બહુ૦
અલખ અકલ અંતની, આદ્ય મધ્ય ન ઠાઉ;
સેવી દેવી દયા થકી, પુરુષે પંકાઉં. બહુ૦
દાહાડી દરશન તાહરાં, વિણ મેન અટવાઉં;
માત! હાથ માથે ધરો, રાજ રીતે મંડાઉં. બહુ૦
ભૂતલ ભૂર ભૂલાં ભમે, હું ભૂલ્યો ન ભમાઉં;
મન કર્મ વચન મને કહ્યું, સત્ય તું 'સમ' ખાઉં. બહુ૦
કીજે કૃપા કળિકાળમાં, કૃત્ય કૂડ ગમાઉં;
વલ્લભને કર દીજીએ,[5] ચાકરને ચમાઉં. બહુ૦

---

૧. 'વિત્ત સાત'
૨ 'બારણે.' ૩ 'શી રાઉ' (?) ૪-૫ અર્થ સ્પષ્ટ નથી.

૨

જેમ તું રાખે રે આરાસુરી, તારા ભાવથી[૧] રહીએ,
મનની વ્યથા જાણો માતજી, મુખડેથી શું કહીએ ? (ટેક)
ઉત્તર દેશ આરાસુરી, પૂરવે મહાકાળી;
દક્ષિણમાં દેવી અષ્ટભુજા, ચુંવાળ બહુચરબાળી. જેમ૦
ચો દિશે તું વ્યાપી રહી, બ્રહ્માંડે જાણી;[૨]
શી રે શોભા કહું તાહરી ? શિવની પટરાણી. જેમ૦
માજી ! માત તાત તું માહરે, અંબે આશરો તારો,
તુજ વિના બીજું કો' નહીં, ઝળહળતો પારો. જેમ૦
ચંડ મુંડને તેં મારિયા, રક્તબીજને રોળી,
તેત્રીસ કોટિ દેવતા કહે, 'મારી માત છે તું ભોળી !' જેમ૦
સહસ્ર કળશ તારા નામના, વલ્લભ શિર છાજે,
જુગ રુઠ્યો કેમ વા પડે ?[૩] શિર અંબા બિરાજે. જેમ૦

૩

બાળા બહુચર સેવીએ, જે સકલ સિદ્ધિ આપે;
કરણી ભૂંડી હોએ કેવીએ,[૪] તે કૃપા-દૃષ્ટે કાપે. બાળા૦
દેવદેવી દુનિયા વિષે,[૫] તે પોતાને પ્રતાપે;
બહુ બળ બહુચરનું લખે, જે ઉથાપે ને થાપે. બાળા૦
પ્રેમે પૂજો પ્રભાતમાં, ધ્યાન ધરીને ધાપે;[૬]
મન રાખો જક્ત-માતમાં, તે દે જમને જવાપે. બાળા૦
કીર્તિ શ્રવણે સુણી સદા, ગાયે ગરબા આલાપે;
જે રે જોઈએ તે જદા તદા, આપે[૭] વણ-માપે. બાળા૦

---

૧ 'તારે ભાવે' ૨ 'બ્રહ્માએ ન જાણી' ૩ 'વા પરે ?' 'મા કેમ વારે'
૪ 'કરણી હોયે કેવીયે' ૫ 'વિશે' 'દીસે' ૬ 'ધરે ધ્યાન ન ધાપે'
૭ 'વણ માગે'

જીવન જીવાડોને જસ કરી, ન જપું મા વિના જાપે;[1]
વલ્લભને શિર બહુચરી, બધે વિશ્વમાં છાપે. બાળા૦

૪

બલિહારી બહુચરા તણી, જે અકળ, ના કળાયાં;
આપી સમૃદ્ધિ આણીને, ઘણાં વરદ નિબાહ્યાં. બલિ૦
કૂડાં કરી કાયા ધરી, તે કંઈ કારવાયાં;
સાચે સંભારી બહુચરી, તે સ્વરૂપે સોહાયાં. બલિ૦
ઘેલાં, ગાંડાં ને ગોબરાં, પંડયે પલટાયાં;
બહુ બુધવંત બરોબરાં, થયાં આઈ આ રાયાં. બલિ૦
કાણાં કૂબાં ને આંધળાં, પડળે દગ છાયાં;
ત્રાંસાં ને ટાળ્યાં, રતાંધળાં, સલખનપુર ધાયાં. બલિ૦
મૂંગાં ગૂંગાં ને તોતડાં, બોબડામાં ગણાયાં;
રસનાનાં ગયાં ખપોતળાં, તે વળ્યાં ગુણ ગાયાં. બલિ૦
લૂલાં લંગડાં ને પાંગળાં, કુબડાં કબડાયાં;
રગતપીતે ગળ્યાં આંગળાં, વળ્યાં પાળે[2] પળાયાં. બલિ૦
કોઢી કુષ્ટિ, કાને રહ્યાં, કાયાએ કપાયાં;
પ્રેમ ધરી પારે ગયાં, ભાંગ્યાં હાડ સંધાયાં. બલિ૦
દીકરા-વિહોણાં વાંઝિયાં, કર્મ-હીણ લખાયાં;
સ્વલ્પ મળે ન અન્ન સાંઝિયાં, ઘર અભરે ભરાયાં. બલિ૦
અવર ન દૈવત એ થકી, જાણે જન જાયાં;
પુંસક કીધા નપુંસકી, જે માનસરોવર નાહ્યાં. બલિ૦
દિવ્ય થયાં દેહ પામીને, જે ભૂલાં ને ભમાયાં;
કહે વલ્લભ શિર નામીને, તે કમાઈ કમાયાં. બલિ૦

---

[1] 'જીવ જીવાડું જસ કરી, ને જપું માને જાપે' [2] 'પારે'

## સારંગ રાગનાં પદ

૧

રંગમહેલમાં રમે રંગીલી બહુચર, બહુ રંગ રંગ. રંગ૦ ૧
રંગરંગીલી આંગી અંગે, રંગરંગીલી સૂથણ—સંગે,
રંગરંગી ઓઢી, સુઢંગ ઓઢણી અમૂલ્ય કરંક રંગ;
ઉમટ્યો અંગ અતિ ઉમંગ. રંગ૦ ૨
રંગરંગીલી કર સુરાહી, રંગભરી કર પાત્ર સાહી,
રંગરંગીલી પીએ ત્યાંહી, માતંગી ઉનમત્ત મતંગ. રંગ૦ ૩
રંગરંગીલાં નેણાં ડોલે, રંગરંગીલી વેણાં બોલે;
રંગરંગીલાં નેન તોલે, વલ્લભ બહુ રંગ
અકલ ગત્ય, અભંગ બહુચર, બહુ રંગ રંગ. રંગ૦ ૪

૨

ગ્રીષ્મ રત્ય અતિ સોહાવે, ભાવે ભવાની ગોખમાં. ગ્રીષ્મ.
એક અલી રહી વાયુ ઢોળે, એક મલયા ભરે કપોળે;
એક ગુલાબ રસ ઘોળે, છાંટે છબીલીને
—જગતજનની જુએ જોખમાં. ગ્રીષ્મ૦ ૧
એક અલી કર ચમર કરે, એક પાયે તલાંસી કરે;
એક અલી સન્મુખ મોં કરે, રાખી ખુશી લઈ બેઠાં
સંસાર—સુધ લેવા શોખમાં. ગ્રીષ્મ૦ ૨
બહુચર સાહેબ સુજાણ, વેદ પુરાણ કરે વખાણ;
વલ્લભ ધન્ય જીવન—પ્રાણ, જીવત શરણ રાખો શોખમાં. ગ્રીષ્મ૦ ૩

૩

આદ્ય ઈશ્વરી અપરંપાર,
નિરંજન નિરાકાર, સાકાર આકાર આ સંસારસાર. આદ્ય૦ ૧

નિરાધાર આધાર, અવની અંબર અપાર, ચાર ખૂંટ ખાણુ ચાર;
ગિરિ ગુહા અઢાર ભાર, નિર્મિત નિજ નરનાર;
ચૌદ ભુવન પારાવાર.[1] આદ્ય૦ ૨
ભગવતી ભવમાં ઉદાર, ભગતના[2] ભરણુ ભંડાર,
દુઃખ દરિદ્ર હરણુહાર, સેવકાં સાધાર ઠાર. આદ્ય૦ ૩
ગોખ[3] જોગ નિધિ–દાતાર, પ્રગટ બહુચર બહુ પ્રકાર;
વલ્લભ એકરારદાર, ને[4] ત્રિપુરે! તારનાર. આદ્ય૦ ૪

૪

ઝગમગ જ્યોત ઝગમગાત, માત!
પ્રાત–અરુણુ ઉદેશી. ઝગમગ૦ ૧
રાજે રસીલી ગોખે, જોખ મધ્યે શોખે;
સુધા મહીં મહા મદમત્ત સુદેશી. ઝગમગ૦ ૨
ખેલે ખેલ, ખરી બેલ,[5] બરાબરી;
ખિજમતદાર, ખવાસ ખુદેશી. ઝગમગ૦ ૩
મુનિ મન–ભ્રમણુ, કહે કવિ કવણુ,
બહુચર બે મણિ, વલ્લભ રમણુ રુદે શી. ઝગમગ૦ ૪

## સોરઠી મલ્હારનાં પદ

૧

પાવસ[1] રત અતિ સોહાવે ભાવે, આવે આનંદ અપાર. પા૦
ગરજ ઘટા ઘનઘોર, બીજ ચમકે ચહું ઔર, મોર કરે શોર;
દાદુર બોલે, કોકિલા કરે કિલકોર. પા૦
સરસ બરસે બરસાત, હરિત સોમ્ય ઉદિત ધાન,
વૃક્ષ, વેલી, પુષ્પ, પાન, ભાર અઢાર. પા૦

૧ 'વાર પાર' ૨ 'ભગવતી' ૩ 'ગોળ' ૪ 'તે' ૫ 'કરી બાલ'
૬ 'સરસ'

એહવે સમે આનંદી આઈ, દેવને તે દે દેખાઈ;
સેવકાંની સુખદાઈ, સુલભ વલ્લભ બહુચર દે દિદાર. પા૦

૨

સઘન ઘન ગરજે બરસે મેહ,
નેહ બાદલ-દલ છાઈ. સઘન૦ ૧
દાદુર મોર કોકિલા બોલે,
પપીહા પરમ સુખદાઈ. સઘન૦ ૨
નાળાં, નદી, અવધિ બધી અધિકી,
જલથલ સકલ ભરાઈ. સઘન૦ ૩
એ દિવસે નિશે[1] દે વલ્લભ,
વર વર બહુચરબાઈ. સઘન૦ ૪

૩

(છંદ ઝૂલણા)

આવી વરખા રતિ,[2] પાંચવે અધિપતિ;
છતી અછતી વસ્ત પ્રકટ કરતી. આવી૦ ૧
અમૃતે સિંચીને, અગ્નિએ મીંચી જે;
નીચી ઊંચી પ્રસિદ્ધ નિધિ પ્રવર્તી. આવી૦ ૨
પર ઉપકાર સંસારને ભરતી ને;
સકલ શણગાર-શું ધરતી ધરતી! આવી૦ ૩
સુગ્મ ખટમાસ, ખગ આશ એક જ તૃષિત;
તન તપ્ત તજી, તરત થાય ત્રિપતિ. આવી૦ ૪
કેકિ કોકિલ કરે, કલ્લોલ કરતી[3] કૂજે;
કાનન વિખે વિરહ તન હરતી. આવી૦ ૫
અન્ય અવતાર જે અન્યોન્યની ઉતપતિ;
અલ્પ આયુષ્ય સ્વલ્પ ભોગ ભોગવતી. આવી૦ ૬

૧ 'નિશ્ચે' ૨ 'ઋતિ' ૩ 'ફરતી'

કૃત કર્મ કો, નિરાકારે નિવરતી;[1]
સ્વયેં સાકાર સલખનપૂરી ઠરતી. આવી૦ ૭
અંશ ઈશ્વરિ પે, અપાર અણુગણુતી;
જક્ત[2] જોતાં, જગત એ જ ચણુતી. આવી૦ ૮
બહુચરા! અવર ચર, ચરિત્ર વિસ્તરતી;
નિરખ્યુ નજરે નિકટ ન્યારી નિસ્તરતી. આવી૦ ૯
આ રતે અધિક અમૃતમાં વરસતી;
વિવિધ વર વર વલ્લભાયે હરસતી. આવી૦ ૧૦

## ધનાશ્રી રાગનાં પદ

### ૧

કહો રે બાઈ! કેમ કીજે? મુજ મન વસિયાં માય;
રસિયાં શ્રી બહુચર રાય, તન મન ધન દીજે. કહો રે૦
અંતર અતિશે એશું અલૂજે, બૂઝે નહિ કો આપદાય;
કાળજ કોચે, કોહોને ન સૂઝે, રૂઝે એથી કદાય. કહો રે૦
લાગી લગન, મગન થઈ મનથી, તનથી તું[3] ન ટળાય;
ન રાચ્યું અન્યથી, જોવા વદનથી, આધીન થઈ અબળાય. કહો રે૦
ચેટક લાગ્યું, રાતદિન જાગું, ત્યાગું ભૂખ તૃષાય;
ભવ–ભય ભાગું શું અનુરાગું, જાગું એ મેં છાય. કહો રે૦
ભૂલા ભમાઉં, કારજ વણુસાઉં, એળે આયુષ્ય જાય;
પાગ નમાવુ, કાં જીવાઉં,[4] લાઉં તુજ શિશ સોહાય. કહો રે૦
અટકયુ મન લટકાળીને લટકે, ભટકયો ભવ બાધાય,
ઠઠકયું ચિત્ત ચાચરને ચટકે, ખટકયું હૈડા માંય. કહો રે૦
બાળા બીજ રખ્યુ,[5] બધે આકર્ષ્યું, હરખ્યુ હેત જોવાય;
પારખુ પરખ્યુ, પતિતમાં નીરખ્યું, સરખું બિરદ બિહાય. કહો રે૦

---

૧ 'નિરવતી' ૨ 'જક્તમા' ૩ 'તો' ૪ 'કાળ વાઉં'
૫ 'બાળા શ્રી જ રખ્યુ'

શશીવદનાળી, સ્વરૂપે રસાળી, બાળી બહુચરી માય;
તુજ સંગ તાળી, લેવા સુખ ન્યાળી, પાળી લો આપ પસાય. કહો રે૦
આઈ! આપો એવું, અવર ન સેવું, કહેવું કે કહેવાય;
દરસન દેવું, શ્રીમુખે બોલવું, જેવું વલ્લભ ગાય. કહો રે૦

૨

તુજ વિના કો નહિ માહારે-
જે જેને જગદીશ જ જાણે, તે તેને સંભાળે. તુજ૦
આ કળિકાળ હળાહળ માંહી, બાંહે ગ્રહીને ઉગારે. તુજ૦
વલ્લભને વિશ્વાસ આશ દૃઢ, તુજ વિણ કો નવ તારે. તુજ૦

૩

( રાગ જેતશ્રી ચોતાલ )

દેવી દયાની, દેવ દેવાંની,
ભવોભવ ભક્ત-વત્સલ એ ભવાની. દેવી૦ ૧
કરોડ તેત્રીશ નામે શીશ, નિશ દિશ દે આશિષ;
અમો તમ અધીશ ઈશ માની. દેવી૦ ૨
પંડ બ્રહ્માંડ પ્રતિપાળ, કંટકાં કારણકાળ;
સેવક લેવા સંભાળ, વર વરદાંની. દેવી૦ ૩
અન્ય દેવ દેવી ઇષ્ટ, બહુચર સહુથી બલિષ્ઠ;
પ્રગટ પ્રસિદ્ધ પીઠ દીઠ, જે વશ વલ્લભાંની. દેવી. ૪

## ગોડી રાગનાં પદ

૧

આદ્ય અનાદ્ય ઈશ્વરી એક, એહ વિશેક અનેકમાં. આદ્ય૦ ૧
પશુપંખી જીવજંત, લક્ષ ચોરાશી નો ન તંત;
અવિલોકતો અનંત, અંત ન આવે,
વિસ્મય થયો એ વિવેકમાં. આદ્ય૦ ૨

પવન પાણી ને પાહાડ, ધરા અંબર વેલ ઝાડ;
તરુણ તરણ જાલ જાડ, વ્યાપિક છત છે અછેકમાં. આદ્ય૦ ૩
વલ્લભ કહે વિશ્વ વિશે, શક્ત્ય-સંયુક્ત સર્વ દીસે,
યક્ષ, કિંનર, નર, અમરીશે,
બહુચરી બળિષ્ઠ ઇષ્ટ છેકમાં. આદ્ય૦ ૪

૨

પૂરણ બ્રહ્મ સનાતન એ પરમેશ્વરી,
અપરંપાર અકળ ગત્ય. પૂરણ બ્રહ્મ૦ ૧
પુરુષ પુરાણ પરમ શિવ જે થકે,
બ્રહ્મા વિષ્ણુ રુદ્ર ઇંદ્ર આદ્ય સુર;
શક્તિ-સંયુતિ ઉતપત્ય. પૂરણ બ્રહ્મ૦ ૨
ચૌદ ભુવન, નવખંડ અખંડ જે,
પંચ બ્રહ્માંડ જોયે છે છત્ય. પૂરણ બ્રહ્મ૦ ૩
વલ્લભ કહે જો વિચારી, આદ્ય પુરુષ પહેલી નારી;
બહુચરી લીલા વિસ્તારી, વેદ પુરાણ સત્ય. પૂરણ બ્રહ્મ૦ ૪

૩

બહુચરાજી ત્રિભુવન-તારણ તું;
મા બહુચર, તે માટે કહુ છું હું. મા બહુચર૦ ૧
સલખનપુર સાહેબા સાંભળીએ,
સરસ નરસ છું. મા બહુચર૦ ૨
વાંકું ધરમ કરમ વાંકું તે;
ટાળી કીજે સમું. મા બહુચર૦ ૩
વલ્લભને તું માત તાત,
તે માટે માત નમું. મા બહુચર૦ ૪

૪

બહુચરાજી બરદ-નિભાવન છો,
તું વિણ કોણ, કહો ? બહુચરાજી૦ ૧
નિજ-જન-પોષણ વિશ્વ-સંતોષણ,
દોષણ દરદ દહો. બહુચરાજી૦ ૨
મહાતમ મોક્ષ પુરુષાતન,
વાતમાં વાત વહો. બહુચરાજી૦ ૩
વાંક ટાંક તજી, અધમ આજ હજી,
વલ્લભને નિવહો.[1] બહુચરાજી૦ ૪

૫

ભવાની ભજતાં તે ભાવટ જાયે રે,
તે બાળી બહુચરિયાયે રે. ભવાની. (ટેક)
ભવ-ભય-હરણ, તારણ ભવસાગર,
જન્મ મરણ નવ થાયે રે. ભવાની૦ ૧
અંબા બહુચર ને મહાકાળી,
ચોથાં તે તુળજા માય રે. ભવાની૦ ૨
નરનારી શિશુ, શીશ નામે સહુ,
બહુ જન લાગે પાય રે. ભવાની૦ ૩
વલ્લભ જે જન જુક્ત એ મન,
મનશુદ્ધિથી ગુણ ગાય રે. ભવાની૦ ૪

૬

બહુચરાજી સહુમાં રહ્યાં સમાઈ,
આપે આવો યુગ-માંઈ. બહુચરાજી૦ ૧
ઘટ ઘટ પ્રગટ સુઘટ જે વિકટ રટ,
અટપટી અદ્‌ભુત આઈ. બહુચરાજી૦ ૨

૧ 'નિભાવો'

ત્રિગુણાતીત સહિત ક્ષરાક્ષર,
અગણિત ગુણ ન ગણાઈ. બહુચરાજી૦ ૩
વલ્લભ વિધવિધ રચના રચતાં,
મૂકી ન રએ[1] મણાઈ. બહુચરાજી૦ ૪

૭

શ્રીબહુચરાજી મનસાની દાતા, મા બહુચરા;
તું સમર્યાં સુખશાતા. મા બહુચરા૦ ૧
આદ્ય અનાદ્ય અગાધ એ ઈશ્વરી;
વિશ્વંભરી વિશ્વની માતા. મા બહુચરા૦ ૨
સુર સુરેશ શ્રીપતિ મહેશ,
નિત્ય ધ્યાન ધરે તારું ધાતા. મા બહુચરા૦ ૩
વલ્લભ તે જન જુગ જીત્યા;
તારા મન-શુદ્ધે ગુણ ગાતા. મા બહુચરા૦ ૪

૮

ત્રિપુરાના સ્મરણથી સુખ થાય,
મહાવ્યાધિ-ભય-દુઃખ જાય. ત્રિપુરા૦ (ટેક)
આયુષ, ખટ રસ, રિધ સિધ આપે મા, વ્યાધિ પાપ પળાય;
કાળપાશનું બંધન તોડે, પુનરપિ ન થાય કાય. ત્રિપુરા૦ ૧
ઘોડીનો ઘોડો, સ્ત્રીનો પુરુષ, માનસરોવર નહાય;
મૂંગાં, બહેરાં, અપંગ અંધ, કુષ્ટાં, નામે નવ પીડે કાય. ત્રિપુરા૦ ૨
કામ-કુંવર કારાગ્રહથી છૂટ્યો, રુક્મિણી-રમણ મોરાર;
પાંડુપુત્રનું મહાદુઃખ વામ્યું, તારા નામ તણે મહિમાય. ત્રિપુરા૦

૧ 'રહે'

અમરને અભયદાન આપ્યું, સુર-સંકટ હર્યું માય;
વલ્લભ અમર-ભજન-પ્રતાપે, ભવાની કરોને કૃપાય. ત્રિપુરા૦

૯

અંબે મૈયા, ભક્ત-વત્સલ પ્રતિપાળા;
બહુનામી શ્રીબહુચર બાળા. અંબે૦
અંબે નામ અધમ-ઓધારણ, ભક્ત-અભક્તોને તાર્યા;
પંચાક્ષરી બાલા જપ જપતાં, જન્મ-મરણ ભવ ટાળ્યા. અંબે૦
પૂજન અર્ચન વિધિ ન જાણું મા, કરું છું કાલાવાલા;
શેષ શારદા નિગમ નેતિ ગાયે, લીલા અગમ ઉજિયાળા. અંબે૦
પ્રકૃતિ-પુરુષરૂપે કારજ સાર્યાં, ને ભૂમિના ભાર ઉતાર્યા;
અમરને અભયદાન આપ્યું, મહાકાળી મહાકાળા. અંબે૦
જડ ચેતન ત્રિભુવનમાં વ્યાપ્યાં, જ્યોતિરૂપ ઉજિયાળાં;
જીવન-મુક્તિ વલ્લભપદ પામ્યા, ભવાની! કરો રખવાળાં. અંબે૦

૧૦

માજી બહુચર, બ્રહ્મસ્વરૂપી રાયા,
માજી મેરુ-શિખર મહંમાયા. માજી૦ (ટેક)
અવ્યક્ત અક્ષર અજ અવિનાશી, ત્રિગુણ માજી! તેં જાયા;
મહાકાળી મહાલક્ષ્મી સરસ્વતી, ત્રણ લોક તેં છાયા. માજી૦
પંચતત્ત્વ પચીસ ઉપજાવે, ષડ્ ઊર્મિ તારી માયા;
મન બુદ્ધિ ને ચિત્ત અહંકારે, ચેતનશક્તિ ધરી કાયા. માજી૦
સ્થૂલ સૂક્ષ્મ, કારણ મહાકારણ, કૈવલ્યમાં પદ પાયા;
જાગ્રત સ્વપ્ન સુષુપ્તિ તુરિયા, તુંથી પરિબ્રહ્મ પાયા. માજી૦
અકલ સ્વરૂપી, અરૂપી મહંમાયા, જ્યોતિ-રૂપ ગોખ ઠરાયા;
જ્ઞાની ધ્યાની વલ્લભાને ચરણે, બ્રહ્મ ભવાનીએ ગાયા. માજી૦

૧૧

મારી બહુચર બાઈ સહુ–માંહે રમે,
જ્યાં જેમ ત્યાં તેમ રૂપ થઈને ભમે.
લક્ષ ચોરાશી વાસ વપુ–મધ્ય,
લઘુ દીરઘ કહીં વેશ વરધ્ય. મારી૦ ૧
ગૌર શ્યામ ને શ્વેત આરક્ત,
જીજીઆ રંગ ધરી કર્યું જક્ત;
કહીં ઠાકુર, કહીં ચાકર ચોર,
કહીં શાહ શાહુકાર, હરામખોર. મારી૦ ૨
કહીં દાતા, કહીં માગણ દીન,
કહીં સ્વચિત્ત, કહીં પરાધીન;
કહીં કૂડ, કહીં સત્ય અસત્ય,
છળ છ ભેદ સ્વ જે ઉત્પત્ય. મારી૦ ૩
કહીં શૂરી પૂરી, કહીં સતી,
કહીં યોગી ભોગી ભગવતી;
કહીં ડાહી વાહી નચ્ય જાએ,
કહીં ગેહેલિ ન ગેહેલી કહેવાયે. મારી૦ ૪
બહુ બળ, કળ, છળ, બહુચર બાઈ,
કીડી કુંજર મધ્ય રહ્યાં સમાઈ;
અવર અંશ ચૌરાશી લક્ષ,
નરનારી પોતે પ્રત્યક્ષ. મારી૦ ૫
શક્તિ સરવ ઘટ શ્વાસોશ્વાસ,
તુંને લહે કો તારો દાસ;
સમર્થ આદ્ય બહુચર બાઈ,
ભટ વલ્લભ જીવે ગુણ ગાઈ. મારી૦ ૬

૧૨

મંગલ નામ માત! હૈ તેરો. (ટેક)
સલખનપુર કી સાહેબ બહુચરા,
દિન દિન તેજ-પ્રતાપ ઘનેરો. મંગળ૦ ૧
આયે ધાયે, મયા કર માતા,
બેઠી તખ્ત બનાયે ઘનેરો. મંગળ૦ ૨
મૈં બલબલ જાઉં માત મહેરબાની,
કિરપા કરી હરિ-વલ્લભ ચેરો. મંગળ૦ ૩

૧૩

મંગળ આદ્ય બહુચરા બાઈ. (ટેક)
મંગળ જન મંગળ યશ ગાવે.
મંગળ નામ પરમ સુખદાઈ. મંગળ૦ ૧
મંગળ દરસ, સરસ મૃદુ બરખે,
મંગળ દેત પુરુષ પુરુષાઈ.[1] મંગળ૦ ૨
મંગળ હરિ-વલ્લભ કહા બરને,
તનક તનક કી મંગલતાઈ. મંગળ૦ ૩

૧૪

મંગલ આપ બહુચર માતા. (ટેક)
મંગલ ખૂંટ ચાર સચરાચર,
મંગલ ચારુ, ચાર ફલ દાતા. મંગલ૦ ૧
મંગલ આદ્ય મધ્ય અવસાનક,
જાએ ધ્યાયે[2] વિશ્નુ ભવ ધાતા. મંગલ૦ ૨
મંગલ ઉદિત મુદિત મનભર કર,
હરિ-વલ્લભ પાયે સુખશાતા. મંગલ૦ ૩

૧ 'પરુષાઈ' ૨ 'ધ્યાયે'

૧૫

મંગલ બહુચર માત ભવાની. (ટેક)
મંગલ ચાચર ગોખ બિરાજે,
મંગલ જગવંદન જગ-જાની. મંગલ૦ ૧
મંગલ આદ્ય ગોખ માનસર,
વાવ કુંડ કી અકથ કહાની. મંગલ૦ ૨
મંગલ હરિ-વલ્લભ દ્રુમ તૃણચર,
મંગલ જે પરસે નિત પ્રાણી. મંગલ૦ ૩

## મારુ રાગનાં પદ

૧

માજી થારા દાસ દાસ-રો દાસ,
સમરું શ્વાસોશ્વાસ. માજી૦ ૧
થેં માહારે જગદીશ ઈશ્વરી,
આદ્યશક્તિ અવિનાશ. માજી૦ ૨
તન થેં[૧] ફ્રરકે મારી નર,
અમરા-રી પૂરણ આશ. માજી૦ ૩
દેવી દાતા ઓર ન વિધાતા,
વલ્લભ દઢ વિશ્વાસ. માજી૦ ૪

૨

થેં તો મારા સાહેબ છો જી સુજાણ,
માજી, મુને આપ આપ-રી[૨] આણ. થેં મારા૦
મેં બલિહારી બહુચરા તારી,
વારી તન મન પ્રાણ થેં મારા૦

---

૧ 'તીનથેં' ૨ 'આપની'

બહુચરા લાયક, બુદ્ધિ વરદાયક,[1]
વાયક વેદ પુરાણ. થેં મારા૦
વલ્લભ ધીન ગત, મૃઢ મહામત,[2]
પાલણ પત્ય[3] પરિમાણ.[4] થેં મારા૦

૩

થેં તો માંકી અરજ સુણજ્યો, મારા રાજ,
શ્રી સનખલપુરી સાહેબા હો રાજ. થેં તો૦ ૧
મેં બિન-દામ ગુલામ નામ-રો,
થેં માહારા શિરતાજ. થેં તો૦ ૨
બિપત્તિ બિડારન, ત્રિપુરે! તારણ,
સારણ સખર-રાં કાજ. થેં તો૦ ૩
બહુચર બાળી, બહુ બરદાળી,
વલ્લભ ગરીબનિવાજ. થેં તો૦ ૪

૪

હો સલખનપુરી સાહ્યબા હો રાય,
ઝગમગ જ્યોત અજાયબા હો રાય. હો૦
થેં પાદશા'રા પત્ય, મહારાય,
બહુચર બડે બખત્ય, મહારાય,
નવરંગ થે નિત્ય નિત્ય, મહારાય. હો સલખનપુરી૦ ૧
તખત બણાયો હો, ત્રિપુરે તાહરો, હો રાય!
રાયજી બિરાજોજી, મહારાય,
ગોખોંમેં ગાજોજી, મહારાય,
અમરાંમેં આજોજી, મહારાય. હો સલખનપુરી૦ ૨

---

૧ 'બાહો બર લાયક બુધ બરદાયક' ૨ 'મતિ' ૩ 'પ્રતિ'
૪ 'વસ્સલ ગાય ગુણ મહામત, મૃઢ રાખણ પત પરિમાણ'

થાહન પાયો હો થારા થાક–રો હો રાય,
અકળ કહ્યાં અત્ય, મહારાય,
અવગત્ય થારા ગત્યની, મહારાય;
જિહ્વે રે ન મરત્ય, મહારાય. હો સલખનપુરી૦ ૩

સૂઝે સુસરાઈ હો, શેષ કાંયુ સરે હો રાય?
અધરી . શક્ત્ય મહારાય,
જોઈ જે જગત્ય, મહારાય,
સમસ્ત કરે શક્ત્ય, મહારાય. હો સલખનપુરી૦ ૪

ઉત્પત્ય આઈ હો, જળથળ રીઝ કે, હો રાય!
થેં–બિન કાંયુ, માહારાય;
ત્રિભુવન તાંયુ, માહારાય
કહેણે તે કહાંયુ, માહારાય. હો સલખનપુરી૦ ૫

વેદ વિખાણે હો, બરદ બઢાઈ–રા હો રાય,
થેં ઓહોનામી, માહારાય;
દૂસરો ન દામી, માહારાય
અંતરયામી માહારાય. હો સલખનપુરી૦ ૬

જસ જગ જાણે હો, બહુચરાબાઈ–રા હો રાય,
પુરખાં–પીહર, માહારા રાય,
મેહેલાં–રી મિહર, માહારા રાય;
ઉચરે હરિ હર, માહારા રાય. હો સલખનપુરી૦ ૭

પ્રાક્રમ પૂરાં હો, થેં પરમેશ્વરી, હો રાય,
પ્રગટ જણાઓ, માહારાય;
સગુણ ગણાઓ, માહારાય,
નિગુણા–રાં રાઓ, માહારાય. હો સલખનપુરી૦ ૮

સમરથ શૂરાં હો, વર વિશ્વેશ્વરી હો રાય,
દૈત્યાં-રી દલણુ માહારાય;
અવલાં-રી વલણુ, માહારાય,
છેલાં-રી છલણુ, માહારાય. હો સલખનપુરી૦ ૯
દૂર-થકાંઈ હો, દેવળ દાખતે, હો રાય,
ધરમ-રી ધજા, માહારાય;
રજ ખરી રજા, માહારાય,
પાલણુ પ્રજા, માહારાય. હો સલખનપુરી૦ ૧૦
શાહાં જસ ખાઈ હો, જે ગુણુ ભાખતે હો રાય,
પતીતાં-રી તારણુ, મહારાય;
નરકનિવારણુ, માહારાય,
દુઃખ-રી વિસારણુ, માહારાય. હો સલખનપુરી૦ ૧૧
ચાર પદારથ હો, થારે ચાચરે હો રાય,
પુન્યવંત પાવે, માહારાય;
જે જશ ગાવે, માહારાય.
નિત્ય શિર નાવે, માહારાય. હો સલખનપુરી૦ ૧૨
જીવત-રો સારથ, હો જે પ્રેમ આચરે હો રાય,
સુફ્લ ફ્લીજે, માહારાય;
ગરવ ગળીજે, માહારાય,
માત-રે મળીજે, માહારાય. હો સલખનપુરી૦ ૧૩
અરજ સુણીજે હો, મેં'હે તો તારા ઓળગુ હો રાય,
માત-રાં મિરાશી, માહારાય;
ખિજમત ખાસી, માહારાય,
મ કરો ઉદાસી, માહારાય. હો સલખનપુરી૦ ૧૪

ફ્સરું ન દીજે હો, મોંહો ને મોં લગુ હો રાય,
દેવીજી કાહાવો માહારાય;
દરશ દિખાવો, માહારાય,
વલ્લભાં-રો ચાહો માહારાય. હો સલખનપુરી૰ ૧૫

## પરજ રાગનાં પદ

૧

મંડપ રૂડેરો જણાય છે મોરી સાહેબા હો,
દર્શન રૂડેરો જણાય છે, મોરી સાહેબા હો. (ટેક)
મુખડો મૈયા, તેરો અજબ બિરાજે,
હાથે સોનાચૂડો સોહાય છે: મોરી૰ ૧
ચક્ર ત્રિશૂલ લઈ, કરમાં પાત્ર ગ્રહી,
ભક્તને લાડ લડાય છે. મોરી૰ ૨
ખડ્ગ ખપ્પર ભરી, સિંહવાહને ચઢી,
દુષ્ટનાં દલણ દળાય છે. મોરી૰ ૩
કહે ભટ વલ્લભ, ભજતાં ભવાનીને,
ભવની તે ભાવટ જાય છે. મોરી૰ ૪

૨

બહુચર માતા, આપ વિધાતા,
હરિહર ઇંદ્ર આદ્ય અજ અરાતા. બહુ૰ ૧
જક્તની જાતા, ત્રિભોવન ત્રાતા,
સકલ સિદ્ધિ દાતા;
અમર સમરતાં કરી સુખ શાતા,
જે યશ ગાતા અણું ન અઘાતા. બહુ૰ ૨

ત્રય તન થાતા, રહે રંગ રાતા,
સુભગ સોહાતા કવિ કહેવાતા;
જે કંઈ ન ઠાતા કલિયુગમાં
વલ્લભ ધોળો ભ્રાતા. બહુ૦ ૩

## ટોડી રાગનાં પદ

૧

ધન્ય ધન્ય ધન્ય ધન્ય ધોળાચળ ધણિયાણી,
ધર્મ-ધજા તેં ધરાણી. (ટેક)
સુરપુર નરપુર[૧] નાગપુર, નિત્ય નવે નવે નૂર,
હાજરા-હજૂર, અકથ કથા ન કહાણી. ધન્ય૦ ૧
દુઃખ-દંદ-હરણ, સુખકંદ-કરણ,
તારણ-તરણ જગત-જનની જણાણી. ધન્ય૦ ૨
સલખનપુરી સાહેબ બહુચરી,
અષ્ટસિદ્ધિ નવ નિધિ ભરાણી.[૨] ધન્ય૦ ૩
કરુણા-કટાક્ષ કરી, વલ્લભ ધોળાને,
વાણી પુરાણે પ્રમાણી. ધન્ય૦ ૪

૨

જે જે બ્રહ્માણી રુદ્રાણી મહંમાયા-જે૦
સતજુગ દ્વાપર ત્રેતાજુગમેં, કળજુગ ભેદ નિપાયા. જે૦
બ્રહ્મા વેદ ભણે તોરે આગે, શંકર ધ્યાન લગાયા. જે૦
નારદ નૃત્ય કરે તોરે આગે, કાન્હડ બેન બજાયા. જે૦
કઈ દુલ્લભ સુલ્લભ કર લીના, વલ્લભ જસ ગુણ ગાયા. જે૦

૧ 'નૂરપૂર' ૨ 'ભરી'

૩

બહુચરાજી માને વારણે, કંગાલ પુકારે બારણે. બહુ૦ ૧
સુખિયે સલખનપુર ધણિયાણી, પ્રાણી તપે તુજ કારણે. બહુ૦ ૨
ઘો દિદાર અવાર કીજે, નામ અધમ ઉદ્ધારણે. બહુ૦ ૩
હાલરની લાકડી જેમ, તેમ વલ્લભને સંભારણે. બહુ૦ ૪

## કલ્યાણ રાગનાં પદ

૧

શ્વેત ચાંદની–માંહે શ્વેત બિછાના,
શ્વેત ગાદી શ્વેત તકિયા. શ્વેત૦ ૧
શ્વેત અંગ શુભવરણ, શ્વેત હીરાનાં આભરણ;
શ્વેત સુંદર પાંગરણ, શ્વેતમયી થઈ બેઠાં,
શ્વેત સામાન્ય સુર કીયા. શ્વેત૦ ૨
શ્વેત જાઈ–જૂઈના હાર, શ્વેત તન ઘન–સાર;
શ્વેત શોભાનો ન પાર, શ્વેત સખી સ્વકીયા. શ્વેત૦ ૩
આદ્ય ગિરિ શ્વેતવાળી, શ્વેત નજરે નિહાળી,
શ્વેત કીધા શ્યામ ટાળી, શ્વેત યશ વલ્લભ કિયા. શ્વેત૦ ૪

૨

હું તો ચરણકમળનો ચેરો, સમરું સાંજ–સવેરો. હું તો૦
ઘર થકી ધોળાગઢવાળી બાળી, પાળી પોખીને ઉછેરો. હું તો૦
ચરણ–પ્રતાપ તાપ ત્રય કાપી, આપી યશ આયુષ ઉમેરો. હું તો૦
વલ્લભવર વપુ વલ્યો[1] બહુચર, ગુણ ગાએ ફ્ર્યો ફેરો. હું તો૦

૧ 'વખૂટયો'–અર્થ સ્પષ્ટ નથી.

૩

માની સકળ સુરદાની, અકળ વરસાંની,
સમરતે એ ભવાની. માની૦ ૧
છાની ન ત્રયપુર, ધ્યાની મુનિનર,
જ્ઞાની હરિહર, અકથ કહાની. માની૦ ૨
પાની સુધાસર, આણી આનંદ તર,
ઠાની અપર પર, નિપટ સયાની. માની૦ ૩
તાની અચર, સ્થાની ગોખ ચાચર,
બાની એ બહુચર વશ વલ્લભાની. માની૦ ૪

૪

સકલ સુખ-કારણ, હો બહુચર માત,
ભરણ પોષણ, હરણ વિકટ સંકટ. સકલ૦
સુરનર સંસાર સાખી, રાજકુમારીની લાજ રાખી;
એમ ન થાએ આઈ-પાખી, આ અવની મધ્ય;
નર કીધો નારી તણો ઘટ. સકલ૦
આપે પદારથ ચાર, થાપે શિર પર વાહાર;
કાપે અઘ અપાર, પાળે પત્ય[1] પ્રગટ. સકલ૦
શક્તિ સાથે સાચું હશે, તો એ કહ્યું તે થશે,
જૂઠ જનમાંથી જશે, કર જોડી કહે વલ્લભ ભટ. સકલ૦

૫

બરદ-નિભાવન, હો બહુચર માત;
વિશ્વ-વિખ્યાત વાત, જાત જન જાણે. બરદ૦ ૧
કળિમાં ચંડી કુમાર, કરુણા કરી અપાર,
ભાટ કુંવર[2]ને રસના વશી તે કવિ પ્રમાણે. બરદ૦ ૨

---

૧ 'પત્યે' ૨ 'કુવેર' (કુબેર)

વળી તે શું શું વખાણું ? નજરે દીઠું કહેવાણું;
પુરુષારતમાં[1] પ્રમાણું, કહ્યું ગ્રંથ ગાણે. બરદ૦ ૩
વલ્લભ કહેઃજુવો જઈ, આરાધી ઉઠાડ્યા કંઈ;
દ્રવીથી[2] દોલત થઈ, એમ વદે વેદ પુરાણે. બરદ૦ ૪

૬

અરે જન, બહુચરમાં જઈ આવો રે;
અરે જન સમજુ, મન સમજાવો રે. અરે જન૦ ૧
માસ એક, દિન દશ રહેતાં;
રહેવું દસ માસ ગમાવો રે. અરે જન૦ ૨
નીરખી ગોખ રહો, શોખ[3] જોખમાં;
આનંદ ઉરમાં સમાવો રે. અરે જન૦ ૩
ભૂતલ ભૂર ભલા થઈ જગમાં;
વલ્લભ ભક્ત કહાવો રે. અરે જન૦ ૪

## બિહાગ રાગનાં પદ

૧

હું વારી વારી જાઉં રે, હું વારી વારી જાઉં રે, ભવાની તમારી.
હારી હારી માહારી મતિ જોતે. હું૦ ૧
નીલ પીત રક્ત શ્યામ શ્વેત, જક્ત વ્યક્ત અવ્યક્ત;
ગુપ્ત પ્રકટ રટ પોતે. હું૦ ૨
જલથલ સકલ અકલ, આકાશ સર્વ જીવ;
જો શક્તિ સમોતે. હું૦ ૩
વલ્લભ ધારી, વદે એ વિચારી, તાહારી બહુચર માત;
અગણિત ગુણ ગતિ ગોતે. હું૦ ૪

---

૧ 'પુરુષારથમાં' ૨ અર્થ બેસતો નથી ૩ 'સ્નોખ'

૨

મારી બહુચર બાઈ બહુ રંગભરી, માની શોભા શી કહું સર્વોપરી ?
સુંદર વદન સમ-સર નહિ કો'એ,[1] જલહલ[2] જ્યોતિ જગતમાં જોયે;
આંગી અનુપમ અંગ સોહાયે, સૂથણુ સુંદર શોભિત પાયે.
પહેરણુ નિપટ અટપટો ચાળ,[3] ઓઢણી ઓઢી લાલગુલાલ;
આભૂષણુ અંગ અંગ અપાર, કંઠે જાઈ–જૂઈના હાર.
અબીલ ગુલાલ અતિ કુંકુમરોલ, નિતનિત નવરંગ ઝાકમઝોલ;
આદ્યશક્તિ આરાધે ઈશ, વિષ્ણુ વિરંચી નમાવે શીશ.
જગત માત જન જન પ્રતિ જાણુ, સત્ય સત્ય વદે વેદપુરાણુ;
ગોખ જોખ મધ્ય કીધો વાસ, ભાવે ભજે ભટ્ટ વલ્લભદાસ.

૩

મારી બહુચરબાઈ મન સહુને ગમે,
જેને જોવા જોગેશ્વર દેહ દમે. ૧
રૂપ ન રંગ ન અંગ જણાયે,
ગોખ જોખ નવ-નિધિ-દાતા એ. ૨
આદ્યપુરુષ જશ વશ વરતાયે,
ઈન્દ્ર ઈશ અજ કૈં આરાયે. ૩
નિગમ અગમ ન સુગમ ગમ માત,
સ્મૃતિ પુરાણે જાણે વાત. ૪
અમર અજર અપસહજ અનાશ,[4]
ઘટ ઘટ મધ્યે જ્યોતિ પ્રકાશ. ૫
લક્ષ ચોરાસી જંત લય લીન,
ભોળી ભવાની ભક્ત-આધીન. ૬

---

૧ 'વદન ન સમસર નહી કોઈ' ૨ 'જલજલ' ૩ 'ચાલ'
૪ 'અન સહન અનાશ્ય'

શક્તિ સેવતાં સર્વ સુખ થાયે,
સમયે દુઃખ દારિદ્ર જાયે. ૭
ભવ-ભય-હરણ એ ભગવતી આપ,
પાયે પડતાં પ્રજળે પાપ. ૮
આપે લક્ષ, લાભ, સંતાન,
કરે કૃપા કરતાં ગુણગાન. ૯
મન, કર્મ, વચન, ચરણ ચિત્ત વિત્ત,
ભટ્ટ વલ્લભ સમરે નિત્ય નિત્ય. ૧૦

૪

મારી બહુચર બાઈ! લહ્યું[1] રૂપ ધર્યું,
તેજ તત્ત્વ ત્રિભુવનનું કર્યું. ૧
પ્રાક્રમ પ્રબલ સબલ પ્રચંડ,
જાણે ચૌદ ભુવન નવખંડ. ૨
પુરુષપણાનું પાળે પોણ,
નારી નર કરે, તુમ વિણ કોણ? ૩
સ્ત્રી-પુરુષે તું-નિમિત્ત હણ્યો બાલ,
આપ્યો વણિક-સુત શાહ સગાળ. ૪
છાનું નહિ, સચરાચર છાપ,
આપી આરાધી ઉઠાડે આપ. ૫
સમર્યાં કીર્તિ સમાન સુમેર,
કવિ કર્યો કળિમાં કુબેર. ૬
વિધવિધ સુખ નિધ એહ વિવેક,
પ્રાણીમાત્ર પ્રતિપાલણ ટેક. ૭
બહુ જીવે બહુચર જે કહેતાં,
તન તન પ્રાણીમાત્ર માત-હેતાં.[2] ૮

૧ 'લીધું' ૨ 'માતહેત' અર્થ સ્પષ્ટ નથી.

જાણી જનની કહું જ્યમ ત્યમ,
ભટ વલ્લભ વિસાર્યો[1] ક્યમ? ૯

૫

મારી બહુચર બાઈ! કહું તે સુણો,
માજી, પાપી જાણીને કાં ન પૂણો? ૧
અધમ ઉદ્ધાર કરી ખરી આદ્ય,
સલખનપુરી સુણિયે ફરિયાદ. ૨
અબુધ[2] લુબધ કરીને કાં વાહો?
બાળા બાળી બાંહે શેં ન સાહો? ૩
પરમ ધર્મ નવ જાણું કર્મ,
શરણુ આવ્યાની રાખો શર્મ. ૪
સુકૃત સંભારી શરમાઉં,
ભલો ભૂંડો તારો કહેવાઉં. ૫
જે દ્વિજવર ઘર દીધી દેહ,
છોરુ જાણી નવ દેશો છેહ. ૬
કીજે દૂર દાસનાં દર્દ,
ભક્ત-વત્સલ ભગવતી[3]નુ બર્દ. ૭
અવર ઇષ્ટ આરાધે સહુ,
પ્રત્યક્ષ પરતો બહુચર બહુ. ૮
આપી દર્શન પૂરો આશ,
માત, મને તારો વિશ્વાસ. ૯
સમરથ સકલ-ધારિણી શક્ત,
ભટ વલ્લભ વદે જે નિજ ભક્ત. ૧૦

૧ 'વિસરાયો' ૨ 'અબધ' ૩ 'ભગવતીનું'

## કાનડા રાગનાં પદ

૧

તપત ગઈ તનની, જપત જગત–જનની. તપત૦ ૧
સમરત શક્ત, ભક્ત મુક્તિદાયક,
જુક્તિ જીવન, નિજ–જન–મનરંજન;
આશ પૂરે જે અશનની. તપત૦ ૨
જોતાં ચાચર-ગૌખ નિશદિન,
નિત નિત જોખ જન્મ જરા લગે;
જાણે જે મનની. તપત૦ ૩
તે બહુચર માત આજ, મા મહારાજાધિરાજ,
વલ્લભ નિર્ધનિયાને ધનની. તપત૦ ૪

૨

જોવા મન મારું થયું, સલખનપુરી સાહેબને. જોવા૦ ૧
રૂપ જોતાં સુખ, થઈ શાતા–સુખ, દુઃખ–દારિદ્રય ગયું. જોવા૦ ૨
લેતાં નામે, સર્યાં સર્વ કામે, ભમે ચિત્ત ન રહ્યું. જોવા૦ ૩
ધન્ય તે પ્રાણી, બહુચર ઉર આણી, વલ્લભ વાણી કહ્યું. જોવા૦ ૪

૩

( છંદ ભુજંગીની ચાલ )

ભજો બહુચરાજી ભરી ભાવ ભક્તિ,
સદા સેવકાં સુખકારી આદ્ય–શક્તિ. ભજો૦ ૧
શક્તિ સકલ સંસારનું સુખદુઃખ આપે,
કરે અધમ ઉદ્ધાર, દુઃખ દ્વંદ્વ કાપે. ભજો૦ ૨
નીરખી ગોખ હરખી, હાથ જોડી નમ્યો,
મળી ટોળી સરખી, દ્વારે ગરબે રમ્યો. ભજો૦ ૩

૧ 'જોવા'

પડ્યો પાય વારંવાર પરમ પ્રીત્યે,
કરશે સાર સંસારમાં સકળ રીત્યે. ભજો० ૪
ધરો ધ્યાન બાળી બહુચરાનું,
મહા કલ્યાણકારી જનમથી જરાનું. ભજો० ૫
અકલ સકલ-વ્યાપી, વાસ વિશ્વ મધ્યે,
આદ્ય અંત સ્થાપિક, શક્ત જક્ત બધ્યે. ભજો० ૬
અમર સમરતાં, સાર કૈં વાર કીધી,
ધરી આપ અવતાર અતિ કીર્તિ લીધી. ભજો० ૭
દીર્ઘ દૈત્ય દલ રાખી, દોહોવટ[1] વાળ્યું,
ભલી ભક્ત પત રાખી, પ્રતિ પ્રણ પાળ્યું. ભજો० ૮
મહિષાસુર અસુર મહા સુભટ સબળા,
હણ્યા સુંદરી ત્રિપુરે, થઈ આપ અબળા. ભજો० ૯
રક્તબીજ રણ રોળીને, રુધિર પીધું,
ચંડમુંડ તન ચોળી, શુભ કાજ કીધું. ભજો० ૧૦
ધંધોળિયો ધૂમ્રલોચન ધાઈ,
અસુર-માન-મોચન મદમત્ત આઈ. ભજો० ૧૧
શુંભ નિશુંભ સરખા દૈત્ય દહન કીધા,
હણ્યા હાથી[2] સેના સહિત શરણ લીધાં. ભજો० ૧૨
ધરે ધરણીધર ધ્યાન તારું તે માતા,
સમરે પીઠ ઉદ્યાન[3] શિવશક્તિ ધાતા. ભજો० ૧૩
સ્વર્ગ મૃત્યુ પાતાળમાં વાસ પોતે,
બધે બહુચરા બાળ બળવંત જોતે. ભજો० ૧૪
ભલી ભક્ત-પ્રતિપાળ, ભૂતળ વખાણું,
કળિકાળમાં બહુચરા સત્ય જાણું. ભજો० ૧૫
સદા સેવો સનખલપુરી સકલ સાર,
વદે વાણી વલ્લભ હરિ વારવાર. ભજો० ૧૬

૧ 'રેઢવટ' ૨ 'હાય' ૩ 'ઉડીયાણ'

દક્ષિણમાં તુળજા ભવાની, ચુંવાળ બહુચર બાળી રે. અંબા૦
ઉત્તરથી ઉમિયામા આવ્યાં, હરસિદ્ધિ હિંગાળો રે. અંબા૦
દૈત મારી, તમે દેવતણાં દુઃખ કાપો, પાવાવાળી રે. અંબા૦
દાસ વલ્લભ શરણે આવ્યો, જાણી પાર ઉતારો રે. અંબા૦

## પૂર્વી રાગનાં પદ

૧

બહુચર માને જોવા આવો,
સહિયર સહિયરને સંભળાવો. બહુચર૦ ૧
કરો શૃંગાર વારને ચારે,
વારે વાર મનાવો. બહુચર૦ ૨
સખિય સમાણી વદે એમ વાણી,
જાણી પાગ ચલાવો. બહુચર૦ ૩
સન્મુખ રહિયે, એહ જઈ કહીએ,
વલ્લભને તો નિભાવો. બહુચર૦ ૪

૨

બહુચર માને જોવા આવ્યા,
માજીને નીરખી, મંન મનાવ્યાં. બહુચર૦ ૧
આદ્યે વંદી, અરચી આનંદી,
ચંદન પુષ્પ ચઢાવ્યાં. બહુચર૦ ૨
જોડી હાથ, સાથ સૌ સાથે,
એમ કહી શીશ નમાવ્યાં. બહુચર૦ ૩
પરમ પવિત્ર ચરિત્ર તાહેરા,[૧]
વલ્લભ સુખ ગવડાવ્યાં. બહુચર૦ ૪

૧ 'તમારા'

૩

વંદું આદ્ય ઈશ્વરી આઈને, જપું જગ જાઈને.[1] વંદું૦ ૧
નમું શીશ, દિશ નિશ, નેમે પ્રેમે, શામ મદાઈને.[2] વંદું૦ ૨
શ્રી સમ સમરણ,[3] અમર નર,
હરિ હર વિધિ કહે ગાઈને. વંદું૦ ૩
અન્ય મન ન ધરે જન એવી, વલ્લભ ધન્ય કમાઈને. વંદું૦ ૪

૪

સેવો શ્રીબહુચર માત માને. સેવો૦
સાચ મને કરી સલખનપુરી સાહેબા,
સુખદાની માની જન-જાત માને. સેવો૦ ૧
ભક્તિ મુક્તિ શક્તિ[4] તે આપે, ત્રિવિધ તનતાપ કાપે,
આપ અવિનાશી, વાસી વસુધા વિષે;
વિવેક પૂજે, નિત્યપ્રતિ પરભાત માને. સેવો૦ ૨
જગજશ જાણે, વાણી વખાણે, પરમાણે પ્રાણીમાત્ર તેનો,
શાસ્ત્ર દે સાખી, વિવિધ વદે વાત, જીવન-મુક્ત જગતમાં,
તે તે જન, ભક્ત થઈ ભજે એ ભવાની,
વલ્લભ દૃઢ વશ કરી આતમાને. સેવો૦ ૩

૫

ચાલો જોવા જઈએ, હાં રે ચાલો જોવા જઈએ,
બિરદાળી બાળી બહુચરાને.
મારી બહુચર માને, જઈને કહીએ. ચાલો૦ ૧
સલખનપુર સુરનરમુનિ-વંદન,
અસુર નિકંદન પાપ પરાં[5] કરવાને. ચાલો૦ ૨

---

૧ 'જપ જોઈને' ૨ 'શાં મમ દાઈને' (બૃ. કા. દો. ભા. ૫, પૃ. ૭૫૪) અર્થ સ્પષ્ટ નથી ૩ 'સમર્પણ; 'શ્રી બહુચર સમ શરણ, અમર વર, હર હર વિધિ કહે ગાઈને' ૪ 'સુકૃત' ૫ 'બધાં'

આપે વર, ઘર-સૂત્ર, પુત્ર, ફલ,
નિધ, રિધ, સિધ અભરે ભરવાને. ચાલો૦ ૩
ના'વે ઢંઢા, આપદા દુઃખ દુર્લભ,
સુલભ વલ્લભ ભવ તરવાને. ચાલો૦ ૪

૬

ભવાની! થાંય તમારું કર્યું, મારી માજી!
મારે ઠાઠ ઠંઠે ન ઠર્યું રે. ભવાની૦ ૧
જો મન-શું મનસૂબો કીધો, અર્કાળામણ ઊગર્યું. ભ૦ ૨
અંતર-શું અવલોકન કરતાં, શક્તિ વિના ન સર્યું. ભ૦ ૩
ભટ વલ્લભ કહે ભવાની ભજે તેનું,ભાગ્ય સૌભાગ્ય ભર્યું. ભ૦ ૪

૭

થયુ, તમારું કર્યું, મારી માજી, થયુ તમારું કર્યું;
તમે જે તાર્યું તે તો તર્યું, મારી માજી, થયું તમારું કર્યું. મારી૦
વેદ પુરાણ શાસ્ત્ર [1]બધાં સાખે, સંકટ સુરનું હર્યું રે. મારી૦
મન, ક્રમ, વચને માનવ થઈને, ધ્યાન તમારું ધર્યું રે, મારી૦
ભટ વલ્લભ કહે ભવાની ભજે તેને,[2] કર્મ અકર્મ ફર્યું રે. મારી૦

૮

મારી માજીને વારણે,[3] કંગાલ પોકારે બારણે. મારી૦
સુણીએ, સલખનપુર ધણિયાણી,
મારો પ્રાણ તપે તુજ કારણે,
મારી માજી માને વારણે. મારી૦
દીજે દિદાર, વાર કશી કરો?[4]
તારું નામ અધમ-ઓધારણે. મારી૦

૧ 'સહસ' ૨ 'નરનારી તણું.'
૩ 'બહુચરાજી માને વારણે' ૪ 'દ્યો દીદાર, અવાર દીજે.'

હાલરની લાકડી જ્યમત્યમ તું.
મા વલ્લભને સંભારણે. મારી૦

૯

હાં રે, બહુચરાજીને ભામણે, મારી માજી માને ભામણે;
મન મોહ્યું ગોખ સોહામણે. બહુચરા૦
દરશન દીધું, ચિત્ત હરી લીધું,
કીધું ત્યમ જ્યમ કામણે.[૧] બહુચરા૦
બહુચર બરદાળી, પતિત પત્યવાળી;[૨]
ટાળી મન અકલામણે. બહુચરા૦
આવ્યો ઉમળગો, નવ થાઉં અળગો,
વલ્લભ વળગ્યો[૩] દામણે. બહુચરા૦

## વસંત રાગનાં પદ

૧

આવ્યો વસંત, અનંત સંત મિલિ, બહુચરને ખેલાવે;
ગોખ જોખ નીરખી હરખી, જન મન રંગમાં રેલાવે. આવ્યો૦
પ્રથમ શૃંગાર હાર પટભૂષણ, પ્રેમ ધરી પહેરાવે;
સૂથણ આંગી અનુપમ ઓઢણી, લાલ રંગ લહેરાવે.[૪] આવ્યો૦
વસ્ત્ર સમગ્ર સમર્પી દીપ દઈ, દિવ્ય અગ્ર દેહરાવે;
રતન-જડિત ધૂપદાની ધરી, ધૂપ-ધૂમ્ર વહેવડાવે. આવ્યો૦
નાના પ્રકાર પુષ્પ આરોપે, ને પાન-પાત્ર ભરાવે;
મધુ મેવા પકવાન મીઠાઈ, આઈ આગળ થાળ ધરાવે. આવ્યો૦
ભાવે ભોગ ભવાની ભોળી, લીધા જે મન ભાવે;
સરસ બરાસ-વાસયુત બીડી, બાંહે ગ્રહી આરોગાવે. આવ્યો૦

૧ 'તનમન દીધું કારણે' ૨ 'પત્યપાળી' ૩ 'લાગ્યો'
૪ 'ગ્રેહેરાવે'

બખ્તે બુલંદ, તખ્ત ચઢી બેઠી, ચોદિશ ચમર કરાવે;
જળહળ સબળ જ્યોત નિર્મળ સમ, રવિશશી કોટિ હરાવે. આવ્યો૦
કરી કપૂર આરતી વારે, જોડી કર જોડાવે.
'પાયે પડું' કહેતાં પરમેશ્વરી, પૂરવ પાપ છોડાવે. આવ્યો૦
ચુવા ચંદને અત્તર અરગજે, કસ્તૂરી-શું બનાવે;
સર્વ સુગંધ સાધુજન અર્પે, ને માજી-શું મન મનાવે. આવ્યો૦
કેસર કેસુ ગુલાબ કસુંબો, જળ મધ્ય અતિ ઘોળાવે;
કનક કળશ રસભરી કરી કર ધરી, બહુચર શિર ઢોળાવે. આવ્યો૦
અબીલ ગુલાલ લાલ બહુચરને, છાંટે ને છંટાવે;
મુકુર[1] મધ્યે મુખ અવિલોકન, એક આગળ[2] અંટાવે. આવ્યો૦
તાલ મૃદંગ ઉપંગ ચંગ સંગ, વાજાં બહુ વગડાવે;
ખેલો વસંત, અનંત આઈ-ગુણ ગાયે, ને જન ગવડાવે. આવ્યો૦
સેવક જે વકતા જુગતા[3] જસ, રસિયાને તેડાવે;
છેલ છબીલીની છબી બરનત,[4] અમૃત-રસ રેડાવે. આવ્યો૦
રંગ રંગીલાં થઈ આઈ આગળ, આપ રહે રહેવડાવે;
'હાશ' કરે હૈયે, હુલશે હસી, 'હે હોરી!' કહેવડાવે. આવ્યો૦
અલ્પ માત્ર અણસમજે સમજે, અંશેક શીશ નમાવે;
આપે અષ્ટ સિદ્ધિ ને નવ નિધિ, તન ત્રણે તાપ શમાવે. આવ્યો૦
ત્રિભુવન રાણી વખાણે વાણી, સુરમુનિ સુણવા આવે;
કહે વલ્લભ સલખનપુરી સેવે, સકળ પદારથ પાવે. આવ્યો૦

૨

બહુચર બાળી બહુ બરદાળી, હોળી રમે રસાળી;
ઋતુ રંગીલી ભવાની ભોળી, તે રીઝિયાં રૂપાળી. બહુ૦

૧ 'મકર' ૨ 'આગળ' ૩ 'વગતા જુગતા' ૪ 'બનાવત'

સખી સકળ સલખનપુર સાથે, શરદ-શશી-વદનાળી;
સર્વ સુગંધ બધ[૧] સંગાથે, તે લીધાં કર લટકાળી. બહુ૦
આલે તજી, પરવરી પારે,[૨] રચી રમત રઢિયાળી;
'હોળી હે હે' કહેને નવ હારે. પૂરણ પલવટ વાળી. બહુ૦
તાલ મૃદંગ ઝાંઝ ડફ વાજે, મઉઅર મધુર સુરાળી;
સર્વે શક્તિ કરીને સમાજે, ગવરાવે ગરનાળી. બહુ૦
ચાર પાંચ મળી ચાચર આવ્યાં, આઠ-આઠ અમલાલી;
દુર્ગા યોગણી દેખી ફાવ્યાં, નાહાની બેન નિહાળી. બહુ૦
અબીલ ગુલાબ અરગજો આણી, કેસર રંગ ઘોળી;
સામાસામી સલખનપુર રાણી, છાંટે[૩] છેલછોગાળી. બહુ૦
ચૂવા ચંદન, બૂકા બંદન, આનંદી ઉછાળી;
'ભડુઓ હે' કહે ત્રિભુવન-વંદન, ત્રિપુરા કર લઈ તાળી. બહુ૦
કરે વિલાસ હાસ વિશ્વેશ્વરી, દુઃખ દરદ દહનાળી;[૪]
વલ્લભ શિર બહુચર એ ઈશ્વરી, કોણ રાખે તમ-ટાળી ? બહુ૦

૩

બહુચર બાળાજી ત્યાં રંગભરી, રંગભરી રમતાં હોળી;
માસ વસંત માત મદમાતી, મળી ભવાનીની ટોળી. બહુ૦
અબીલ ગુલાલ ઉડાડે અંબા, છાંટે ચંદન ઘોળી;
પાણ ગ્રહી પિચકારી મારી, હાસ્ય કરે હિંગોળી. બહુ૦
ચંદન-ચર્ચિત અંગ ચંડિકા, ચંપકવર્ણી ચોળી;
સાણુ શ્વેત કેસરી કીધા, બધા રંગમાં બોળી. બહુ૦
વિવિધ વિલાસ કરે સલખનપુર, શતદિવસ રંગ રોળી;
વલ્લભને વિશરામ ઠામ તું, માત ભવાની ભોળી. બહુ૦

૧ 'બધાં' ૨ 'પાળે' ૩ 'છાંટેલ' ૪ 'દહનારી'

૪

બહુચરમા ખેલે સખીઓ સંગ;
આજ આનંદ- ઊમટ્યો અધિક અંગ. ૧
આવી ઋતુ વસંત હરખત માત;
મોહોર્યાં નૂતન બાલ-દ્રુમ[1] પાત પાત. ૨
ચંપક ગુલાબ- જાઈ જૂઈ પાસ;
કંદ કરણી કેતકી, કુસુમ સુવાસ. ૩
મધુકર ગુંજિત રંજિત અપાર;
ફૂલ્યું બન[2] સલખનપુર બહુ પ્રકાર. ૪
વહે મંદ સુગંધ, શીતળ સમીર;
બોલે પંખી અસંખ્ય, કોકિલા કીર. ૫
મળી ભોળી ભવાની પાચ્ય સાત;
રમે રાતદિવસ સમીસાંજ પ્રાત. ૬
કરે ગાનતાન ધરે પાત્ર હાથ;[3]
બોલે 'હો હો હો હોળી' હિંગોળી સાથ. ૭
વાયે વાજાં વિવિધવિધ, બત રસાલ;[4]
સંગ ચંગ મૃદંગ ઉપંગ તાલ. ૮
ચુવા ચંદન ચર્ચે માવડી કાઈ;
છાટે અબીલ ગુલાલ અંબાજી આઈ. ૯
કાળી કનક કલશ કેસરે ભરી;
ઢાળે ને ઢાળાવે શિર બહુચરી. ૧૦
તોતળા તુળજા દે છે તાળિયો,
મઢ વિલસે બાળા બાળિયો. ૧૧
લીધા ખટરસ ભોગ ભવાની આપ,
કીધા સેવક સુખીઆ, હરી સંતાપ. ૧૨

૧ 'બલદ્રુમ' ૨ 'ફૂલબન' ૩ 'પાચ હાથ' ૪ 'મૃત્યુ સસાળ'

નીરખે વિમાન સુર હરખે મન;
અરખે કુસુમ કહે 'ધન્ય ધન્ય!' ૧૩
એમ. વસંત રમતી શકત;
સુરનર મુનિવર જન સેવે જકત. ૧૪
ભજો બહુચરાજી ધરી દઢ વિશ્વાસ;
વદે વલ્લભ પૂરણ વિશ્વ-આશ. ૧૫

## કાફી રાગનાં પદ

૧

એ દુઃખ મેરા હરો રે, અલબેલી અંબા;
એ દુઃખ મેરા હરો રે. (ટેક)
ધૂપ દીપ નૈવેદ્ય આરતી, ચંદન પુષ્પ ધરો રે;
અલબેલી અંબા. એ દુઃખ૦
કામ ક્રોધ મદ લોભ હી નિદ્રા, મમતાકો દૂર કરો રે;
અલબેલી અંબા. એ દુઃખ૦
ખડ્ગ ને ત્રિશૂલ, કરમાં લઈને, દુષ્ટોને દૂર કરો રે;
અલબેલી અંબા. એ દુઃખ૦
વલ્લભ ધોળા વિનતી કરે, મા! સેવક સા'ય કરો રે;
અલબેલી અંબા. એ દુઃખ૦

૨

સમરું સદા ભરપૂર, સુખની એક ઘડી મા;[1]
સમરું સદા ભરપૂર.
આરાસુરમાં અંબા બિરાજે, મલપતી આવે મોરી માત;
વાહન વાઘે ચઢી મા. સમરું૦

૧ 'સુપનની આપો ઘડી મા,'

ઝગમગ ઝાલ જડાવની ઝલકે, કોટિ સૂરજનાં રે તેજ;[1]
મણિ મુક્તાએ ઘડી[2] મા. સમરું૦
તુજ મુખ જોવા મારું મન તલસે,[3] દરશનના મને કોડ;
જોવાની મુને ટેવ પડી મા. સમરું૦
કહે ભટ વલ્લભ, દુલ્લભ રે મૈયા, બુદ્ધિ આપો ભરપૂર;
નીરખું નેન ભરી મા.[4] સમરું૦

૩

આશરો તારો કીજે,
દીજે કૃપા દીન થઈ મા વિનતિ કરું, લોને મુજરો મારો. આશરો૦ ૧
કીજે કૃપા, સંભાળ બાળ પર, હરતાંફરતાં વારો; આશરો૦ ૨
વલ્લભ દુર્લભ તો પામે મા, મા! સેહેજ સંભારો. આશરો૦ ૩

૪

ત્રિપુરા રાખણ ટેક;
જગમાં, ત્રિપુરા રાખણ ટેક. (ટેક)
તાહારે તો માજી! બહુ જન વળગ્યા;
માહારે તો તું એક. ત્રિપુરા૦
ધર્મધજા ધોળાગઢવાળી;
એમ ન કરિયે છેક. ત્રિપુરા૦
કહે વલ્લભ હું તો કાંઈ ન સમજું;
રાખણ સર્વ વિવેક. ત્રિપુરા૦

૫

આપથી આપો, મને શાને સંતાપો; ટેક
ઘો દિદાર મા, વાર કશી કરો, સંકટ બધાં[5] કાપો. આપથી૦

---

૧ 'શશીના તેજ' ૨ 'જડી' ૩ 'હરખે' ૪ 'કહે ભટ વલ્લભ સુલભ કહી વીનવું મા, વિધિ આપો ને બહુ તોલ; નીરખું નેહ ભરી મા.' ૫ 'બંધ'

રાખો લાજ, આજ આવી કરી, પોતાનો કરી સ્થાપો. આપથી૦
વલ્લભ દુર્લભ દૂર કરો મા, માઈ ! તું સાબાપો. આપથી૦

૬

આપશો તે જાણું, તે તો પૂરા પૂર્વે પ્રમાણું. આપશો૦
દેવી દાતા, કરુણ સુખ શાતા, વેદે બિરદ વખાણ્યું. ' આ૦
કંઈ કંગાલ હતા, તેને ન્યાલ કર્યા મા,
તેનું નિમિત્ત મનમાં નાણ્યું.[૧] આ૦
કહે વલ્લભ, 'મા! મારી વેળા, આવડું કેમ તાણ્યું ?' આ૦

૭

આપશો તે તમે, શાને માગું અમે ? (ટેક)
લાડું લાડપાડ તુજ ઉપર, ખૂંદ્યાં સર્વે ખમે. આપશો૦
બ્રાંત ન ભાગી, ભાવ ન ઊપજ્યો, દેવા દેવ ભમે. આપશો૦
કહે વલ્લભ સલખનપુરી સાચી, ખાંતે તે સૂઝ્યું સમે. આપશો૦

૮

સુણો અલબેલી અરજ હમારી,
રંક સેવક, આશ રાખું તમારી. સુણો૦
આરાસુરમાં અંબે બિરાજે, સિંહ ઉપર અસવારી. સુણો૦
રક્તબીજને રણમાં રોળ્યો, ખડ્ગ ત્રિશૂળ કર ધારી. સુણો૦
બ્રહ્મા વિષ્ણુ ઔર સદાશિવ, સેવા કરત હે તિહારી. સુણો૦
વલ્લભ ધોળો વિનતિ કરે છે, ચરણકમળ બલિહારી. સુણો૦

૯

હોરી ખેલે અંબા મતવાલી, ખેલે સલખન બહુચર મહાકાળી,
હોળી ખેલે અંબા મતવાલી૦
અબીલ ગુલાલ કા બાદલ છાયા, કેસર કુકુંમ ભારી,
મૈયા કેસર કુંકુમ ભારી, ખેલે સલખનપુર-હોલી. હોલી ખેલે૦

૧ 'નાણ્યું'

તાલ મૃદંગ ઝાંઝ ડફ વાજે, ચંગ સારંગી રસાલી. હો૦
બ્રહ્મા આગે વેદ પઢત હૈ, નાચત હૈ બનમાલી.. હો૦
શિવ સનકાદિક તાંડવ ગાવે, વલ્લભ ભટ્ટ જાયે વારી. હો૦

૧૦

રંગ મચ્યો, રંગ ધૂમ મચ્યો રી,
સલખનપુર રંગ રચ્યો રી. (ટેક)
ધોળેગઢથી રમવા પધાર્યાં, અંબા સહિત અલબેલી;
ચુંવાળમાં ટોળે મળી રે, નવ બાળા ખેલે હોળી;
સંગે ખેલે મહાકાળી. રંગ મચ્યો૦
ચામુંડા તુળજા ભવાની, સાથે અમર ધાઈ;
સબ સખિયન સામગ્રી લાઈ, હાથ પિચકારી ચલાઈ. રંગ૦
તાલ મૃદંગ વીણાયંત્ર વાજે, ભૂંગળ શબ્દે ન્યારી;
અંતરિક્ષ દેવતા પુષ્પ વધાવે, તો વલ્લભ ગુણ ગાવે;
ફરી ગર્ભવાસ ન આવે. રંગ૦

૧૧

કરુણા કરો બહુચર બાળી, કૃપાળી,
કરુણા કરો બહુચર બાળી.
આરાસુરમાં અંબા બિરાજે, ગઢ પાવે મહાકાળી,
દક્ષિણમા દેવી તુળજા ભવાની, ચુંવાળ બહુચર બાળી.
બિરાજે મા મતવાલી. કરુણા૦
દેવ સરવનું દુઃખ ટાળવા, ચંડી રૂપ પ્રકાશી,
ખડ્ગ ત્રિશૂલ લીધાં કર ભારી, દુષ્ટ દૈત્યને ફાંસી.
દેવને લીધા ઉગારી. કરુણા૦
રક્તબીજને રણમાં રોળ્યો, ક્રોધ કરી મહાકાળી,
મહિષાસુર મહાબળિયો માર્યો, ચંડમુંડ નાખ્યો ચોળી.
શુંભને મા નાખ્યો રોળી. કરુણા૦

જ્યાંહાં જ્યાંહાં ભીડ પડે સેવકને, સાહ્ય કરે મતવાલી,
વલ્લભ ધોળો વિનતિ કરે મા, એવી બહુચર બાળી,
સાહ્ય કરી લ્યો સંભાળી. કરુણ૦

૧૨

શરણે આયેકી લાજ, મૈયા,
તારે શરણે આયેકી રાખો લાજ. (ટેક)
વણિક વિમળશાને રાજ્ય કરાવ્યું મા,
જુગ વાણી વિખ્યાત, હો મૈયા. તારે૦
ભાવે કુભાવે જનનીને સેવે,
તેનાં સરિયાં કાજ, હો મૈયા. તારે૦
દાસ વલ્લભભટ કહે કર જોડી,
મહેર કરો મહારાજ, હો મૈયા. તારે૦

૧૩

બોલો સખિરી, એ હોરી આઈ, પીઠ ડુંગરથી મૈયા ધાઈ. બોલો૦
ચોસઠ નવ દસ ટોળે વળાઈ, વચ્ચે બહુચર અંબા આઈ. બોલો૦
તાલ પખાજ બજાવત મૈયા, બોલ્યાં ફાગન અંબા આઈ. બોલો૦
ચુવા ચંદન અત્તર અરગજા, કસ્તૂરી-શું બ્હેકાબનાઈ. બોલો૦
અબીલ ગુલાલ ઉડાવે દેવી, અધરબિંબ રહ્યો દલ છાઈ. બોલો૦
કેસર કેસૂ કુમકુમ ઘોળ્યાં, કળસ ભરી ભરી શિર ઢોળાઈ. બોલો૦
કર કંચન, પિચકારી કનકકી, ભરી ભરી મારે દેવી ચોકાઈ. બોલો૦
વળગા-ઝૂમી કરે સહુ દેવી, સલખનપુરમાં ધૂમ મચાઈ. બોલો૦
તેલ ગુલાલ થકી મુખ માજે, ન્હાસે દોડે ને કરે ધીંગાઈ. બોલો૦
ફરે કૂદડી ને લે હુંબોડા, લે દંડા-રાસ ડંડા સ્હાઈ. બોલો૦
એ શોભા જોઈ હરખ્યા દેવતા, બેઠા વિમાને ટોળે વળાઈ. બોલો૦
કહે વલ્લભ છોરુ કે કછોરુ, આ જુગમાં એને લેજો નિભાઈ. બોલો૦

૧૪

બહુચર બાળા બાળાજી રે, રંગલેર રમતાં હોળી. બહુચર૦
ઋત વસંત, માત મદમાતી, મળી છે ભવાનીની ટોળી. બહુચર૦
અબીલ ગુલાલ ઉડાવે અંબા, નાખે ચંદન ઘોળી. બહુચર૦
પાણિ ગ્રહી પિચકારી મારીને, હાસ્ય કરે હિંગોળી. બહુચર૦
ચંદન-ચરચિત ચંડિકા, ચંપકવરણી ચોળી. બહુચર૦
સાળુ સફેદ કેસરિયાં કીધાં, બાધા રંગમાં બોળી. બહુચર૦
વિવિધ વિલાસ કરે સલખનપુરી, રાત દિવસ રંગરોળી. બહુચર૦
વલ્લભને વિશ્રામ-ઠામ તું, માત ભવાની ભોળી. બહુચર૦

૧૫

બહુચર બહુ બરદાળી, હોળી રમે છે રસાળી.
રત રંગીલી ભવાની ભોળી, રીઝયાં અતિ રૂપાળી. બહુ૦
સખી સકલ સલખનપુરી સાથે, શરદ શશીવદન નિહાળી;
સરવે સુગંધ બધ સંગાથે, લીધાં કર ખટકાળી. બહુ૦
આળસ તજી પરવરિયાં પારે, રચી રમત હઠિયાળી;
હોળી રમે, કહ્યું નવ વારે, પૂરણ પલવટવાળી. બહુ૦
તાલ મૃદંગ ઝાંઝર ડફ વાગે, મહુઅરે મધુર સ્વરવાળી;
સર્વે શક્તિ કરીને સમાજે, ગવરાવે ગઢવાળી. બહુ૦
ચારપાંચ મળી ચાચર આવ્યાં, આઠ આઠ એમ લાલી;
દુર્ગા જોગણી દેખીને ફાવ્યાં, નાની બહેન નિહાળી. બહુ૦
અબીલ ગુલાલ અરગજો આણી, કેસર-રસિયો ગાળી;
સામાસામી સલખનપુર રાણી, છાંટે છેલછોગાળી. બહુ૦
ચુવા ચંદન બહુ બહુ મંજન, આણંદી ઉછાળી;
ભડુવા કહે ત્રિભુવન વદને, ત્રિપુરે કર દેઈ તાળી. બહુ૦
કરે વિલાસ, હાસ્ય વિશ્વેશ્વરી, દુઃખ દારિદ્રય હરનારી;
વલ્લભને શીર બહુચર ઈશ્વરી, કરુણા રાખો તમ ટાળી. બહુ૦

૧૬

ચાલ સખી! સલખનપુર જઈએ, હોળી ખેલે આઈ;
દો દિશાથી દેવીને તેડાવ્યાં, મધ્યે અંબા આઈ. ચાલ૦
અન્નપૂર્ણા ને આદ્ય અજાઈ, દેવી આવ્યાં ખોજાઈ;
કામાક્ષાઈ કાંકરેશ્વરી આવ્યાં, કાળી ને સિંધવાઈ. ચાલ૦
હિંગોળી ને ગાત્રેશ્વરી આવ્યાં, હરસિદ્ધ ને તુંકાઈ;
ચામુંડા જ્વાલામુખી આવ્યાં, ભલે આવ્યાં ભૂજાઈ. ચાલ૦
સર્વ દેવી સલખનપુર આવ્યાં, બેઠાં બહુચર બાઈ;
સામાસામી સહુ દેવી મળિયાં, એક એક કર સાહી. ચાલ૦
ચાચર ખેલ મચ્યો સલખનપુરી, દેવી કુંચતાઈ;
રખે છૂટાં કો નવ પડશો, રહેજો ટોળે વળાઈ. ચાલ૦
તાલ મૃદંગ ઝાંઝર ડફ બાજે, સારંગી શરણાઈ;
મહુઅર મધુ સ્વર વાંસળી વાજે, ભારે ધૂમ મચાઈ. ચાલ૦
પહેલાં ફાગ બોલ્યાં સલખનપુરી, બોલ્યાં અંબા આઈ;
પછે બોલ્યાં સરવે દેવી, ટૂક બોલાવ્યાં બાઈ. ચાલ૦
અબીલ-ગુલાલ ઉડાડે માતા, નાખે મૂઠ ભરાઈ;
ચુવા ચંદન દેવીને ચરચે, કુમકુમ રોળ રોળાઈ. ચાલ૦
અગર કપૂર અરગજો આણી, ધૂપદીપ ધરાઈ;
ગુલાબ રસ કેસર કસુંબો, માતા શિર ઢોળાઈ. ચાલ૦
કર કંકણ પિચકારી કનકની, ચામુંડા હાથ સોહાઈ;
નાખે રસ ભરી કેસરના, દેવી સહુ ભીંજાઈ. ચાલ૦
કાળી કરમાં પ્યાલા કનકના, મધુપાન ભરાઈ;
આપે હાથોહાથ દેવી સહુ, પીયે ને પીવરાઈ. ચાલ૦
ઉન્મત્ત થઈ ઈશ્વરીઓ ખેલે, શોભા અતિ બજાઈ;
'જે જે ભડુવા' હિંગોળીને બોલે, ધન ધન રે મમતાઈ. ચાલ૦

ફૂલદડા ઉડાડે હરસિધ, માંહોમાહી કર સાહી;
વચન ઉઘાડાં બોલે માતા, ભડુવા બોલે બાઈ. ચાલ૦
ફાગ પૂરો ખેલી સહુ શક્તિઓ, બેઠી બહુ ભરાઈ;
ગોઠ દેવા સલખનપુરી આવ્યાં, જે જે દેવી જુગતાઈ. ચાલ૦
દેવીએ દેવી સંતોખ્યાં, તૃપ્ત થયાં સહુ દેવી;
પાન–સોપારી ભર્યાં સુખ સર્વે, ચાલ્યાં માગી વિદાઈ. ચાલ૦
સહુ સહુના મોહોલમાં પધાર્યાં, મોટી માત મહંમાઈ;
બેઠાં બહુચર અંબા એકાંતે, ફાગ ખેલી સફ્લાઈ. ચાલ૦
આ ફાગ ગાય, સુણે ને શીખે, તેને નહીં ન્યૂનતાઈ;
હું માગું છું એ મા પાસે, વલ્લભ લેજો નીભાઈ. ચાલ૦

## કાફી–ધમારનાં પદ

૧

હોરી ખેલન આયે અંબિકા હો, મેરી લલના;
લાયે હે દેવી સબ સંગ. હોરી૦
શ્રીસલખનપુરી સામા આવ્યાં, ઊતર્યો દેવી–સાથ, લલના;
'જે જે' કહો ત્યાં દેવી મળિયાં, મળિયાં છે સહુ હાથોહાથ. હો૦
બહુચર કહે, 'સુણો રે અંબા, ચાલો ચાચર માંહી, લલના;
'ચાલો સહુ દેવી પાસમાં', સન્માન કરી બોલ્યાં ત્યાંહી. હો૦
વચન સુણી ત્યાં અંબા ઊઠ્યાં, હીંડ્યાં પાગ પલાઈ, લલના;
આવીને મંડપમાં ઊભાં, આસન આવ્યાં મહંમાઈ. હો૦
બહુચર બોલ્યાં, 'સુણો રે સખિયો, લાવો પૂજાપો સાર, લલના;
સુવા ચંદન અબીલ અરગજો, જાઈ જૂઈ ચમેલીના હાર. હો૦
વચન સુણી સુંદરીઓ લાવી, કનકથાળ મોઝાર, લલના;
ગુલાબ ફૂલછાબો ભરી આણી, અનેક પુષ્પ અપાર. હો૦

અંબા કહે, 'અભ્યંગ હું, આપું ચંદન સાર', લલના;
હાળી આડ કુંકુમે કાઢે, હિંગોળી સમર્પે હાર. હો૦
માતૃકા[1] પાત્ર ભરી ભરી આપે. હરસિદ્ધ દેવી પાય, લલના;
પાય પીયે તરપત થઈ દેવી, ચાચર ખેલવા જાય. હો૦
ઉન્મદ થઈ ઈશ્વરીઓ આવ્યાં, શક્તિઓ ટોળે વળાઈ, લલના;
સહુ સહુનાં વાજાં સંભાળ્યાં, અનહદ ધૂમ મચાઈ. હો૦
બહુચર અંબાએ સ્વર ભરિયા, આલાપીને ગાય, લલના;
પછી તે તૂંક શક્તિઓ બોલે, જેવી બોલ્યાં અંબા બહુચરાય. હો૦
માતરમા મૃદંગ વગાડે, તુલજા દેવી તાલ, લલના;
વારાહી મા વીણા વગાડે, ગત વાજે મધુરી રસાળ. હો૦
ઝાંઝ ડફ ડાક ડમરુ વાજે, ઔર વાજે કરતાલ, લલના;
ઘૂઘરા ગત અતિ સુંદર વાજે, બાજત મૌવર રસાલ. હો૦
ફાગ બોલે સલખનપુર રાણી, મૂકી લાજ મરજાદ, લલના;
વચન ઉઘાડાં બોલે શક્તિયો, 'ભડુવા' તો કે'તાં આવે સ્વાદ. હો૦
ચૂવા ચંદન અત્તર અગરજા, અબીલ ગુલાલ ભરી ઝોળી, લલના;
કીજે રાતદિવસ રંગ ઢોળી,[2] કરે છે કુંકુમ રોળી. હો૦
કુંકુમ કેસર કેસુ ઘોળી, માનસરોવર નીર, લલના;
કાલી કર પિચકારી કનકની, ભીંજાયાં દેવીઓનાં ચીર. હો૦
હરસિદ્ધ આવ્યાં કલશ ભરીને, ઢાળે શક્તિઓને શીશ, લલના;
વળગા-વળગી ને ઝૂમાઝૂમી, કોઈને ચઢે નહિ રીસ. હો૦
ફૂલદડા મારે સહુ સહુને, ઉડાડે અબીલ-ગુલાલ, લલના;
રસબસ ભીનાં સહુયે દેવી, થઈ ગયાં લાલમલાલ. હો૦
'ભરુવા' 'ભરુવા' મુખથી બોલે, દેત હે આનંદ-ગારી,[3] લલના;
શોભા સ્વર્ગના સરખી બની છે, જોઈ જોઈ જાયે બલિહારી. હો૦

---

૧ 'માતરમા' ૨ 'હોળી' ૩ 'આનંદકારી'

ઇંદ્રાસનથી ઇંદ્ર પધારે, કૈલાસથી ત્રિપુરાર, લલના;
વૈકુંઠથી શ્રીકૃષ્ણજી આવે, અવર દેવ અપાર. હો૦
વિમાન બેસી દેવાંગના આવ્યાં, જોવા દેવીનો ફાગ, લલના;
'જે જે જે' મુખ શબ્દ કહે છે, જોઈ જોઈ લાગે છે પાગ. હો૦
ફાગ ખેલી સલખનપુરી બેઠાં, સહુ દેવ નમિયા પાય, લલના;
'ધનભાગ્ય દર્શન તમે આપ્યાં, કૃપા કરી માત મહંમાય.' હો૦
પૂજા કરે છે દેવ દેવીની, પુષ્પવૃષ્ટિ કરે નાર, લલના;
ધૂપ-દીપ ને નૈવેદ્ય ધરીને, કૃપા કરજો ત્રિપુરાર. હો૦
શિવ ઊભા ઊભા ડાક વજાડે, કૃષ્ણે કર્યો શંખનાદ, લલના;
બ્રહ્મા ચારમુખ વેદ ભણે છે, ગાઢે ગાઢે કાઢીને સાદ. હો૦
બહુચર અંબા મુખથી બોલ્યાં,'જાવો અમર' કરો સિદ્ધ, લલના;
તમને વર પ્રસન્ન થઈ આપ્યો, અષ્ટ મહાસિદ્ધ નવનિધ.' હો૦
પાગ લાગી સહુ દેવ પધારે, ચાલ્યો સઘળો સંઘ, લલના.
દેવી સહુ ટોળે મળી બેઠાં, ખેલ ખેલ્યો બહુ રંગ. હો૦
બહુચર કહે 'સુણો રે શક્તિઓ, કરાવું રસોઈ, લલના;
શાક પાક મગદળ ને મીઠાઈ, અનેક ભાતનાં હોઈ. હો૦
નિરાંતે સહુ શક્તિઓ બેઠાં, ભોજન કરવા માય, લલના;
પાણી-પાત્ર પતરાળી આપી, પીરસણ ચાલતાં થાય. હો૦
શાકપાક દેવીઓને મૂકયાં, મીઠાઈ-મેવા સાર, લલના;
ભાત-દૂધ સાકરમાં ભેળી, મૂકે છે વારંવાર. હો૦
તૃપ્ત થઈ ત્યાં દેવી ઊઠ્યાં, મુખવાસ આપે બાઈ, લલના;
સહુને અંબા ગોઠ જ આપે, જે જેને જેવી જુગતાઈ. હો૦
ગોઠ સહુને આપી અંબા, બોલ્યાં બહુચર સાથ, લલના;
'આજ્ઞા માત! અમને આપો,' સામસામાં જોડીને હાથ. હો૦
બહુચર બોલ્યાં,'સુણો રે શક્તિઓ, મુજથી કેમ કહેવાય? લલના;
આજ્ઞા તમને એહ જ આપી, વહેલાં સહુ આવજો માય.' હો૦

અંબા કહે, 'તમે બહુચર સુણજો, હું આરાસુર જાઉં, લલના;
કામ પડે તેડું મોકલજો, ક્ષણમાત્રમાં અહીં આઉં.' હો૦
બહુચર કહે છે,' સુણો રે અંબા, તુજ મુજમાં નહિ ભેદ, લલના,
બે સ્વરૂપને એક જ જાણજો, એમ બોલે મુખથી વેદ.' હો૦
પાય લાગીને રથ જોડાવ્યા, ચાલી સઘળી શક્ત, લલના;
સહુ સહુના મોહોલોમાં પધાર્યાં, ભલી કરી દેવીઓની ભક્ત. હો૦
બાઈ બહુચરા આસન બેઠાં, વલ્લભ નમિયો પાય, લલના;
'મુજને ગોઠમાં શું આપો છો, મન વિચારો માય!' હો૦
પ્રેમ ધરી માતાજી બોલ્યાં, આણી મન ઉલ્લાસ, લલના;
'ગોઠમાં તુજને ભક્તિ રે આપી, સમરજે શ્વાસોશ્વાસ.' હો૦

૨

રસ હોરી ખેલે બહુચરા હો, હો મેરી લલના,
ખેલત બહુચર બાઈ. રસ૦
આલ થકી આઈ બહાર જ આવ્યાં, બેઠાં મંડપ માંહી, લલના;
સખી સઉ આવી પાય પડે છે, પૂછે છે; 'આગના કાંઈ?' રસ૦
વળતી વચન માતાજી બોલ્યાં: 'જાઓ અંબા દરબાર, લલના;
જાઓ, કહો, સહુ દેવી તેડાવો, કશી ન લગાડો વાર.' રસ૦
વચન સુણી સુંદરીઓ દોડી, આવ્યાં અંબાને વાસ, લલના;
'દેવીઓ સર્વે તેડીને ચાલો, બાઈ બહુચરાને પાસ.' રસ૦
અંબા બોલ્યાં, 'સુણો રે સખીઓ, હું મોકલું ત્યાં જાવ, લલના;
જાઓ સર્વ દેવીને દે'રે, સર્વેને તેડીને આવ. રસ૦
પાવેથી કાળીને લાવો, ભરુચથી સિંધવાઈ, લલના;
હિંગોળીથી હરસિદ્ધને લાવો, ××× ××× ××× રસ૦
કામરૂપથી[1] કામાક્ષીને લાવો, સોજીત્રેથી ખોડાઈ, લલના;
તોતળા માતને તેડી લાવો, તેડી લાવ્યા દેવી ચૌકાઈ. રસ૦

---
૧ 'કામરૂથી'

ગત્રાડથી ગાત્રેશ્વરી લાવો, મારવાડથી ચામુંડાય, લલના;
કાશીથી કુંતા તેડી લાવો, દક્ષિણથી તુળજાય. રસ૦
દાસીઓ સઉ દેવીઓ તેડી લાવ્યાં, જ્વાળામુખી સહુ સાથ, લલના;
સહુ શક્તિઓ આરાસુર આવ્યાં, મળે છે સહુ હાથોહાથ. રસ૦
દેવીઓ પૂછે છે અંબાને, 'કેમ તેડાવ્યાં? માય, લલના;'
અંબા કહે, 'બહુચરે તેડાવ્યાં, તેડું મોકલ્યુ હોરી રમવાય.' રસ૦
વચન સુણી સહુ હરખ જ પામ્યાં, ધન ધન આપણું ભાગ્ય, લલના;
અંબા–બહુચર સાથ ખેલીશું, ખેલીશું મનમાન્યો ફાગ. રસ૦
અંબાએ ત્યાં રથ જોડાવ્યા, વેગે પવન પલાય, લલના;
દેવીઓ સહુ ભરાઈને બેઠાં, આકાશ–મારગ જાય. રસ૦
રથ આવી આંબલિયોમાં છૂટયા, બહુચરને વધામણી જાય, લલના;
ખેચર કહે, 'સુણો રે માતા, શક્તિ સહુ આવ્યાં અંબાય.' રસ૦
કહે ભટ વલ્લભ અંબા આવ્યાં, શક્તિઓ સહિત સમાય, લલના;
સેવક જાણીને કૃપા કરજો, કર જોડી લાગું છું પાય. રસ૦

૩

( હોરી–રાગ ધનાશ્રી, તાલ જેત )

ચાચર ચોકમા બહુચરી, હોળી ખેલે હિંગોળી સાથ;
જોડી જોગણીઓની કરી, હસી તાળી લે હાથોહાથ. ૧
પાવેથી કાળી પધારિયાં, આવ્યાં આરાસુરથી અંબાય;
ભૂષણ વસન સુધારિયાં, હીડે હરખે[૧] હોળી રમાય. ૨
કાશીથી કુંતા આવિયાં, આવ્યાં અવધેથી આઈ અંક્ષાઈ;
તોતળ તેડીને લાવિયાં, આવ્યાં કામરૂપી મા કામાક્ષાઈ. ૩
દક્ષિણથી તુળજા પળ્યાં, આવ્યાં ભરૂચથી મા સિંધવાઈ;
માતર માતરમાં મળ્યાં, આવ્યાં સોજીત્રેથી ખોજાઈ. ૪

૧ 'હૈડે હરખ'

ચામુંડ ચાલ્યાં ચાહીને, મઢ મૂકી મધ્યે મારુવાડ;
વેગેથી લાવ્યાં વારાહીને, ગયાં ગાત્રેશ્વરી તજી ગત્રાડ. ૫
ઝાલણપુરથી જ્વાલામુખી, જેહની જ્યોતે શશીસૂર લજાય;
મળતાં માંહોમાંહે થયાં સુખી, બાળી બહુચરા કહે, 'કીધો પસાય'. ૬
જોગે જોગણી આવ્યાં સહુ, જશ જેના[1] છે ઠામોઠામ;
સંગે સામગ્રી લાવ્યાં બહુ, રંગે રમવા સલખનપુર ગામ. ૭
મળિયાં મહંમાયા મોદમાં, માનાં મુખડાં પૂનમના ચંદ્ર;
વિધવિધ વિલાસ-વિનોદમાં, અંગ ઉમંગ્યો હો અતિ આનંદ.[2] ૮
વાજાં વગાડે વિશ્વેશ્વરી, છંદે છંદે છત્રીસ રસાલ;
એકેકાં કર લઈ ઈશ્વરી, આઈ ઉગત્ય અટપટિયો તાલ. ૯
માન ન ચૂકે મહા માઈઓ, મીટે માણી મધુર મુસકાય;
અતિ રંગભીનાં આઈઓ, તાનો ત્રિપુરા આલાપે ગાય. ૧૦
રાગરંગ ઘેઘટ[3] રચ્યો, મઢ-મોહોડા આગળ દરબાર;
મહારસ ચાચરમાં મચ્યો, મોહ્યા બ્રહ્મા વિષ્ણુ ત્રિપુરાર. ૧૧
ચૂવા ચંદન ચર્ચે ચિત્તે, પ્રીતે અરચે અંગોઅંગ સુગંધ;
હોરી કહે ને રમે હિતે, નિત નિત નવલા પ્રતિબંધ. ૧૨
અબીલ-ગુલાલ ઉડાડતાં, ભરી મારે રંગ કેસુ પતંગ;
વિલસતાં વદન સંતાડતાં, કર ગાઢા ગ્રહી ઘૂંઘટ બંધ.[4] ૧૩
કનક કળશ ભરી કુંકુમે, કાળી ઢોળે શક્તિઓને શીશ;
આનન નીચું ના કરે ઉમા, રૂચે, રંગે કરે નહિ રીસ. ૧૪
કંચન કર પિચકારીઓ, રસ કેસુ કેસર ને કસુંબ;
ભરી ભરી લે સુકુમારીઓ, છાંટે છાકી કરે લૂંબાઝૂંબ. ૧૫
દેવી દડા લઈ ફૂલના, મારે માંહોમાંહે મન સ્વાદ;
એકેકા બોલ અબોલના, બધા બોલે મૂકી મરજાદ. ૧૬
ઉન્મદ ઈશ્વરીઓ રમે, મદમાતી મધુરું કરે હાસ;
શક્તિઓ સકળ સબળું ગમે, ફૂલી ફૂલી ફરે પારા પાસ. ૧૭

---

૧ 'જશને જેનાથી' ૨ 'આનંદકંદ' ૩ 'ઘેઘાર' ૪ '[illegible]

આરાસુરી એમ ઉચર્યાં, અતિ આનંદે રમ્યાં ઘણું ઓણ;
સાચું બોલો બાઈ બહુચરી, સખી સર્વેમાં હોરીનું કોણ. ૧૮
બહુચરી બોલ્યાં, 'સુણો અંબા, સમ સહુને પરવડતું પર્વ;
ભાવે ભવાની આવ્યાં રમવા, ભોળી ટોળી હોળીની સર્વ.' ૧૯
સરસ વચન સુણી સુંદરી, સહુ સાથે હરખ્યાં સુકુમાર;
બાળાને બુધ બરાબરી, બધાં બોલ્યાં બહુચર બલિહાર. ૨૦
રસબસ ભીની ભવાનીઓ, અંગે ચૂવે પટ, તેલ ગુલાલ;
મગન થઈ મનમાનીઓ, ખાંતે ખેલ્યાં હોળીના ખ્યાલ. ૨૧
પૂરણ પ્રેમ પ્રતાપથી, મહામાયા મોહ્યાં તનમન;
અલબેલીઓ આપોઆપથી, અન્યોઅન્યે લે આલિંગન. ૨૨
રાતદિવસ રમ્યાં રંગમાં, સૌ સાથે સઘળી મળી શક્તિ;
બહુચર આવ્યાં ઉમંગમાં, બધી બહેનોની ભલી કરે ભક્તિ. ૨૩
ખાનપાન પરિધાન શું, પ્રેમે પૂજ્યાં પરમેશ્વરી પાય;
શીખ દીધી સન્માન શું, માતા મોહોલે જાવા મન થાય. ૨૪
ફાગ ખેલી સફરે ફર્યાં,[૧] સહેજે સાર્યાં સેવકનાં કાજ;
દાન દેવા દેવી વળ્યાં, મોંએ માંગ્યાં આપ્યાં મહારાજ. ૨૫
દેવ દેવાંગના નીરખતાં, આવી ઊભાં વ્યોમે વિમાન;
પુષ્પ ચંદન કર વરખતાં, મુખ બોલે 'જે જે જે' 'ધન્ય'. ૨૬
ભક્ત–વત્સલ મા ભગવતી, મઢ પોહોત્યાં પોતાને આઈ;
સાચે સેવે પામે સદ્દગતિ, બધાં મધ્યે હદ બહુચરી બાઈ. ૨૭
મોહોલે વળ્યાં મા બોલાવીને, આવી બેઠાં બાઈ બહુચરી તખ્ત;
સેવક તેડ્યા ખોળાવીને, ગોઠ આપી જેહનું જેવું વક્ત. ૨૮
નવ ગુણ નીરખી નારાયણી, અવગુણ અંશે નવ આણ્યા દેહ;
વલ્લભવર વરદાયણી, 'ગુણ ગાજે' એ દીધી ગોઠ. ૨૯

૧ 'સઘળે ફર્યાં'

# પ્રકીર્ણ પદ

## ૧

(રાગ મેવાડો)

માત, તમે નોં'ધારાં આધાર, બહુચરાજી, (૨)
અરે! બહુચરાજી, એ છબી છાજી, (માત) માત તમે૦

તમે નોં'ધારા આધાર રે, ઠાર્યાં ને ઠાર[૧] રે;
તમે આ સંસારનું સાર રે, પારાવાર. માત તમે૦

ગોખે સમાજિ રે, ગાજી ગોખમાં,
આજ ખુદ થૈ પાદશા'જી અનુહારી રે, બ્રહ્મ અવતાર. માત તમે૦

નિજ જનને નિવાજી રે, ભાંજી આપદા,
ભર્યો જીવવા રિધ સિધ ભંડાર રે બહુ અંબાર. માત તમે૦

મા, માગણુમાં માજી રે, નિરમ્યા જીવ જે,
જે ગયા ત્યાજી બધા દરબાર રે[૨], પારાપાર. માત તમે૦

તેં કર્યાં, રાજી રે ઢાઢી ડૂમડા,
દેવી! દૈ' વાજિ હજાર રે, તીખા ટાર. માત તમે૦

શિવ જે શિવા-જી રે ઓચર્યો જીભ શું,
જે કહેવાયા જીવ, અન્યોન્ય આકાર રે, વિધિ વદનાર. માત તમે૦

પંડિત ને કાજી રે, બુધ્યે બાજી આ,
બે રહ્યાં લાજી, લહ્યા ન લગાર, શક્તિ શુમાર. માત તમે૦

---

૧ 'ઠર્યાં' ૨ 'તાજી બંધ દરબાર રે'

તે હો' કહે બાળી રે, સાળી તાહેરી,
ભાળી વિકર્મ કરે ફેરફાર રે, એ આ વાર. માત તમે૦
વલ્લભને વાળી રે, ઝાઝી જીભ છે,
બરદ બિરાજી, ઘો દિદાર રે, આણી એ આર. માત તમે૦

૨

જે જને જનુનીને જોઈ,
તે જને તપત ત્રણ ખોઈ.
આધ રી આસન, ગોખ માનસર,
એ ચાચર સમસર નહીં કોઈ. જે૦
હાં રે માજી, જુગદીશ, ઈશ, અમરીશ,
નારીશ, નાગીશ, રહ્યા શીશ છોઈ. જે૦
ત્યા વલ્લભ કોઈ પાત્રમાં, બહુચરી પાત્રની,
જાત્ર કરી કરમ ધોઈ. જે૦
નાવે કદા આપદા, દુઃખ દુર્લભ,
સુલભ વલ્લભ ભવ તરવાને ? જે૦

૩

બહુચરાજી, સહુમા રહો છો સમાઈ, આપે આપોપું ગમાઈ.
ઘટઘટ પ્રગટ, સુઘટ જે વિકટ, રટ અટપટી અદ્ભુત આઈ.
ત્રિગુણાતીત સહિત અક્ષરાક્ષર, અગણિત ગુણ ન ગણાઈ.
વલ્લભ વિધવિધ રચના રે રચતાં, મા મૂકી ના રંચ મણાઈ.

૪

જોવા મન મારું થયુ, સલખનપુરી સાહ્યબાને જોવા. (ટેક)
રૂપ જોવા સુખ થઈ રે શાતા સુખ દુઃખદારિદ્ર ગયું. જોવા૦ ૧

લેતાં નામે, સર્યાં સર્વ કામે, ભાગ્ય ચિત્ત ન રહ્યું. જોવા૦ ૨
ધન તે પ્રાણી, બહુચર મન આણી, વલ્લભ વાણી કહ્યું. જોવા૦ ૩

૫

બહુચરાજી! ત્રિભુવનતારણ તું, તે માટે કહું છું હું. બ૦ ૧
સલખનપુર સાહ્યબ સાંભળિયે, સરસ નરસ વાંછું. બ૦ ૨
વાંકુ ધર્મ, કરમ વાંકું, તે ટાળી કીજે સમું. બ૦ ૩
વલ્લભને તું માત-તાત, તે માટે માત નમું. બ૦ ૪

૬

બહુચરાજી! બિરદ નિભાવણ છો, તું વિણ કોણ કહો ? બ૦ ૧
નિજ જનપોષણ, વિશ્વસંતોષણ, દોષણ હરદ દહો. બ૦ ૨
માહાતમ-મોક્ષ પુરુષ પુરુષોત્તમ, વાતમાં વાત વહો. બ૦ ૩
વાંક ટાંક તજી, અધમ આજ હજી, વલ્લભની નિબહો. બ૦ ૪

૭

આવોજી આવોજી મારા રાજ,
મુજ ઘેર આવો જી શ્રીબહુચર માય, મસ્તક મૂકીને પાય, મુજ ઘેર૦ ૧
લોકલાજે તુજે આજ આવી કરી, રાજરીઝ મલવાય. મુ૦ ૨
અટકે મન મટકે, મુખ તારે લટકે, લટકે લીલટકાય. મુ૦ ૩
જે સુખ સુલ્લભ, દેવને દુલ્લભ, વલ્લભ જન જસ ગાય. મુ૦ ૪

૮

મુજ ઘેર આવો શ્રી બહુચર બાઈ.
માજી તારે લેહેકે આંખ્ય લોભાઈ. ૧
ચંપકવર્ણી મીટ મનહરણી, કરણ માંન્ય કલાઈ. મુજ૦ ૨
સાંવલી સૂરત, બાંકડી મૂરત, સુરત હિ હૃદે લિખાઈ. મુજ૦ ૩
જો જસ લીજે, આપ આવીજે, વલ્લભ લીજે નિભાઈ. મુજ૦ ૪

૯

મુજ ઘેર આવો શ્રી બહુચર બાઈ, તુંને સમરું સાંજ ને પ્રાત. ૧
ભોળી ભવાની મારે મનમાની, છાની છે એક વાત. ૨
શું પડી તાહારે, જે મુજને સંભારે ?, માહારે તું વિક્ષાત. ૩
વિશ્વવિખ્યાત વાત બધ્ય જાણે, વલ્લભ માત ને તાત. ૪

૧૦

મહારા રાય, મોરી અરજ સુણો, મૈં તો થારા દાસ–રો દાસ. મેં૦
મ્હાને યાદ ઉસાસ રુ સાસ–
થેં મારા જગદીશ્વરી વશ કરી, આઈ ઓઘ અવિનાશ. ૨
એ તીનો પૂરનારી જ કે નર, અમરાં–રિ પૂરણ આશ. ૩
બહુચરદાતા ને ઓર વિધાતા, વલ્લભ દૃઢ વિશ્વાસ. મેં તો થારા૦

*

ગરબી પૃષ્ઠ


૧ રંગતાળી રંગતાળી; રે રંગમાં રંગ તાળી ... ૭૭
૨ રંગે રમે રે આનંદે રમે ... ... ... ,,
૩ અલબેલી રે અંબેમાત, જોવાને જઈએ ... ૭૮
૪ અલબેલી રે અંબેમાત, દરશન કરવાને ... ,,
૫ બિરદાળી રે બહુચર માય, સલખનપુર રાણી ... ૭૯
૬ મા અંબા તે રમવા નીસર્યાં, મા લેહેરી અંબા ... ,,
૭ મા અંબા તે રમવા નીસર્યાં, મા અન્નપૂર્ણા ... ૮૦
૮ અંબા જોવાની આડી રે, નીરખું મોરી માડી ... ૮૧
૯ અંબા જોયાના કોડ રે, મારું મન મોહ્યું ... ,,
૧૦ જય જય આરાસુરની રાણી . ... ... ૮૨
૧૧ હું તો બલિહારી, જાઉં વારી ... ... ... ,,
૧૨ પાટણવાડું માનું પ્રગટ્યું રે મા ... ... ૮૩
૧૩ શક્તિને જાચું અવર ન રાચું ... ... ૮૪
૧૪ સલખનપુર સાચી રે, મા બહુચરા ... ... ,,
૧૫ ગુણ તો શ્રીબહુચરના ગાઈએ ... ... ૮૫
૧૬ સુંદર શરદની, રે રજની ... ... ... ૮૬
૧૭ ચાલો ને, ચાચર રે જઈએ ... ... ,,
૧૮ તે તર્યાં સંસાર, જેણે શક્તિ સેવી રે .. ... ૮૯

## ગરબી

### ૧

રંગતાળી, રંગતાળી; રે રંગમાં રંગતાળી.
માંહે બત્રીસ બત્રીશ જાળી રે; રંગમાં રંગતાળી. ૧
માથે કનકનો ગરબો લીધો રે, રંગમાં રંગતાળી.
માંહે રતનનો દીવડો કીધો રે; રંગમાં રંગતાળી. ૨
માની ઓઢણી કસુંબા ચોળે રે, રંગમાં રંગતાળી.
મા કરે કંકુડાં ઘોળે રે; રંગમાં રંગતાળી. ૩
માંહી નાના તે વિધની ભાત રે, રંગમાં રંગતાળી.
ભટ વલ્લભને જોયાની ખાંત રે; રંગમાં રંગતાળી. ૪

### ૨

રંગે રમે રે, આનંદે રમે;[1] આજ નવદુર્ગા રંગે રમે. (ટેક)
આદિતે આવ્યાં અલબેલી; મંડપમાં મતવાલી ભમે. આ૦
સોમે તે શણગાર શોભે શક્તિને; રાગ મલાર માયે ગાયો સમે.[2] આ૦
મંગળવારે માજી ઉમંગમાં; ગરબે રમે તે માત સૌને ગમે. આ૦
બુધવારે મા! બેઠાં બિરાજે; શ્રીફળ ચૂંદડી માતને ગમે.[3] આ૦
ગુરુવારે મા! ગોખમાં બિરાજે; ભક્તજન આવી ચરણે નમે. આ૦
શુક્રે સલખનપુરી જ આવ્યાં, થાળ કરું તે મારી અંબા જમે. આ૦
શનિવારે મા! સહાય કરો દેવી, મુખવાસ કરવા બેસો તમે. આ૦
ભટ વલ્લભ મા! દાસ તમારો, શરણે રાખીને ભવ તારો તમે. આ૦

---

૧ 'રંગ રમે રે, રંગ રમે' ૨. 'શમે રમે' ૩ 'ચઢે.'

૩

અલબેલી રે અંબે માત, જોવાને જઈએ,
બિરદાળી રે બહુચર માત, જોવાને જઈએ.
જોવા જઈએ ને સુખિયાં થઈયે, આરાસુરમાં રહીએ રે;
પોતપોતાના મનની મનેખા, જઈ બહુચરને કહીએ. જો૦
આરાસુરમાં અંબા બિરાજે, પાવાગઢમાં કાળી રે;
દક્ષિણમાં છે તુલજા ભવાની, ચુંવાળ બહુચર બાળી. જો૦
માની પારે હવન થાય ને, ચીર ચૂંદડી હોમાય રે;
બ્રાહ્મણ બેઠા વેદ ભણે, ને માનુની મંગળ ગાય. જો૦
આંધળાંને આંખ આપે, પાંગળાંને પાય રે;
વાંઝિયાં ઘેર પારણાં બંધાવે, નિરધનિયાં ધની થાય. જો૦
માની પારે જે કોઈ આવે, તેની પૂરે આશ રે;
કર જોડી ભટ વલ્લભ કહે છે, મા ! હું છું તારો દાસ. જો૦

૪

અલબેલી રે અંબે માત, દરશન કરવાને,
માને જોવા સરખો ચોક, ચાચર ફરવાને. (ટેક)
ચાચર ફરિયે, દુખડાં હરિયે, માના ગુણલા ગાઈયે રે;
અંબામાનું નામ સમરતાં, ઘણાં જ સુખિયાં થઈયે. દરશન૦
આઈ અજાઈ ગણપતિ ભૈરવ, ત્યાં બેઠાં હરસિદ્ધ રે;
પંચ તીરથની પૂજા કરતાં, પામે છે નવનિધ. દરશન૦
ત્રણ ગાઉ તીરથ છે મોટું, કોટેશ્વર કૈલાસ રે;
સરસ્વતીમાં સ્નાન જ કરતાં, થાયે પાતક નાશ. દરશન૦
વિમળશા ધન પાર જ પામ્યો, જાતે શ્રાવક ખડા રે;
ત્રણ ડગલાં માનું નામ દઈ ખોદતાં, નીકળી સોનાની કઢા. દરશન૦
પંચ તીરથની પૂજા કરતાં, દેહનાં દુઃખડાં વામે રે;
ભટ્ટ વલ્લભ કહે ભગવતી સેવતાં, પૂરણ પદવી પામે. દરશન૦

૫

બિરદાળી રે બહુચર માય, સલખનપુર રાણી;
તારો અધિક છે મહિમાય, દેવે પરમાણી. (ટેક)
છત્ર ચંદરવા દેવના માજી ! સૂણા આવે ચાલી રે;
કૂકડા બહુ કલ્લોલ કરે મા, એવાં છો બિરદાળી રે. સ૦
શિખરની શોભા શી કહીએ ? ચાચર જઈ મન મોહિયે રે;
ઘૂમટમાં માજી પેસતાં તો, સામા ગણપતિ સોહિયે રે. સ૦
વિષ્ણુ તો પ્રણામ કરે, ને શિવ ઘણુંયે ચાહે રે;
બ્રહ્મા તો ત્યાં ગાન કરે, માજી વેદ ભણે ઉત્સાહે રે. સ૦
નવ નાથ તો દરશનને ઇચ્છે, ચોરાશી વળી સિદ્ધ રે;
જે જન તારે શરણે આવે, તે પામે નવ નિધ રે. સ૦
બાજુબંધ ને બેરખા, માની કોટે એકાવલ હાર રે;
ચંપાકળીની શોભા શી કહીએ ? મોતી તપે લલાટ રે. સ૦
આંધળાને આંખ આપે, માજી પાંગળાને પાય રે;
વાંઝિયાનાં તો મહેણાં કાપે, તારો અધિક છે પસાય રે. સ૦
તારે તો સેવક બહુ કહીએ, તેનો પાર ન થાય રે;
દાસ વલ્લભ જન રંક તમારો, તેની કીજે સહાય રે. સ૦

૬

અંબા તે રમવા નીસર્યાં મા લેહેરી અંબા.
માએ શા રે કીધા, શણગારે મા લેહેરી અંબા.
લીલવટ ટીલડી શોભતી રે મા લેહેરી અંબા.
મોતીડાં તપે લલાટ રે મા લેહેરી અંબા.
કાને કરણ-ફૂલ શોભતાં રે મા લેહેરી અંબા.
ઝાલ્યોનો ઝબકાર રે મા લેહેરી અંબા.
કોટે તે પાટિયા હેમનાં રે મા લેહેરી અંબા.

કંઠી રત્ન–જડાવ રે મા લેહેરી અંબા.
બાંહે બાજુબંધ બેરખા રે મા લેહેરી અંબા.
માને દશે આંગળિયે વેઢ રે મા લેહેરી અંબા.
લીલા તે ગજનું કાપડું રે મા લેહેરી અંબા.
છાયલ રાતી કોર રે મા લેહેરી અંબા.
ફૂલ–ફગરનો ઘાઘરો રે મા લેહેરી અંબા.
ઓઢણી કસુંબલ ઘાટ રે મા લેહેરી અંબા.
પાયે તે કલ્લાં શોભતાં રે મા લેહેરી અંબા.
કાંબીઓ રત્ન–જડાવ રે મા લેહેરી અંબા.
જે રે ગાયે ને જે સાંભળે રે મા લેહેરી અંબા.
તેની અંબા પૂરે આશ રે મા લેહેરી અંબા.
ભટ વલ્લભ મા તાહરો રે મા લેહેરી અંબા.
જનમજનમનો દાસ રે મા લેહેરી અંબા.

૭

મા અંબા તે રમવા નીસર્યાં, મા અન્નપૂર્ણા.
માએ શો રે કીધો શણગાર, દેવી અન્નપૂર્ણા.
માને લલાટ ટીલડી શોભતી, મા અન્નપૂર્ણા.
માને દામણી રત્ન–જડાવ, દેવી અન્નપૂર્ણા.
માને કાને કરણફૂલ શોભતાં, મા અન્નપૂર્ણા.
માને ઝાંઝરનો ઝમકાર, દેવી અન્નપૂર્ણા.
માને કોટે તે પાટિયાં હેમનાં, મા અન્નપૂર્ણા.
માની કંઠી રત્ન–જડાવ, દેવી અન્નપૂર્ણા.
માની બાંહે બાજુબંધ બેરખા, મા અન્નપૂર્ણા.
માની દશે આંગળીએ વેઢ, દેવી અન્નપૂર્ણા.
માને લીલા તે ગજનું કાપડું, મા અન્નપૂર્ણા.

માને સાળુડે કસબી કોર, દેવી અન્નપૂર્ણા.
માને ફૂલ-ફગરનો ઘાઘરો, મા અન્નપૂર્ણા.
માનું ઓઢણું કસુંબલ ઘાટ, દેવી અન્નપૂર્ણા.
માનો ગરબો ગાયે ને સાંભળે, મા અન્નપૂર્ણા.
મા અંબા પૂરે આશ, દેવી અન્નપૂર્ણા.
મા ભટ વલ્લભ છે તાહરો, મા અન્નપૂર્ણા.
મા તારો જનમજનમનો દાસ, દેવી અન્નપૂર્ણા.

૮

અંબા જોયાની આડી રે, નીરખું મોરી માડી. (ટેક)
સોળે શણગાર સજી આઈ બેઠાં, ચરણાં ચોળી ને સાડી રે. ની૦
પાધર ચાચર વાસીને બેઠાં, મા મોહોલે ધૂમે છે ઠાઠી રે. ની૦
દેશદેશના સંઘ જ આવે, હીંડે, બેસે ઘોડાગાડી રે. ની૦
સંસારરૂપી વૃક્ષ બનાવ્યુ, ફળ-ફૂલ થઈ વાડી રે. ની૦
તેત્રીસ કરોડ દેવને દૈત્યે દમ્યા'તા, તેને નાખ્યા માએ વાઢી રે. ની૦
શુંભ નિશુંભ મહિષાસુર સરખા, તેને નાખ્યા છે પછાડી રે. ની૦
શિવશક્તિ જેને શ્રવણે ના જાણી, તેના કરમાં છે ટાઢી રે. ની૦
કાલો-ઘેલો થઈ પાલવ વળગ્યો, રખે મેલતાં કાઢી રે. ની૦
કર જોડી કહે છે ભટ વલ્લભ, દર્શન દો દહાડી દહાડી રે. ની૦

૯

(આવોને નંદલાલ, રમવા આવોને રે—એ ઢાળ)

અંબા જોયાના કોડ રે, મારું મન મોહ્યું,
બહુચર જોયાના કોડ રે, મારું મન મોહ્યું. (ટેક)
ગણપતિ ભૈરવ આગે સોહિયે, ઊભા છે કરજોડ રે. મારું૦
નિશાન વાગે નવનવાં રે, શરણાઈઓના શોર રે. મારું૦
નેપૂર વાજે ને વીંછુવા ગાજે, ઘૂઘરીઓ ઘમઘોર રે. મારું૦

અંબા ફેરે આંઝણીએ રે, ઊગ્યો ચાંપલીઆનો છોડ રે. મારુ
કોટેશ્વરજી દર્શન આપો, પૂરો મનના કોડ રે. મારુ
વલ્લભ ધોળો વિનતી કરે છે, ભવનાં બંધન તોડ રે. મારું

૧૦

જય જય આરાસુરની રાણી, તારી અકળ કળા ન કળાણી. (ટેક)
માને મુનિવરે સાચી જાણી, ધ્યાન ધરી મન જાણી;
ભક્તવત્સલની બાંહ તાણી,[૧] આરાસુરમાં આણી રે. જય
શુક સનકાદિક નારદ કહે છે, શક્તિઓ સહુ રંગ રમે છે;
ગાનવાન અનુમાન કરે છે, સાને સમજી લે છે રે. જય૦
ચાચર કુંડે રહ્યો છું ચાહી, નૌતમ ગીત ને ગરબા ગાઈ;
અંબાસંગે બેલડી બની, હરસિદ્ધ ને સિંધવાઈ રે. જય૦
અંબા બહુચર બની ખેલશું,[૨] આલાપે કુંતા આઈ રે;
કાલી કોટરા રંગભેર રમતાં, મધ્યે બની કનકાઈ રે. જય૦
તાલ[૩] મૃદંગ વીણા વંશ[૪] વાગે, ભૂંગળ ઝાંઝ ડફ છાજે;
પંચશબ્દ મળી ગગને ગાજે, લળી મળી શબ્દ[૫] સોહાવે રે. જય૦
નવ દહાડા રમી[૬] રાસ જોગણી, ભાખે[૭] મુખ અમૃત વાણી;
ખાનપાન અનુપાન કરીને,[૮] વલ્લભ જશ ગુણ જાણી રે. જય૦

૧૧

હું તો બલિહારી, જાઉં વારી,
અંબે તારા નામને રે. (ટેક)
આરા તે સુરમાં માજી અંબા બિરાજે,
હોજી રે, છેરે ગઢ પાવે તો મહાકાળી રે. જાઉં૦
દક્ષિણમાં તો દેવી તુળજાભવાની મા,
હોજી રે, છેરે ચુંવાળ બહુચર બાળી રે. જાઉં૦

૧ 'ભક્તવત્સલ ભક્તસુખાની' ૨ 'આવે ખેલમાં' ૩ 'પખાજ'.
૪ 'જંત્ર' ૫ 'રૂપ' ૬ 'મળી' ૭ 'ભાતભાત' ૮ 'અનુમાન કરે છે'.

પહેલા તે કરમાં માને ત્રિશૂલ સોહિયે મા,
હોજી રે, જીરે બીજે તો નેજા ધારી રે. જાઉં૦
ત્રીજા તે કરમાં માને ખપ્પર સોહિયે મા,
હોજી રે, જીરે ચોથે તો ઘંટા ભારી રે. જાઉં૦
ચાર ભુજાની માએ શોભા વધારી મા,
હોજી રે, જીરે સેવક લીધા ઉગારી રે. જાઉં૦
કર બે જોડી ભટ્ટ વલ્લભ કહે મા,
હોજી રે, જીરે સેવક લેજો ઉદ્ધારી રે. જાઉં૦

૧૨

પાટણવાડું માનું પરગણું રે મા;
વસિયાં ચુંવાળ ચોક રે. બાળી મા બહુચરા રે.
ફૂલ ફૂગરનો અંબે, હો ઘાઘરો રે મા;
માને સાળુડે કસબી કોર રે. બાળી મા બહુચરા રે.
લીલા તે ગજનું અંબે, હો કાપડું રે મા;
માને ગજમોતીનો હાર રે. બાળી મા બહુચરા રે.
બાંહે બાજુબંધ હો બેરખા રે મા;
માને કંકણ રતન–જડાવ રે. બાળી મા બહુચરા રે.
લીલવટ ટીલડી અંબે હો શોભતી રે મા;
માને હઈયે હીરાનો હાર રે. બાળી મા બહુચરા રે.
પગે તે કડલાં અંબે, હો શોભતાં રે મા;
માને કાંબીઓ રતન–જડાવ રે. બાળી મા બહુચરા રે.
માથાં ગૂંથ્યાં રે અંબે હો મીણિયાં રે;
માને સેંથામાં શોભે સિંદૂર રે. બાળી મા બહુચરા રે:
આંગી પહેરીને અંબે, હો સિધાવિયાં રે મા;
માએ ભક્તોની કીધી વહાર રે. બાળી મા બહુચરા રે.

ભટ્ટ રે વલ્લભની અંબે, હો વિનતી રે;
માજી ઉતારોની ભવપાર રે. બાળી મા બહુચરા રે.

૧૩

શક્તિને જાચું, અવર ન રાચું, પાલવ સાહ્યો તમારો રે;
અવનીમાં અવતરીને નીરખી, બહુચર પાર ઉતારો રે.
પાપી હતા તેને પાવન કીધા, નામ લેતાં હાથ સાહો રે,
સલખનપુરમાં તું છે સાચી, ખાઓચિયામાં કાં નાહો રે ?
કહે ભટ વલ્લભ અણસમજુ મા, પલકમાં પાર ઉતારો રે.

૧૪

સલખનપુર સાચી રે, મા બહુચરા,
માજી આપે જોબન, ટાળે જરા;
મા ! તેં ખોટા પુરુષ કીધા ખરા.—સલખનપુર૦ ૧
નવ ખંડમાં તારું બર્દ રે,
માનુનીના તેં કીધા મર્દ રે;
દુખિયાનાં ટાળ્યાં છે તેં દર્દ રે.—સલખનપુર૦ ૨
એક અસુર આવીને ઊતર્યો,
તે તો હતો કપટક્રોધે ભર્યો;
તેણે માજીનો કૂકડો ભક્ષ કર્યો.—સલખનપુર૦ ૩
ત્યાં તો માજીનો પરતો ઢૂંકડો,
પર પંખીએ કીધો ટહુકડો;
પેટમાંથી બોલ્યો છે કૂકડો.—સલખનપુર૦ ૪
તે તો મૂઓ રે, મરઘ જીવતો થયો,
તે તો બહાર આવીને ઊભો રહ્યો;
ત્યારે પાયે લાગીને અસુર ગયો.—સલખનપુર૦ ૫

માને ચાચર ચોક બિરાજે રે,
શરણાઈ ને નોબત વાજે રે;
માનું માનસરોવર ગાજે રે.–સલખનપુર૦ ૬
ગુણ ગાતામાં સંભાળ લીધી રે,
અષ્ટ સિદ્ધિ ને નવ નિધિ દીધી રે;
માજીએ વલ્લભને કૃપા કીધી રે.–સલખનપુર૦ ૭

૧૫

( ઢાળ: 'ચાલો રે ચિત, ચાચરમાં' જઈએ. )

ગુણ તો શ્રી બહુચરના ગાઈએ, એક ચિત્તે અંબાને ચાહીએ. (ટેક)
આદિત્યે અલબેલી ઊઠી, ભરી રે મુક્તાફળની મૂઠી;
સલખનપુર સમરથ મા દીઠી. ગુણ૦
સોમે તો સલખનપુર સેવી, ચુંવાળમાં બહુચર મા દેવી;
મારું મન માન્યું મા હેવી. ગુણ૦
ભોમે તો મન માન્યું મારું, અતિ સુખ–આનંદમાં કહાવ્યું;
નીરખું સુખ બહુચરિયા માનું. ગુણ૦
બુધે તો બાંહ્ય ગ્રહી મારી, લંઘર તોડા ને વાળી;
પહેરણ માજી ચરણાં ને સાડી રે. ગુણ૦
ગુરુએ તો જ્ઞાન બહુ ગણીએ, અંબેમાનું ધ્યાન હૃદે ધરીએ;
ત્રિપુરા સેવેથી તરીએ. ગુણ૦
શુક્ર રે શોભા બની સારી, પારે આવે નર અને નારી;
દરશન દોને મા દયાળી. ગુણ૦
શનિએ તે અંબા શ્રી સેવો, કળિયુગનો છે એ તો મેવો;
ઉગ્રપીઠ પારો છે એવો. ગુણ૦
સાત વાર માજીના ગાયે, સહેજે સુધાસિંધુ તરી જાયે;
વલ્લભ ધોળો માને ચરણે જાયે. ગુણ૦

૧૬

('ચાલો સખી જમુનાં, રે જઈએ' એ ઢાળ)

સુંદર શરદની રે રજની;
રમવા આવ્યાં, ત્રિભુવનજનની. ૧
પાયે નેપૂર, રે વાજે;
કલ્લાં કાંબી, અતિશય ગાજે. ૨
ઝાલ ઝબૂકે, કોમળ કાને;
સેંથે સિંદૂર, ભરિયું માને. ૩
મુક્તા—માળા, રે લળકે;
તેણે કરી, સુંદર અંગ ઝળકે. ૪
વદને શોભે, દિનકર અચિંત;
લોચન અંજન, ખંજન ચચિંત. ૫
શશી લીલવટ રે, અતિ વિરાજે;
વદન નિહાળતાં, સૌ દુઃખ ભાજે. ૬
આભૂષણ, પહેર્યાં અંગઅંગે;
જોગમાયા, ભરાયાં રંગે. ૭
એવા રૂપને રે, કોઈ ગાશે;
જનની આપે, પ્રસન્ન થાશે. ૮
ભટ વલ્લભ, માતાજી તમારો;
એવું જાણી, પાર ઉતારો. ૯

૧૭

(ઢાળ 'હરિવેણ વાય છે, રે હો વનમાં')

ચાલો ને ચાચર, રે જઈએ;
અરજી અલબેલીને કરીએ. ૧

અલબેલી તું, મોરી માતા;
જેને આવી નમે, દેવ વિધાતા. ૨
ચાચર ગરબો, રે ગાતાં;
હીડે બહુચર, મા મદમાતાં. ૩
પૂરણ પૂનમ, રે ચંદા;
ઊલટ્યો આનંદ-સાગર કંદા. ૪
ચાચર શોભા, રે સારી;
બોલે કુક્કુટ, મોરી માડી. ૫
પંખી મુખ, બહુચરિયા બોલે;
નહિ ત્રિભુવનમાં, ચાચર તોલે. ૬
ચાચર રૂડો, રે માતા;
તું છે શિવસુતની વિધાતા. ૭
આંગી રચીએ, આઈના અંગે;
શ્રીફળ ચૂંદડી, સોહીએ સંગે. ૮
ગાતાં વાતાં, રે માતા;
ચાલીને ચટકે, મંડપ જાતાં. ૯
પ્રથમ ગણપતિ-દર્શન થાતાં;
જઈને માનસરોવર ના'તાં. ૧૦
નિર્મળ કાયા, રે કીધી;
પછી આંગી, હાથમાં લીધી. ૧૧
રાખો ભવ-ભયમાં, રે ભમતાં;
જઈને આદ્ય સ્થાનકે નમતાં. ૧૨
પુરુષાઈ આપે, રે મા પળમાં;
સાચે દિલ, જો હોયે દિલમાં. ૧૩

નારીના નર કીધા, તારે ગોખે;
બેઠી સલખનપુરમાં શોખે. ૧૪
શિવસુત એ ગુણ, તારા ગાશે;
ભવ–સાગર, તે તરી જાશે. ૧૫
ગાગર ઘૂમે, રે અંબા;
આવ્યાં બહુચર, ચાચર રંભા. ૧૬
ગરબે દીવો, રે કીધો;
વધાવીને, માએ મસ્તક લીધો. ૧૭
બોલ્યાં અંબા, રે રમવા;
આવ્યાં નવદુર્ગા, ત્યાં રં'વા. ૧૮
રૂમઝુમ નેપૂર, રે વાજે;
તેનો શબ્દ, ગગનમાં ગાજે. ૧૯
ચળકે ચરણાં, ને ચોળી;
ખળકે નખ કંકણ, તો મોલી. ૨૦
મુખની કાંતિ, એવી ઝળકે;
શ્રવણે રવિશશી સરખા લળકે. ૨૧
ગાયે સૌયે રસના મેલી;
જાણે દૂધમાં, સાકર ભેળી. ૨૨
વાજે ઢોલ, દદામા તાળી;
પળવટ ભગવતીઓએ વાળી. ૨૩
હબોડા સૌ, લે છે હરખી;
માજી અમૃત વરણે વરખી. ૨૪
અરજી ગરબો, રે ગાયો;
પાલવ બહુચર માનો સાહ્યો. ૨૫

અરજી અલબેલીને કીધી;
દસકત કરીને પાછી લીધી. ૨૬

અરજી સુણશે, રે કાને;
તે તો નિશ્ચય ચઢે વૈમાને. ૨૭

ભટ વલ્લભ, માતાજી તમારો;
જાણીને ભવ-પાર ઉતારો. ૨૮

૧૮

તે તર્યાં સંસાર, જેણે શક્તિ સેવી રે;
ઉતાર્યો ભવપાર, બહુચર બાળા દેવી રે.
પોખે, પાળે ને સંભાળે, માત છે એવી રે;
ખવરાવે-ધવરાવે માત, જનુની જેવી રે.
ચાચર ચામુંડા, કર લે દંડા, પલવટ વાળી રે;
પાવા-કાળી, આરાસુરવાળી, દે છે તાળી રે.
અરચા કરતાં આઈજીની, નવકોટિ દાસી રે;
મદભર્યો ભટ છંદે, નાચવા હીંડ્યો આશી રે.

*

જે દેવી સર્વ ભૂતોમાં શક્તિરૂપે વસી રહી,
નમું તેને, નમું તેને, નમું તેને ફરી ફરી.

| પદ | પૃષ્ઠ |
|---|---|
| ૧ નૈવેદ્ય-થાળ ... ... ... ... | ૯૩ |
| ૨ નીરાજન-આરતી ... ... ... | ૯૪ |
| ૩ આરતી ... ... ... ... | ૯૫ |
| ૪ દેવીનાં ઓવરણાં ... ... ... | ૯૬ |
| ૫ વંદના-રાગ ઝોડી ... ... ... | ૯૭ |
| ૬ વંદના-રાગ અષ્ટપદીનો ... ... ... | ૯૯ |
| ૭ આશરાનું પદ-પ્રભાતિયું ... ... | ૧૦૦ |
| ૮ આશરાનું પદ-ભજન ... ... ... | ૧૦૧ |
| ૯ પ્રણામ-મુજરો લેજો માહારો માજી! ... | ૧૦૨ |
| ૧૦ પ્રાર્થના-માજીને અરજી ... ... ... | ,, |

# નૈવેદ્ય—થાળ

(ચોપાઈ)

કનક કળશ ગંગાજળ ભરી, મારી બહુચર આગળ થાળ જ ધરી—મા.
આરોગો અંબાજી મોરી માય, જેમ જેમ સેવક[1] સુખિયાં થાય—મા.
દ્રાક્ષ ચારોળી બદામ અખોડ, પિસ્તાં લીંબુ ને પાકાં બોર[2]—મા.
શિંગોડાં સાકર શેલડી, ખડબુચાં આંબા કાકડી—મા.
* કેળાં ખાંડ ઘૃત પૂરણ કરી, આરોગો બહુચરાજી ચિત્ત ધરી—મા.
પછે પેંડા ઘારી દૂધપાક, જલેબી લાડુ ને સેવ સુંવાક—મા.
મીઠી મરકી આગળ ધરી, અનેક સુખડી બીજી વળી—મા.*
મગના લાડુ ઘેબર સાર, બરફી ઘારી ને ગુંદરપાક—મા.
ખારાં તીખાં ને તમતમાં, આદુ લીંબુ ને માંહી કરમદ ઘણાં—મા.
શ્રીફળ આઈજી લેજો રે ભોગ, અનેક નીપન્યાં સર્વ સંજોગ—મા.
ખીર ખાંડ ઘૃત પોળી સાર, આરોગો અંબાજી કંસાર—મા.
લહેંચી લાપશી ને ચૂરમાં, વડાં વેડમી ને શાક જ ઘણાં—મા.
શાક દાળ ઘૃત પૂરણ કરી,[3] આરોગો બહુચર ચિત્ત ધરી—મા.
કેસર કરમો[4] છે ભરપૂર, જીરાં રસ માજી ! જમીએ કૂર—મા.
દૂધ કઢ્યાં લેઈ આગળ ધર્યાં, ઘૂંટ ભરીને માએ આચમન કર્યાં—મા.
આરોગીને ઊઠ્યાં મોરી માય, જાૂઠ રહ્યાં તે જન માગી ખાય—મા.
સિંહાસન ઉપર સુંદરી, બેઠાં માત સકળ પરવરી—મા.
બહેક બરાસે બીડી કરી, આનંદે માએ સુખમાં ધરી—મા.
એક એક આગળ ઢોળે વાય, એના આગળ નૃત્ય જ થાય—મા.
વાજે પંચશબ્દ નિશાન, ભેર ભૂંગળ વાજે પરિયાણ[5]—મા.
સકલ મનોરથ પૂરો મોરી માય, બેઉ કર જોડી ભટ વલ્લભ ગાય—મા.

---

૧ 'જનસેવક' ૨ 'લીંબચા ને ફટસાં બોર' ૩ કડી
૪ 'કર્મજ ભર્યા' ૫ 'પરિમાણ.'

* બે કૂદડીઓ વચ્ચેનાં ચરણ અન્ય પ્રતોમાં નથી.

# નીરાજન–આરતી

જય બહુચર બાળી મા, જય બહુચર બાળી;
આરાસુરમાં અંબે, પાવાગઢ કાળી. (ટેક)
માંગ ભર્યો સિંદૂર, રવિ શશી અજુઆળી;[1]
નાકે વેસર મોર, મોતીની વાળી. જય૦
ઓઢણુ ઉત્તમ ઘાટ, પહેરણુ[2] કડકડતી સાડી;
કૂકડા કરે કલ્લોલ, છંદે લે તાળી.[3] જય૦
નવજોબન ભરપૂર મા, હીંડે મતવાલી;
દરપણુ લઈ ને હાથ, મુખ જોતાં ન્યાળી. જય૦
હરખ્યા મુનિવર દેવ, મા વાચા તેં પાળી;
દાનવ દળવા કાજે, બેઠાં રથ ઝાલી. જય૦
અનેક હણિયા દૈત, ત્રિશૂળે ઘાલી;
રણુદળે પડયું ભંગાણુ, મા ઉપની ખુશાલી. જય૦
પામ્યા પાંચ પદારથ, રથ ખેડ્યા પાળી;[4]
અવનિ ચડિયો રંગ, ત્યાં તું થઈ બાળી. જય૦
હિમાચલ વાસ વસ્યાં મા, તું થઈ ઉજિયાળી;
જે પામે તુજ દરશન, તેને દિવાળી.[5] જય૦
દર્શન તારાં દુર્લભ, તું રૂપે રઢિયાળી;
દુઃખ ટાળી સુખ આપે, મા સુખની ખુશાલી. જય૦
બહુચર માતની આરતી, જે કોઈ ગાશે;
ભણે વલ્લભ મેવાડો, સુખ–સંપત્તિ થાશે. જય૦

---

૧. 'જોતાં દિવાળી' ૨. 'નવરંગ ચીર' ૩. 'હસી હસી દે તાળી'
૪. 'લટકાળી બેઠા રથ ઝાલી' ૫. 'નિરમ જ્યોતસ્વરૂપ, જોતાં દિવાળી.'

# આરતી

જયજય બહુચર માત, જય જુગ-પટરાણી.[1]
આરતી અમરાવતી વા, રતિ મન-મો દચ્ચાણી. જયજય૦ ૧
હાટક[2] જડિત મણિનંગ, કુંદન કર ન્યાળી,[3] મા;
કર્પૂર-કૃત ઉજ્જવલ, ઝળહળ[4] અજવાળી. જયજય૦ ૨
પંચમુખી દ્યુતિ અદ્ભુત,[5] પુષ્પાક્ષત અરચી, મા;
પરિમલ પ્રબલ[6] પરમ રુચિ, શુચિ ચંદન ચરચી જયજય૦ ૩
ઝળહળ નિર્મળ જ્યોત, અકલ સકલ વ્યાપી, મા;
ત્રિભુવન તિમિરનિવારણ, તારણ પશુ[7] પાપી. જયજય૦ ૪
ચંગ મૃદંગ ઉપંગ, સુવંશ[8] વીણા વાજે, મા;
તાલ રસાલ વિશાલ-શું, શબ્દ ગગન ગાજે. જયજય૦ ૫
ગાન કરે કિન્નરવર, ઉર્વશી ઉમાનાં, મા;
ગુણ ગાંધર્વ સમરે મા, પુનર્ સમર્પી, મા. જયજય૦ ૬
વ્યોમ વિમાન વિરાજિત, સુરસુંદરી સંગે, મા;
ઉદો ઉદો જયજય કહે, રહી[9] રામા રંગે. જયજય૦ ૭
સુમન સુમન કર વરષિત, હરષિત હિયાં હરખે,[10] મા;
અંતર અતિ આકર્ષિત, નિજ અંતર નિરખે. જયજય૦ ૮
ચતુરાનન પંચાનન, ષડ્આનન આંતે, મા;
સન્મુખ સુખ નિરખિત કૃત,[11] ભક્ત ભલી ભાંતે. જયજય૦ ૯
પન્નગ-પતિ પંખીપતિ,[12] પશુપતિ પ્રેમભર્યાં મા;
આરતી-વંદન કારણ, વાયુ-વિધ[13] વિચર્યાં. જયજય૦ ૧૦

---

૧ 'જગપતિ રાણી' ૨ 'સ્ફટિક' ૩ 'ધરી છ કર થાળી' ૪ 'જળમય' ૫ 'પંચમુખે અતિ અદ્ભુત' ૬ 'પુષ્પ પરિમલ પ્રબળ ૭'પતિ' પરમ' ૮ 'વાંસળી' ૯ 'નિત' ૧૦ 'હૈયામાં રંગે' ૧૧ 'નિત્ય હરખિત' ૧૨ 'પન્નગ પશુપક્ષી નિત્ય' ૧૩ 'વાયુ વિવિધ'

માત માહાતમ મહત,[1] કહત કૃતકૃત કીધા, મા;
ભક્ત અભય-પદ નિર્ભય, ભોગ સુભગ દીધા.[2] જયજય૦ ૧૧
નિજ જન તનમન રંજન, ગંજન પર[3] પોતે, મા;
ભૂતલ ભૂપતિ ભૂર, ભલા કીધા જોતે. જયજય૦ ૧૨
લક્ષ ચોરાશી જંત, અનંત અલ્પ મતિના, મા;
આરતી-સ્વર શ્રવણે સુણી, સ્વર્ગ[4] સુલભ ગતિના. જયજય૦ ૧૩
ભાવ કુભાવ સુભાવ-શું, નિત આરતી ગાશે, મા;
નરનારી અવતારી, શક્તિ સમાં થાશે.[5] જયજય૦ ૧૪
ચૌદ ભુવનપતિ તું ધણી, ચૌદ ભુવન માંહે મા;
વલ્લભ ભટ્ટ વરણવે મા, પત્ય સાહો બાંહે.[6] જયજય૦ ૧૫

## દેવીનાં ઓવારણાં

શ્રી બાળી બહુચરા રે, મા. (ટેક)
આરતી-શું લ્યો ઓવારણાં રે મા,
માજી બંધાવે પારણાં રે મા;
દીધાં વસાવે બારણા રે મા,
માજી! તેને અવસાને વિમાન રે. શ્રી બાળી૦
ઘંટ ગ્રહીને વજાડતા રે મા,
મઠ માજીનો ગજાવતાં રે મા;
સુખડું લેઈને મન લાડતાં રે મા,
માજી! તમે નોધારા-આધાર રે. શ્રી બાળી૦
ચોક ચાચરમાં ખેલતાં રે મા,
માનસરોવર ઝીલતાં રે મા;

૧ 'મહત મહત્તમ માતમ્ય, બલકૃત કીધા મા' ૨ 'ભોમ-શું ભવ કીધા' ૩ 'પદ', ૪ 'સવ' ૫ 'સુક્તિ ફલ થાશે' ૬ 'વલ્લભ ભવ અર્ણવ, ભેદત સાહે બાહે'.

પાપ ગયાં પગ પીલતાં રે મા,
માજી! તમે બૂડતાં સાહો બાંહ્ય રે. શ્રી બાળી૦
કર જોડીને કહું કરગરી રે મા,
સાહ્ય કરો સલખનપુરી રે મા;
બાંહ્ય ધરો શ્રી બહુચરી રે મા,
અંબા ભજી લે વારંવાર, બહુચર ભજી લે વારંવાર;
આ સંસાર સાર અસાર, દુઃખ નિવાર, નોંધારા–આધાર.
માજી તારો સલખનપુરમાં વાસ રે, શ્રી બાળી૦
અંબા તારો આદ્યે છે વિશ્વાસ રે, શ્રી બાળી૦
માજી! તારો વલ્લભ દાસનો દાસ રે. શ્રી બાળી૦

## વંદના

(રાગ ગોડી)

શ્રી બહુચર જય જય નમો નમો,
શ્રી બહુચર જય જય નમો નમો. (ટેક)
જ્યોતિ–સ્વરૂપ અનૂપ ભૂપ એ,
ગોખ જોખ નિધ, નમો નમો;
નિરાકાર સાકાર વિશ્વમહીં,
વ્યાપક વિધવિધ, નમો નમો. શ્રી૦
આદિ આસન[1], પાકશાસન લહે,
કોણ કહે યશ, નમો નમો;
નિગમ અગમ નિત ચિત રટત રહે,
હરિહર વિધિ–વશ, નમો નમો. શ્રી૦

૧ 'પાક સિંહાસન'

માનસરોવર મહત માહાતમ,
મોક્ષ-પ્રદાયક, નમો નમો;
સ્નાન કર્યે પામે પુરુષાતન,
બરદ-નિભાવક, નમો નમો. શ્રી૦
વાવ કુંડ બ્રહ્માંડ મહીં રિધ,
ભૂતલ અદ્‌ભુત, નમો નમો;
ન્હાય ગાય ગુણ થાય સકલ સિધ્ય,
નિધ્ય નવે યુત, નમો નમો. શ્રી૦
ચાચર ચૌદ ભુવનપતિ નિત રમે,
રંગ રંગ ભરી, નમો નમો;
શોભા સકળ અકળ સુર મન ગમે,
નમે ધ્યાન ધરી, નમો નમો. શ્રી૦
પ્રગટ પંચતીર્થીનું પદ એ,
પરમ પવિત્ર જે, નમો નમો;
શક્તિ વિના સંસાર સરવ રદ,
હદ ચરિત્રને, નમો નમો. શ્રી૦
આદ્ય શક્ત સત્ય જક્ત શિરોમણિ,
ઇષ્ટ આરત[1] મધ્ય, નમો નમો;
શેષ સુરેશ સ્તવે ગુણ અગુણ,
સિદ્ધિ રિદ્ધિને, નમો નમો.[2] શ્રી૦
સનક સનંદન મુનિવર વંદન,
દૈત્ય નિકંદન, નમો નમો;
ભવ-ભય-ભંજન, નિજ-જન-રંજન,
દુર્જન-ગંજન, નમો નમો. શ્રી૦

૧ 'ઇષ્ટ આરાધ્ય' ૨ 'નરેશ વિધિ સેવિ સિદ્ધ રિદ્ધિને નમો નમો'

પરમ દયાલ કૃપાલ–પાલ પતિ,
　　બહુચર બાળીને, નમો નમો. શ્રી૦
કીજે કિરપા વલ્લભ સમરે,
　　અતિ રૂપ–રસાલીને, નમો નમો;

## વંદના

(રાગ 'ગીતગોવિંદ'ની અષ્ટપદી)

નમોઽસ્તુ તે નારાયણી જનની, બહુચર મા બિરદાળી;
આદ્યા શક્તિ, જક્ત શિરોમણિ, ભક્તવત્સલ પ્રતિપાળી.[1] (ટેક)
સુરમુનિવંદન, અસુરનિકંદન, ચંદનચર્ચિત અંગે;
બાર ચાર શણગાર ધરી ઉર, નિતનિત નૌતમ રંગે. નમો૦
હરિહર ધાતા, વેદની માતા, જાતા જુગ જુગ જોખં;
મહત તત્ત્વાદિક, સુર ઇંદ્રાદિક,[2] સકળ કળાનિધિ ગોખં. નમો૦
વાયુ આકાશ જળ તેજ ધરાતલ, ફળ પંચ તત્ત્વ પ્રકાશં;
સ્થાવર જંગમ સચરાચરમાં, સલખનપુર શુભ વાસં. નમો૦
અગમ, અભેદ, અછેદ, અમર, અજ, અકલ અરૂપ અનામં;
જ્ઞાનગીત, ગોઅતીત ગુણાકર,[3] સાગર સુખફલ ધામં. નમો૦
ત્રિગુણરહિત સહિત ત્રિપુરેશ્વરી, ત્રિશૂલ કર, કર ડાકં;
ભંડાસુર મહિષાસુર મહાભડ, ભાજત તવ સુણી હાકં. નમો૦
જનમન રંજન,[4] ભવભય ભંજન, ગંજન કલિમલ તાપં;
વિદ્યા બ્રહ્મ સનાતન નિત્યા, ચોવીસ તત્ત્વ પ્રતાપં. નમો૦
જગની શક્તિ સુંદરી ત્રિપદા, ધર્મ અર્થ મોક્ષ કામં;
ત્રિપદ ખટ્ પંચાનન કઉક્ષ, ખેચર કરતા સ્વામં. નમો૦
શ્રીવલ્લભ ભટ કહે બહુચર મા, ચરિત્ર–કથામૃત–જ્ઞાનં;
તવ ચરણાંબુજ, મમ મન મધુકર, કરત નિરંતર ધ્યાનં. નમો૦

૧ 'ભક્તપ્રણત પ્રતિપાળી' ૨ 'મોહસનકાદિક'
૩ 'ગોત ગુણ ગાઈ' ૪ 'જનમ નિરંજન'.

## આશરાનું પદ

(રાગ સિંધુડો)

(છંદ: ઝૂલણા–પ્રભાતિયું)

આશરો એક આધાર, આરાસુરી!
અવનીમાં આવીને સર્વ જોયું;
મોટમોટેરાનાં માન મૂકી કરી,
    આપ જોયા વિના આપ ખોયું. આશરો૦
દ્વાર થકી ધંધ મન અંધ સમજ્યો નહિ,
    જે રે ધંધે ધંધ સર્વ જાયે;
નામ લેતાં નવે નિધ આવી મળે,
    નામ લેતાં સહુ લાગે પાયે. આશરો૦
કોડ પૂર્યા કંઈ વાર[1] મા! બહુચરા,
    કુમતે કરી[2] મેં તો કંઈ ન જાણ્યું!
મહાતમ તાહરું મંન જાણ્યા વિના,
    બળ કરી શ્વાને જેમ શકટ તાણ્યું! આશરો૦
બ્રહ્મ તું! વિષ્ણુ તું! નામ નારાયણી,
    આદ્ય તું, અંત તું, વિશ્વવ્યાપી;
સ્થાવર–જંગમ શક્તિ[3] સચરાચરે,
    સર્વ દેવે મળી તુજને સ્થાપી. આશરો૦
હું–પદ ટાળીને તું–પદ સેવતાં,
અઘતણો સ્પર્શ નવ અંગ લાગે;
જાગતી જોત તું જગતમાં અંબિકા,[4]
    તુજ વિના અવર કને કોણ માગે?[5] આશરો૦

---

૧ 'કરી વાહાર' ૨ 'કુબુદ્ધિ થકી' ૩ 'જગત'
૪ 'જગમાં બાઈ બહુચરા' ૫ 'જાગે'

બ્રહ્મ શિવ વિષ્ણુ નિત્ય ધ્યાન તારું ધરે,
સુર તેત્રીસ તે કોણ લેખે ?
આદ્ય તું એક મંડાણ તું ઈશ્વરી;[1]
જોગ જોગેશ્વરા કોઈ ન પેખે ![2] આશરો૦
પરમ પ્રીતે કરી, સેવો સલખનપુરી,
મન ધરી માનજો સર્વ સાચું;
સંસારમાં શિવ ને શક્તિ પૂજ્યા વિના,[3]
સુકૃત કીધું તે તો સર્વે કાચું. આશરો૦
લક્ષચોરાશી તે સર્વ મા ! તમ થકી,
વિશ્વ તમથી, તમો વિશ્વમાંહે;[4]
રંકને ટંક કરુણા કરો માવડી !
વેગે કરી વહ્લલ સાહો બાંહે.[5] આશરો૦

## આશરાનું પદ ભજન

મારી બહુચર આઈ રે, હું જેવો તેવો છું તમારો;
મારી અંબે આઈ રે, હું ગાંડોઘેલો છું તમારો. (ટેક)
કામી, ક્રોધી માયા–લોભી, જુગમાં છું ધૂતારો;
એક નામનો આશરો તહારો, તેણે કહેવાયો બહુ સારો. મારી૦
પર–દ્રોહી હું પર–હત્યારો, પર–ધનને બહુ હરતો;
પર–નારીશું રંગે રમતો, અવળાં આચરણ આચરતો. મારી૦
અવર ના રાચું, તમને જાચું, પાલવ સાહ્યો તમારો;
ભવસાગરમાં બૂડી રહ્યો છું, હાવે દેખાડો ને આરો રે.[6] મારી૦

---

૧ 'આદ્ય અનાદ્ય મંડાણ રહ્યું' ૨ 'યોગ યોગેશ્વરી એક દેખે' ૩ 'સર્વ શિવશક્તિ પૂજન વિના' ૪ 'લક્ષચોરાશી માંહી જ માતા તમો,' લક્ષ તમમાંહી, તમો લક્ષમાંહે' ૫ 'વહારે રહી ભટજીની સાહી બાંહે' ૬ 'અંતે પાર ઉતારો રે'

અવગુણમાં હું સરવે પૂરો, જીવ પડ્યો છે ન્યારો;
પેલા ભવની વાત શું જાણું ? આ ભવ પાર ઉતારો રે. મારી૦
વાત કરી એ સરવે ખોટી, અવગુણ મન નવ ધારો;
ભટ વલ્લભની વિનતિ મા, આવ્યાં વિઘ્ન નિવારો.
મા ! આવાગમન નિવારો. મારી૦

## પ્રણામ : મુજરો લેજો મહારો માજી!

મુજરો લેજો મહારો,
માજી, મુજરો લેજો માહારો રે. (ટેક)
શક્તિને જાચું, અવર ન રાચું, પાલવ સાહ્યો તમારો રે.
અવનીમાં અવતરીને નીરખી, બહુચર પાર ઉતારો રે;
પાપી હતા તેને પાવન કીધા, નામ લેતાં ઓદ્ધારો રે.
સલખનપુરમાં તું છે સાચી, હાથ સેવકનો સાહો રે.
કહે ભટ વલ્લભ અણસમજુ મા, ખાબોચિયામાં નાહ્યો રે,

## પ્રાર્થના : માજીને અરજી

(રાગ : લાવણી)

હો માજી ! અરજ સાંભળો, સાંભળો અરજ મોરી;
કરમ કીધાં મેં છાન ચોરી;
પાપ બહુ થયું, હો માજી ! પાપ બહુ થયું, મા થયું કુંભ ભરી;
ફૂટ્યો ઘડો ને લીધો ઘેરી;
કે સઘળી દુનિયા, હો માજી ! કે સઘળી દુનિયા દુરાચારી;
વાડ્યનો કાંટો થયો વેરી;[1]
હો માજી ! હવે ક્યાંહાં રહિયે ?

---

૧ 'વડાતનો કાંટો થયો વેરી;' 'વાન્યનો કાંટો થયો વેરી'

મ્હારાં દુઃખ નિવારણ સહિયે,
કે તુજ આગળ વિનતિ કહિયે,
પુરુષનું પીહર છો મહારાજ,
કે આઈ અંબે, અંબે ગરીબનિવાજ,
રાખો છો સહુ સેવકની લાજ,
નિભાવો મોરી બાંહ ગ્રહેકી લાજ—માત બહુચરી૦

હો માજી ! કે હું હરતો ને ફરતો, કંઈ હરતો પરધન-માલ,
પાપી પાખંડી હું તો ચંડાલ;
કામી ક્રોધી કે હો માજી ! કાંઈ કીધી કપટની જાલ.[1]
પાપની બહુ બાંધી મેં પાળ.
લોકને મેલ્યાં, હો માજી, લોકને બહુ મેલ્યાં જૂઠાં આળ.
સંતાપ્યાં પશુ-પક્ષી ને બાળ,[2]
થયો રે કંગાલ, હો માજી, થયો રે કંગાલ,
હું થઈને રહ્યો નિર્માલ,
તારા નામની પકડી ઢાલ;
કે બેઠાં તખત કરો છો રાજ,
આવ્યો છું મારી કરણી કહેવા કાજ;
કે આઈ અંબે, આઈ અંબે ગરીબનિવાજ— માત બહુચરી૦

હો માજી, હું ચાડીચુગલી, ચાડીચુગલી બહુ કરતો,
કે અવળાં ચરણ બહુ ધરતો,
હો માજી, પરાઈ નિંદા, કે હું નિંદા બહુ કરતો,
કે પરપંચ કરી પેટ ભરતો,
કે જૂઠી સાખ્યો, હો માજી, કે જૂઠી સાખ્યો બહુ પૂરતો,
કે પરનારીશું રંગે રમતો,

---

૧ 'કપટનો જ્વાલ' ૨ 'પંખીનાં બાળ'

કીધાં મેં કરમ, હો માજી, કીધાં મેં કરમ,
અધરમમાં ખોયો મ્હારો ધરમ,
મેં મૂકી મરજાદા ને વળી શરમ,
એવો અવગુણનો ભરેલો જાણ,
જૂઠો થઈ પડ્યો પૃથ્વી પહાણ,
આવ્યો છું મારી કરણી કેહેવા કાજ,
કે આઈ અંબે, આઈ અંબે ગરીબનિવાજ–માત બહુ૦
હો માજી, અઘોરી એદી, એદી મેંલ ઊંડો,[1]
જુગારીને કોણ કહેશે રૂડો ?
કે લાલચુ લોભી, હો માજી, હું લોભી બહુ ભૂંડો,
જેવો જ્યમ ગોખરૂનો ઝૂડો.[2]
એવો રે દુનિયામાં, હો માજી, દુનિયામાં મત્ત ભૂંડો,[3]
ધુતારો થઈ જુગમાં ભૂલ્યો,
ભૂલાં રે બહુ ભમતો,
હું દાઈ દુશ્મન થઈને દમતો,[4]
અણઘટતાં કામ ઘણાં કરતો.
કે સાચીજૂઠી[5] બાંધી પાજ,
ચલાવ્યાં અપજશનાં બહુ જહાજ,[6]–માત બહુચરી૦
ઓ માજી ! ફાંસિયો ઝેરી, ઝેરીને ઝેર ચડ્યું
ક્લેશ હું કરતો, હરઘડી,
હું છું ઘાતિયો,[7] ઘાતીને બુધ થોડી,
નાખ્યા વડ પીપળ ઉખેડી,
કે દુરમત મતિયો, હે માજી, મતિયો અનાડી,

૧ 'મત્ત બૂરો' ૨ 'કલપી જીવ ગોકુલમાં મૂક્યો' ૩ 'મત્ત પૂરો,' 'મધપૂડો', 'મત ભૂંડો' ૪ 'દઈ (દાઈ) દુશ્મન–શું દબતો' ૫ 'જૂઠી ખોટી' ૬ 'અંબાર' ૭ 'દુસી કાંતિયો'

પરાઈ આશા બહુ તોડી,
થયો રે પાંગળો, હો માજી, થયો રે પાંગળો.
હું અદેખાઈ આળસમાં[1] ડૂલ્યો.
હત્યારો હત્યા કરી હું ભૂલ્યો,
અહંકારી લંપટ કીધાં કાજ,
અંતરપટ કીધો સુકૃતનો સાજ,
હું ઉછંકલ, સાહ્યો જઈ સરકઠ તરણને છાજ.[2]–માત૦
ઓ માજી ! નગર સહુ રૂઠ્યું, આ રૂઠ્યો સહુ સંસાર,
રૂઠ્યાં સરવ કુટુંબ ને પરિવાર,
વહાલાં થયાં વેરી, સૌ વેરી હવાં,
હજારો શત્રુનો નથી પાર,
માજી, તમે કરજો, તમે કરજો મારી વહાર,
આશરો છે તારો આધાર,
થયો રે અનાથ, હો મા, દુશ્મન-શું ભીડી મેં બાથ,
મેં સાહ્યો તાહારો હાથ,
સાથે સૌ સજન કીધો ત્યાજ,[3]
ફીકો જેવો રસ વિના અનાજ.– માત બહુચરી૦
હો માજી, સાચી રે, આઈ અંબે, અંબે બહુચરબાળી,
કે ચંડી ચામુંડા મહાકાળી,
તોતલા તુલજા, હો માજી, કે તોતલા તુલજા ગંગોળી,
વાઘેશ્વરી, સિંધવાઈ, હિંગોળી,
વેરાઈ, મહાલક્ષ્મી માત ભોળી,
ચોસઠ ચાચર રમવા ચાલી,
તેની છે મુંને આશ, હો માજી, મુંને છે આશ,

૧ 'અગીઆ રસમાં' ૨ 'સાચ રચાઈ રે, સરકટ ગજને છાજ'
૩ 'આઈ વિના નથી કોઈ સાથ'

મુને રાખો ચરણની પાસ,
થાઉં જનમ-જનમનો દાસ,
સદા સેવકને માથે ગાજ,
ગાજ, વેરીનાં ગાત્રો ભાજ,
કે આઈ અંબે, અંબે ગરીબનિવાજ.– માત બહુ૦

હો માજી મેં પાલવ સાહ્યો, સાહ્યો રે માત મોરી,
મૂક્યો કયમ જાય? માત મહારી!
કે હિંમત હું રાખું, હો માજી, હિંમત હું રાખું છું તહારી,
માજી તમે મુંને લેજો ઉગારી,
અલ્પ મતિ છે માત મહારી,
મારું કોણ ગજું ને કોણ ગ્રાસ?
હું છું જનમ-જનમનો દાસ.
હું બાળકબુદ્ધિની માત ખાસ,
દાસ વલ્લભની રાખી લાજ,
બેઉ કર જોડીને કહું છું આજ,
કે આઈ અંબે, ગરીબનિવાજ,
નિભાવો મારી બાંહ્ય ગ્રહેકી લાજ. માત બહુચરી૦

૧૯

ગરબા પૃષ્ઠ


૧ આનંદનો ગરબો ... ૧૦૯
૨ શ્રી ચક્રનો ગરબો ... ૧૨૧
૩ ધનુષ્યધારીનો ગરબો ... ૧૨૯

# આનંદનો ગરબો

[ કવિ-વિનમ્રતા ]

આઈ, આજ મને આનંદ વાધ્યો અતિ ઘણો મા;
ગાવા ગરબા છંદ, બહુચર આપ[1] તણો મા. ૧
આલવું[2] આળપંપાળ, અપેક્ષા આણી મા;
છો ઇચ્છા પ્રતિપાળ, દ્યો અમૃત-વાણી મા. ૨
સ્વર્ગ મૃત્યુ પાતાળ, વાસ સકળ તારો મા;
બાળ કરી સંભાળ, કર ઝાલો મારો મા. ૩
તોતળા મુખ તંન, તોતો તોતો[3] કહે મા;
અર્ભક માગે અન્ન, નિજ માતા મન લહે મા. ૪
નહિ સવ્ય અપસવ્ય, કંઈ કોઈ જાણું મા;
કળિ કહાવા કવ્ય,[4] મન મિથ્યા આણું મા. ૫
કુલજ્જ કુપાત્ર[5] કુશીલ, કર્મ અકર્મ ભર્યો મા;
મૂરખમાં અણુમીલ,[6] રસ રટવા ઉચર્યો[7] મા. ૬
મૂઢ પ્રમાણે મત્ય,[8] મન મિથ્યા માપી મા;
કોણ લહે ઉત્પત્ય ? વિશ્વ રહ્યાં વ્યાપી મા. ૭
પ્રાક્રમ પ્રૌઢ[9] પ્રચંડ, પ્રબલ ન પલ પીછું[10] મા;
પૂરણ[11] પ્રગટ અખંડ, [12]અન્ન થકો ઇચ્છું મા. ૮
અર્ણવ ઓછે પાત્ર, અકલ કરી આણું મા;
પામું નહિ પળી[13] માત્ર, મન જાણું નાણું મા. ૯

---

૧ 'માત' ૨ 'અલવે' ૩ 'તોતો તોય' ૪ 'કળી કાઢયા કાવ્ય' ૫ 'કલજુગ પાત્ર' ૬ 'મૂરખ મન વહે મીન', 'મૂરખ માનો મીન,' 'મૂરખ ઝાંખે ગીર', 'મૂઢ પ્રૌઢે ગતિ મત્ય' ૭ 'વિચર્યા' ૮ 'મૂઢ પ્રૌઢે, ગતિ મત્ય' ૯ 'પરમ,' 'પ્રબલ' ૧૦ 'પૂછું.' ૧૧ 'અગન' ૧૨ 'પુરાણ' ૧૩ 'પળ.'

રસના જુગમ[1] હજાર, તે રટતાં હાર્યો મા;
ઈશે[2] અંશ લગાર, લઈ મન્મથ માર્યો મા. ૧૦
મારકંડ મુનિરાય, મુખ મહાતમ[3] ભાખ્યું મા;
જૈમિનિ[4] ઋષિ જેવાય, ઉર[5] અંતર રાખ્યું મા. ૧૧
અણુગણુ ગણુપતિ[6] ગોત, ખેલ ખરો ન્યારો મા;
માત જાગતી જ્યોત, ઝળહળતો પારો મા. ૧૨
જશ તૃણુવત્ ગુણુ-ગાથ, કહું ઊંડળ ગૂંડળ મા;
ભરવા બુદ્ધ બે હાથ, ઓઘામાં ઊંડળ મા. ૧૩
પાગ નમાવી શીશ કહું ઘેલું ગાંડું મા;
માત ન ધરશો રીસ, છો ખુલ્લું[7] ખાંડું મા. ૧૪

[ શક્તિ-ઉત્પત્તિવર્ણન ]

આદ્ય નિરંજન એક, અલખ [8]અકળ રાણી મા;
તુંથી અવર અનેક, વિસ્તરતાં જાણી મા. ૧૫
શક્તિ સર્જવા સૃષ્ટ, સહેજ સ્વભાવ સ્વલ્પ મા;
કિંચિત્ કરુણા દૃષ્ટ, કૃતકૃત કોટિ કલપ મા. ૧૬
માતંગી મન મુક્ત, રમવા મન દીધું મા;[9]
જોવા જુક્ત અજુક્ત, ચૌદ ભુવન કીધું મા.[10] ૧૭
નીર, ગગન, ભૂ, તેજ, સહેજ[11] કરી નિર્મ્યાં મા;
મારુત વશ જે છે જ, ભાણ્ડ કરી ભરમ્યાં મા. ૧૮
તતક્ષણુ તનથી દેહ, ત્રણ્ય કરી પેદા મા;
ભવ કૃત કર્તા જેહ, સર્જે પાળે છે-દા[12] મા. ૧૯
પ્રથમ કર્યો ઉચ્ચાર, વેદ ચાર વાયક મા;
ધર્મ સમસ્ત પ્રકાર, ભૂ ભણુવા-લાયક મા. ૨૦

---

૧ 'યુગ,' 'જુગ મોઝાર' ૨ 'ઈશ ' ૩ 'સુખ માહાતમ' ૪ 'જયમુનિ' ૫ 'પુર' ૬ 'ગુણગતિ' ૭ 'ખોલ્યું' ૮ 'અકળે આણી' ૯ 'રમવા કીધું મન માં' ૧૦ 'રચિયાં ચૌદ ભુવન મા' ૧૧ 'ઠેજ' ૧૨ 'છેદા,' 'સદા.'

પ્રગટી[૧] પંચ મહાભૂત, અવર સરજવ જે કો મા;
શક્તિ[૨] સર્વ–સંયૂત,[૨] શક્તિ વિના નહિ કો મા. ૨૧
મૂળ મહીં–મંડાણ, મહામાહેશ્વરી[૩] મા;
જુગ[૪] સચરાચર જાણ, જય વિશ્વેશ્વરી મા. ૨૨
જળ મધ્યે જળશાયી, પોઢ્યા[૫] જગજીવન મા;
એઠાં અંતરીક્ષ આઈ, ખોળે રાખી તન મા. ૨૩
વ્યોમ[૬] વિમાનની વાટ, ઠાઠ ઠઠ્યો આછો[૭] મા;
ઘટ ઘટ સરખો ઘાટ, કાચ બન્યો[૮] કાચો મા. ૨૪
જનમ જનમ[૯] અવતાર, આકારે આણી[૧૦] મા;
નિરખતે નરનાર,[૧૧] નખશિખ નારાયણી મા. ૨૫
પન્નગ પશુ પંખીય, પ્રથક્ પ્રથક્ પ્રાણી મા;
જુગ જુગમાં ઝંખીય, રૂપે રુદ્રાણી મા. ૨૬
ચખ ચંચલ ચૈતન્ય,[૧૨] વિચ[૧૩] ચાસન ટીકી મા;
જણાવવા જન મંન, મધ્ય માત કીકી મા. ૨૭
કણ–ચર[૧૪] તૃણ–ચર, વાયુ–ચર વારી ચરતા મા;
ઉદર–ઉદર ભરી આયુ, તું ભવની ભરતા મા. ૨૮
રજો તમો ને સત્ત્વ, ત્રિગુણાત્મક ત્રાતા[૧૫] મા;
ત્રિભુવનતારણ તત્ત્વ, જક્તતણી જાતા મા. ૨૯
જ્યાં જ્યમ ત્યાં ત્યમ,[૧૬] રૂપ તેંજ, ધર્યાં[૧૭] સઘળે મા;
કોટિ કરે ઘા ધૂપ,[૧૮] કો' તુજને ન કળે મા. ૩૦

---

૧ 'પ્રકટ' ૨ 'શક્ત સકલ સંયુત' ૩ 'મહ્ંમાયેશ્વરી' ૪ 'જગ' ૫ 'પ્રૌઢા' ૬ 'જેમ' ૭ 'ઠર્યો ઓછો' ૮ 'ખરો' ૯ 'અજ રજ ગુણ' ૧૦ 'જાણી' ૧૧ 'નિર્મિત હિત નરનાર' ૧૨ 'ચક્ષુ મધ્યે ચૈતન્ય' ૧૩ 'વચ' ૧૪ 'અર્ચન,' 'અનચર' ૧૫ 'માતા' ૧૬ 'જ્યાં જઉં ત્યા ત્યમ રૂપ,' 'જ્યા જોઉં ત્યા તવ રૂપ' ૧૭ 'તેં વાર્યાં' ' ૧૮ 'કોટિ કરે જપ ધૂપ,' 'કોટિ કરે ધ્યાન ધૂપ,' 'કોટિ કરેલા ધૂપ'

[ દેવી-માહાત્મ્યવર્ણન તથા સ્તુતિ ]

મેરુ-શિખર મહી[1]-માંહ્ય, ધોળાગઢ પાસે મા;
બાળી બહુચર માય,[2] આદ્ય વસો[3] વાસે મા. ૩૧
ન લહે બ્રહ્મા ભેદ, ગુજ ગતિ તારી મા;[4]
વાણી વખાણે વેદ, શી જ મતિ મારી ? મા ૩૨
વિષ્ણુ વિમાસી મંન, 'ધન્ય ધન્ય'[5] ઊચરિયા મા;
અવર ન તુજથી અન્ય, બાળી બહુચરિયા મા. ૩૩
માણે[6] મન માહેશ, માત માયા કીધે મા;
જાણે સુરપતિ શેષ, સહુ તાહારે લીધે મા. ૩૪
સહસ્ર ફણાધર શેષ, શક્તિ સબળ સાધી મા;
નામ ધર્યું નાગેશ, કીર્તિ તો વાધી મા. ૩૫

[ અવતારોમાં પ્રગટ શક્તિ ]

મચ્છ કચ્છ વારાહ, નરસિંહ વામન થઈ મા;
અવતારો તારા હ, તેનું જ માહાત્મ્ય મહી મા.[7] ૩૬
પરશુરામ શ્રીરામ, રામ બલિ બળ જેહ મા;
બુદ્ધ કલંકી નામ, દશવિધ ધારી દેહ મા. ૩૭
મધ્ય મથુરાથી બાળ, ગોકુળ તો પોહોતું મા;
તેં નાખી મોહજાળ, બીજું કોઈ[8] નોહોતું મા. ૩૮
કૃષ્ણ કૃષ્ણ અવતાર, કળિકારણ કીધું મા;
ભક્તિ મુક્તિ દાતાર, થઈ દર્શન દીધું મા. ૩૯
બ્યંઢળ ને વળી નાર, પુરુષપણે રાખ્યાં મા;[9]
એ આશ્ચર્ય સંસાર, શ્રુતિ સ્મૃતિએ ભાખ્યાં મા. ૪૦

---

૧ 'મહિમાય' ૨ 'આય' ૩ 'વસે' ૪ 'ગુણવંતા તારી મા'
૫ 'ધનધન' ૬ 'માને' ૭ 'તે તે હું-મપી મા' ૮ 'કાંઈ'
૯ 'બંઢલ નપુંસક નાર, નહિ પુરુષાં પાખું મા...ભાખ્યું મા.'

જાણી બ્યંડળ કાય, જગમાં અણજુગતી મા;[૧]
મા મોટે મહિમાય, ઇંદ્ર કથે યુક્તિ મા.[૨] ૪૧

[પુરાણોક્ત કથાનકમાં શક્તિમાહાત્મ્ય]

મહેરામણ મથી મેર, કીધ રવૈયો સ્થિર મા;
કાઢયાં[૩] રત્ન એક તેર, વાસુકિનાં નેતર મા. ૪૨
સુર-સંકટ હરનાર, સેવકને સન્મુખ મા;
અવિગત અગમ અપાર, આનંદોદધિ[૪] સુખ મા. ૪૩
સનકાદિક મુનિ સાથ, સેવી વિવિધ વિધે મા;
આરાધી નવ નાથ, ચોરાશી સિદ્ધે મા. ૪૪
આવી અયોધ્યા-ઈશ, નામી શીશ વળ્યા મા;
દશ મસ્તક ભુજ વીશ, છેદી સીત મળ્યા મા. ૪૫
નૃપ ભીમકની કુમારી, તમ પૂજ્યે પામી મા;
રુકમણી-રમણ મોરારિ, મનગમતો[૫] સ્વામી મા. ૪૬
રાખ્યા પાંડુ-કુમાર, છાના સ્ત્રી-સંગે મા;
સંવત્સર એક બાર, વાસ્યા તમ અંગે મા. ૪૭
બાંધ્યો તન પ્રદ્યુમન, છૂટે નહિ કો'થી મા;
સમરી પુરી-સલખન,[૬] ગયો કારાગ્રહથી મા. ૪૮
વેદ પુરાણ પ્રમાણ, શાસ્ત્ર સકળ સાખી મા;
શક્તિ સૃષ્ટિ[૭] મંડાણ, સર્વ રહ્યાં રાખી મા. ૪૯
જ્યાં જ્યાં જુગતે જોઈ,[૮] ત્યાં ત્યાં તું તેવી મા;
સમ વિભ્રમ મતિ[૯] ખોઈ, કહી ન શકું કેવી મા! ૫૦

---

૧ 'જાણે વિંઢળ કાય, જક્ત કહે અણજુગતી મા' ૨ 'માત મોટે ન મહીમાય, ન લહે ઇંદ્ર ઉગત મા' ૩ 'આકર્ષણ' ૪ 'આનંદી નિધ' ૫ 'મનમાન્યો' ૬ 'શંબર' 'શંખન', ૭ 'સક્લ' ૮ 'જ્યાં જ્યાં જગતે જોઈ', 'જે જે જાગ્યા જોઈ' ૯ 'સમવિત ભ્રમવિત'.

[ સર્વવ્યાપક શક્તિ-વિભૂતિમાહાત્મ્ય ]

ભૂત, ભવિષ્ય, વર્તમાન, ભગવતી તું ભવની મા;
આદ્ય મધ્ય અવસાન, આકાશે અવની મા. ૫૧
તિમિર–હરણ શશિ સૂર, તે તાહારો ધોખો મા;
અમી અગ્નિ ભરપૂર, થઈ પોખો શોખો મા.[1] ૫૨
ખટ્ ઋતુ ખટ્ રસ માસ, દ્વાદશ પ્રતિબંધે મા;[2]
અંધકાર ઊજાસ, અનુક્રમ અનુસંધે મા. ૫૩
ધરતીતલ ધન ધન્ય,[3] ધ્યાન ધર્યે ના'વો મા;
પાલણ–પ્રજા પર્જન્ય, અણચિંતવ્યાં આવો મા.[4] ૫૪
સકળ સષ્ટ[5] સુખદાઈ, પય દધિ ઘૃતમાંહિ મા;
સરવે રસ સરસાઈ,[6] તું–વિણ નહિ કાંઈ મા. ૫૫
સુખદુઃખ બે સંસાર, તારાં નીપાયા[7] મા;
બુદ્ધિ–બળની બલિહાર,[8] ઘણું ડાહ્યાં વાહ્યાં મા. ૫૬
ક્ષુધા તૃષા નિદ્રાય, લઘુ જોબન વૃદ્ધા મા;
શાંતિ શૌર્ય ક્ષમાય, તું સઘળે શ્રદ્ધા મા.[9] ૫૭
કામ ક્રોધ મોહ લોભ, મદ મત્સર મમતા મા;
તૃષ્ણા સ્થિરતા ક્ષોભ, શર્મ ધૈર્ય સમતા મા.[10] ૫૮
ધર્મ અર્થ ને કામ, મોક્ષ તું મંમાયા મા;
વિશ્વતણો વિશ્રામ, ઉર અંતર છાયા મા. ૫૯
ઉદય[11] ઉદારુણ અસ્ત, આદ્ય અનાદિની મા;
ભાષા ભૂર સમસ્ત, વાક્‌વિવાદિની[12] મા. ૬૦

૧ 'શોખો પોખો' ૨ 'ખટઋતુ ખટ રસ માસ, દ્વાદશ પ્રતિબંધે મા' ૩ 'ધરણી તું ધનધન્ય' ૪ 'પ્રજન, અણચિંતવે આવે મા' ૫ 'શ્રેષ્ઠ', 'સિદ્ધિ' ૬ 'સમને સર સરસાઈ' ૭ 'અપનાવ્યાં', 'ઉપનાવ્યાં' ૮ 'બુદ્ધ બળને બલિહાર', ૯ 'તું સર્વ સિદ્ધા મા' ૧૦ 'તૃષ્ણા સ્થિર થઈ ક્ષોભ, શાંતિ ને સમતા મા' ૧૧ 'ઉદારણ' ૧૨ 'વાક્ય વિવાદની', 'વાક્યવાદિની'.

હર્ષ હાસ્ય ઉપહાસ્ય, કાવ્ય કવિતવિત્ તું મા;
ભાવ ભેદ નિજ ભાસ્ય, ભ્રાંતિ [1]ભલી ચિત્ત તું મા. ૬૧
ગીત નૃત્ય વાજિંત્ર, તાલ તાન–માને મા;
વાણી વિવિધ વિચિત્ર, ગુણ અગણિત ગાને મા. ૬૨
રતિરસ વિવિધ વિલાસ,[2] આશ સકલ જગની મા;
તન મન મધ્યે વાસ,[3] મોહ માયા મગની[4] મા. ૬૩
જાણે અજાણે જકત, બે બાધાં[5] જાણે મા;
જીવ સકળ આસક્ત, સહુ સરખાં[6] માણે મા. ૬૪
વિવિધ ભોગ મરજાદ, જગ દાખ્યું ચાખ્યું મા;
ગરથ સુરત નિઃસ્વાદ,[7] પદ પોતે રાખ્યું મા. ૬૫
જડ થડ શાખા પત્ર, ફૂલ ફળે ફળતી મા;
પરમાણુ[8] એકત્ર, રસબસ વિચરતી મા. ૬૬
નિપટ અટપટી વાત, નામ કહું કોનું મા?
સરજી સાતે ધાત, માત અધિક સોનું મા. ૬૭
રત્ન મણિ માણેક, નંગ મગિયાં[9] મુક્તા મા;
આલા અધિક અનેક, અન્ય નવ સંયુક્તા મા.[10] ૬૮
નીલ પીત આરક્ત, શ્યામ શ્વેત સરખી મા;
ઉભય વ્યક્ત અવ્યક્ત,[11] આદ્ય જગત નીરખી મા.[12] ૬૯
નગ જે અધિકુલ આઠ, હિમાચલ આદે મા;
પવન ગવન[13] ઠઠી ઠાઠ, અચિંત તું સાધે મા.[14] ૭૦

૧ 'ભલે' ૨ 'વિલસ' ૩ 'તન તન મન મધ્ય વાસ' ૪ 'મધની' ૫ 'બાધે' ૬ 'સરખું' ૭ 'ધૃત સુણતા તે સ્વાદ' 'અતં તીન ને સ્વાદ' ૮ 'પરમાણુ એક માત્ર, ઇતિવાસર ચળતી (ચરતી) મા', 'પરમાણુ અમૃત, રસસહુ અનુસરવા મા' ૯ 'નગ મુગીયાં' ૧૦ 'અટંક' 'અનેક રસ સઉ સંયુક્તા મા' ૧૧ 'વ્યક્તાવ્યક્ત' ૧૨ 'જક્ત જસી નીરખી મા' 'જક્ત જને નીરખી મા,' 'જગ જેવી નીરખી મા' ૧૩ 'ગડી' ૧૪ 'તુજ રચિતા માધે મા', 'ચરચી તુજ વાધે મા,' 'ચરાચર તું મધ્યે મા.'

વાપી કૂપ તળાવ, તું સરિતા સિંધુ મા;
જળ-તારણ જળ નાવ,[1] તું તારણ બિંદુ મા. ૭૧
વનસ્પતિ[2] ભાર અઢાર, ભૂ ઉપર ઊભાં મા;
કૃત્યકર્મ[3] કરનાર,[4] કોસ વિધાં કુંભાં મા. ૭૨
જડ ચૈતન અભિધાન, અંશ અંશ-ધારી મા;
માનવી[5] મોટે માન, તે કરણી તારી મા. ૭૩
વરણ ચાર[6] નિજ કર્મ, ધર્મ સહિત સ્થાપી મા;
બે ને બાર અપર્મ, અનુચર વર આપી મા. ૭૪
વાડવ વહ્નિ-નિવાસ, મુખ માતા પોતે મા;
તૃપ્તે તૃપ્તે[7] ગ્રાસ, માત જગન-જ્યેતે મા. ૭૫
લક્ષ ચોરાશી[8] જંત, સહુ તારા કીધા મા;
આણ્યો અસુરનો અંત, દંડ ભલા દીધા મા. ૭૬
દુષ્ટ દમ્યા કંઈ વાર, દારુણ દુઃખ દેતા મા;
અસુર કર્યો સંહાર, ભાગ જગન લેતા મા. ૭૭

[ માજીના વિગ્રહરૂપ-બહુચરાજી માહાત્મ્ય ]

શુદ્ધિકરણ[9] સંસાર, કર ત્રિશૂળ લીધું મા;
લોમ્ય તણો શિર ભાર, હરવા મન કીધું મા. ૭૮
બહુચર બુદ્ધિ ઉદાર, ખળ ખોળી ખાવા મા;
સંત-કરણ-ભવપાર, સાદ કરે સાંવા મા.[10] ૭૯
અધમ-ઉદ્ધારણહાર, આસનથી ઊઠી મા;
રાખણ જગ-વ્યવહાર, બદ્ધ[11] બાંધી મૂઠી મા. ૮૦

૧ 'તું મારગ-બંધુ મા', 'તુ તારણ બંધુ મા' ૨ 'વૃક્ષવન' ૩ 'કરણી તું કિરતાર' 'કૃતકૃત તું કિરતાર' ૪ 'કર્ત' ૫ 'માનવી માટે માન્ય' ૬ 'વિધિ' ૭ 'આશ' ૮ 'જન' ૯ 'સુધકરણ સંસાર,' 'સિદ્ધ કરણ સંસાર' ૧૦ 'શોધ કરે,' 'સાધ્ય કરે,' 'સદા કરે સેવા મા' ૧૧ 'બંધ.'

આણી મન આનંદ, મહી માંડ્યાં પગલાં મા;
તેજ–પૂંજ રવિ ચંદ, ઘો નાનાં ડગલાં મા.[૧] ૮૧
ભર્યાં[૨] કદમ બે ચાર, મદમાતી મદભર મા;
મંન કરી વિચાર, તેડાવ્યો અનુચર મા. ૮૨
કુરકુટ કરી આરોહ, કરુણાકર ચાલી[૩] મા;
નખ–પંખી મેલ્યો હ,[૪] પગે પૃથ્વી હાલી મા. ૮૩
ઊડીને આકાશ, થઈ અદ્‌ભુત આવ્યો મા;
અધક્ષણમાં એક શ્વાસ, અવનીતળ લાવ્યો મા. ૮૪

[ગુજરાતમાં પ્રાગટ્ય]

પાપી કરણ[૫] નિપાત, પૃથ્વી–પડ જ્યાંહે મા;
ગોઠ્યું મન ગુજરાત, ભીલાં ભીડ–માંહે મા. ૮૫
ભોળી ભવાની માય, ભાવભર્યાં ભાળે મા;[૬]
કીધી ઘણી કૃપાય, ચૂંવાળે આળે મા. ૮૬
નવખંડ ન્યાળી નેટ, નજર વજ્જર પેઠી મા;
ત્રણ્ય ગામ તરભેટ, ઠેઠ ઠરી[૭] બેઠી મા. ૮૭
સેવક સારણ કાજ, સલખનપુર શેઠે મા;
ઊઠ્યો એક આવાજ, ડેડાણા નેડે મા. ૮૮
આવ્યાં અશરણાશર્ણ,[૮] અતિ આનંદ ભર્યાં મા;
ઉદિત મુદિત રવિ–કીર્ણ, દશ દિશિ યશ પ્રસર્યો મા. ૮૯
સકળ સમય જગમાત,[૯] બેઠાં ચિત્ત સ્થિર થઈ મા;
વસુધામાં વિક્ષાત, વાત વાયુ–વિધિ ગઈ મા. ૯૦

---

૧ 'તેજ પુન્ય રવિચંદ, દે નાનાં પગલાં મા' ૨ 'દઈ' ૩ 'ચાલી' ૪ 'નખ પંખી મય લોહ' ૫ 'કર્યાં' ૬ 'ભાવ ભરે ભાળે મા' ૭ 'ચઢી' ૮ 'શરણાશરણ' ૯ 'સમૃદ્ધિ સુખ માત.'

જાણી જવનનું જોર, જગજનુની જોખે મા;[1]
અધિક ઉશક્યો શોર,[2] વાસ કરી ગોખે મા. ૯૧
ચાર ખૂંટ ચો ખાણ,[3] ચર્ચા એ ચાલી મા;
જન-જન-પ્રતિ સુખ-વાણ, બહુચર બિરદાળી મા. ૯૨
'ઉદો' 'ઉદો' 'જય'કાર, કીધો નવખંડે મા;
મંગળ વર્ત્યા ચાર, ચૌદે બ્રહ્માંડે મા. ૯૩
ગાજ્યા સાગર સાત, દૂધે મેહ વૂઠ્યા મા;
અધર્મ-કર ઉત્પાત,[4] તે[5] કીધા જૂઠા મા. ૯૪
હરખ્યા સુર નર નાગ, સુખ જોઈ માતાનું મા;
અવલોકી અનુરાગ, મન મુનિ-સરખાનું મા. ૯૫
નવગ્રહ નમવા પાજ,[6] પાગ પળી આવ્યા મા;
ઉપર ઉવારણ[7] કાજ, મણિ મુક્તા લાવ્યા મા. ૯૬
દશે દિશના દિક્પાળ, દેખી દુઃખ વામ્યા મા;
જન્મમરણ જંજાળ, છૂતી[8] સુખ પામ્યા મા. ૯૭
ગુણ ગાંધ્રવ જશ ગાન, નૃત્ય કરે રંભા મા;
સ્વર સુણતાં તે કાન, ગતિ થઈ ગઈ સ્થંભા મા.[9] ૯૮

['ગરબા'ના ગાનની ફલશ્રુતિ અને વાંછિત સિદ્ધિ]

ગુણનિધિ ગરબો એહ, બહુચર તુમ-કેરો મા;
ધારે ધરીને દેહ, સફળ ફળે[10] ફેરો મા. ૯૯
પામે પદારથ પાંચ, શ્રવણે સાંભળતાં મા;
ના'વે ઊની આંચ, દાવાનળ બળતાં મા. ૧૦૦

---

૧ 'જાણે જગત બહુ જોર, જનજનની જોખે મા' 'જાણે સહુ જગ જોર' ૨ 'ઊઝ્યા ભમરા ક્રોડ' ૩ 'ચોખંડ' ૪ 'અધમ અધર્મ ઉત્પાત, 'અધર્મધર ઉત્પાત' ૫ 'સહુ' ૬ 'પાય' ૭ ઉતારવા, 'ઉતરવા' ૮ 'મટતાં' ૯ 'ગજરથ થઈ થંભ્યા મા' ૧૦ 'ફરે.'

શસ્ત્ર ન અડકે[1] અંગ, આદ્ય શક્તિ રાખે મા;
નિત નિત નવલે રંગ, શમ દમ ક્રમ પાખે મા.[2] ૧૦૧
જળ જે અનઘ અગાધ,[3] ઊતારે બેડે મા;
ક્ષણુ ક્ષણુ નિશદિન પ્રાત, ભવસંકટ ફેડે મા.[4] ૧૦૨
ભૂત પ્રેત જંબૂક, વ્યંતર ડાકિણી મા;
ના'વે આડી અચૂક, સમર્યાં[5] શાકિણી મા. ૧૦૩
ચરણુ કરણુ ગતિ ભંગ,[6] ખંગ પંગુ ચાલે મા;
ગૂંગ મૂંગ મુખ અંગ, વ્યાધિ બધી ટાળે મા.[7] ૧૦૪
સેણુ-વિહોણાં નેણુ, નેણાં તું આપે મા;[8]
પુત્ર-વિહોણાં કેં'ણુ, મેણાં તું કાપે મા. ૧૦૫
કળિ કલ્પતરુ-વાડ,[9] જે જાણે તેને મા;
ભક્ત લડાવે લાડ, પાડ વિના કેને મા. ૧૦૬
પ્રગટ પુરુષ પુરષાઈ, તું આપે પલમાં મા;
ઠાલે ઘેર ઠકુરાઈ, દલ હલબલમાં મા.[10] ૧૦૭
નિર્ધનને ધન-પાત્ર,[11] તે કર્તા તું છે મા;
રોગ-દોષ દુઃખ-માત્ર, તું હર્તા તું છે મા. ૧૦૮
હય ગજ રથ સુખપાલ, આલ વિના અજરે મા;
અરદે બહુચર બાળ, ન્યાલ કરો નજરે મા. ૧૦૯
ધર્મ-ધ્વજા ધન ધાન્ય, ન ટળે ધામ-થકી મા;
મહિપતિ દે સુખ માન, માના નામ થકી મા. ૧૧૦

---

૧ 'ન ભેદે' ૨ 'ધર્મ કર્મ પાખે મા' ૩ 'જળ જે અનગંળ ઘાત,' 'જળ જે અકળ' ૪ 'શક્તિ ત્રત ખેડે મા' 'સંકટ બધ્ય ફેડે મા' ૫ 'શ્યામ' ૬ ચરણુ ગલગ ગુતિભગ ખુગ પુગ વાળે મા, ચરણુ કરણુ ગતિભંગ' ૭ 'અબધ બધી ટાળે મા', 'અબધ બધીર ટાળે મા' ૮ 'નેંહે નેણા આપે મા' ૯ 'ઝાડ' ૧૦ 'દલ હળબળમાં મા' ૧૧ 'દ્રું'.

નરનારી ધરી દેહ, હેતે જે ગાશે મા;
કુમતિ કર્મકૃત ખેહ,[1] થઈ ઊડી જાશે મા. ૧૧૧

['ભગવતી ગીતચરિત્ર']

ભગવતી–ગીત–ચરિત્ર, જે સુણશે કાને મા;
થઈ કુળ સહિત પવિત્ર, ચઢશે વિમાને મા. ૧૧૨
તુંથી નથી કો વસ્ત, જેથી તુંને તરવું મા;
પુરણ પ્રગટ પ્રશસ્ત, શી ઉપમા અરપું મા ? ૧૧૩
વારંવાર પ્રણામ, કર જોડી કીજે મા;
નિર્મળ નિશ્ચય નામ, જનુનીનું લીજે મા.[2] ૧૧૪
નમો નમો જગમાત, નામ સહસ તારાં મા;
માત તાત ને ભ્રાત, તું સર્વે મારાં મા. ૧૧૫

[ રચનાતિથિ : કવિ-આત્મપરિચય ]

સંવત શત દશ સાત, નેવું ફાલ્ગુન સુદે મા;[3]
તિથિ તૃતીયા વિખ્યાત, શુભ[4] વાસર બુધે મા. ૧૧૬
રાજનગર નિજ ધામ, પુર નવીન મધ્યે મા;[5]
આઈ આદ્ય વિશ્રામ, જાણે જગ બદ્ધે મા. ૧૧૭
કરે દુર્લભ સુર્લભ, રહે[6] સહુ છેવાડો મા;
કર જોડી વલ્લભ, કહે ભટ મેવાડો મા. ૧૧૮

---

૧ 'કુમતિ કૃત્ય તતખેવ, થઈ ઊડી જાશે મા' ૨ 'જન નિશદિન લીજે મા' ૩ 'સંવત શતદસ સાત, નવ ફાલ્ગુણ સુદે મા' ૪ 'ઇતિ' ૫ 'પૂરવની મધ્યે મા' ૬ 'રહું'.

## શ્રી ચક્રનો ગરબો

( રાગ સારંગ )

[ મંગલાચરણ ]

શીશ નમાવું[1] શારદા, ગિરિજા કરજો ગંભીર;
સેવક જાણી પોતાતણો, મહામતિ દેજો ધીર. ૧
હું નવ જાણું ખોટુંખરું, નવ જાણું એકે અક્ષર;
હ્રસ્વ દીર્ઘ જાણું નહિ, તે માટે કરજો મહેર. ૨

[ વંદના ]

નમું નમું ગણપતિ શ્રીગુરુ, નમું ગૌરી મહેશ;
સેવક સત્ય ઠરાવજો, તે માટે માગું ઉપદેશ. ૩
શિવ સહિત ગુરુદેવને, નમું હું આરતવાન;
કૃપા-દષ્ટે માયા કરી, સર્વ થાજો સાવધાન. ૪
વંદું ગુરુ પરમહંસને, નમું બેઉ કર જોડ;
જન્મ-મરણ ભય ટાળજો, પૂરો મન-વાંચ્છિત કોડ. ૫
ચારે વેદને પ્રણમું, પ્રણમું સિદ્ધ મહાસુન્ય;
ભક્ત અભક્તને પ્રણમું, પ્રણમું શબ્દ ને શૂન્ય. ૬
વંદું બાલા બહુચરી, લળી લળી લાગું પાય;
સુદ્ધ બુદ્ધ દેજો સરસ્વતી, શ્રીજી થાજો સહાય. ૭
અક્ષર આપો નિર્મળા, વિનતિ ધરજો કાન;
ગરબો ગાવાની ઇચ્છા થઈ, તમ યશ કરવા પાને.[2] ૮
અવિચળ વાણી આપજો, રહેવા ચરણ-નિવાસ;
ભવનાં તે બંધન કાપજો, કામ-ક્રોધ-મોહ-પાશ. ૯

---

૧ 'નમતું.' ૨ 'ગાન.'

[ શક્તિસ્વરૂપ–શણગારવર્ણન ]

રમઝમ રમવા નીકળ્યાં, શક્તિ સત્ય સ્વરૂપ;
અંગે આભૂષણ સારિયાં, કાલી રૂપ અનૂપ. ૧૦
ખાંધે ઓઢી ઘાટડી, ઉર મુક્તાનો હાર;
સુરિનર મુનિજન મોહી રહ્યા, એવી કળા છે અપાર. ૧૧
કાંબી કડલાં શોભીતાં, શોભીતા અણુવટ સાર;
વીંછૂવા વાગે અતિ આગળા, ડમરુ લંગર તાર. ૧૨
કેડે કટિ-ત્રિમેખલા, શોભે રત્ન–જડિત;
બાંહે બાજુબંધ બેરખા, જોઈ જોઈ થઈએ ચકિત.[1] ૧૩
ઝરમર ને વળી ઝૂમણું, પહેર્યાં પાટી સાર;
ચિન્માલા[2] ને વળી હાંસડી, ચંપક ચાંસરી હાર. ૧૪
દુગદુગી દોરા કંઠે–સરી, ચોકી ચળકે બંધ;
ચૂવા ચંદન ઉવેખિયાં,[3] વળી અબીલ સુગંધ. ૧૫
કાને ઝાલ્ય ઝબૂકતી, ગલસ્થલ ઝલકે ગાલ;
તાંત્ય તરસતિયું ને વેઢલા, પાંદડી જડી બહુ લાલ. ૧૬
નથ નાકે મોતીડે જડી, ચાંદલો પૂનમ ચંદ;
આડ લલાટે અતિ ઓપતી, જોતાં[4] આનંદ–કંદ. ૧૭
ઘાટડી ઉતારી ઓઢી ઓઢણી, તેની કુસુંબી કોર;
આંખે અંજન એવું કર્યું, જે ત્રણ ગુણ ભૂલ્યા જોર. ૧૮
સેંથો ભર્યો સિંદૂર–શું, વેણી વાસુકી નાગ;
ખટ દશ અંગે સારિયાં, માતા મોટે ભાગ્ય. ૧૯

[ ગગનગોખ : વિરાટ ગરબાવર્ણન ]

શણગારની શોભા કહી, હવે કહું ગરબો વિશાલ;
કૂર્મ–તણી ગાદી કરી, રેશમ ભરત રસાલ. ૨૦

૧ ‘ચકિત’ ૨ ‘ચેણ માળા’ ૩ ‘ઉવખિયા’ ૪ ‘જોતા.’

ઊઢાણી કરી શેષનાગની, જોતાં તેણી વાર;
ગરબો બિરાજે ખગોળનો, રાતો રંગભર સાર. ૨૧
પૃથ્વી પંચાસે કોડનું, કોડિયું કર્યું તત્કાળ;
અષ્ટકુળ પર્વતની વાટડી,[૧] સાત સાહેર[૨] ઘૃત વિશાળ. ૨૨
મધ્ય કાકડો મેરુ તણો, ઉદિત થયો તે પ્રકાશ;
તેની જ્યોત્ય જોતાં–થકે, તે નથી અંજાતા દાસ! ૨૩

[ જ્યોતિરૂપ શક્તિમહિમા ]

અંપલાણા જ્યોતે કરી, દૈત્યરૂપિયા પતંગ;
લોચન તણા ચાળા કરે, માજી પૂરણ રંગ. ૨૪

[ અનેકરૂપિણી શક્તિ ]

સાથે સોહામણાં અંબિકા, તે પણ તેજ–સ્વરૂપ;
ચંડિકા ને વાઘેશ્વરી, કાલી ગીધ[૩] સ્વરૂપ. ૨૫
લક્ષ્મીનાથ નારાયણી, પાર્વતી પર વેણ;
મહાકાળી માહેશ્વરી, સાથે શ્રી સુખદેણ. ૨૬
આદ્ય ભવાની બગલામુખી, બહુચર બાળે વેશ;
ત્રિપુરા ને ભુવનેશ્વરી, મળી સહુ સરખે દેશ. ૨૭
જોગમાયા ને વળી જોગણી, જ્વાળામુખીનું સ્વરૂપ;
સાથે સોહામણી સુંદરી, જોઈ મોહ પામે ભૂપ.[૪] ૨૮
મહામાઈ માત આશાપુરી, હિંગલાજ ને હરસિદ્ધ;
ગાયત્રી ને શારદા, તે શોભે પરમ પ્રસિદ્ધ. ૨૯
લલિતા રૂપ સોહામણું, વહેરાઈ છૂટે કેશ;
ચિદાનંદી ને રાધિકા, જનની જ્યોત વિશેષ. ૩૦
આદ્ય ભવાની ઇંદ્રિકા,[૫] જળદેવી સર્વ સાથ;
જોતાં જોડ મળે નહિ, તે જુક્તિ છે વિખ્યાત. ૩૧

૧ 'વાતડી' ૨ 'સહેર' ૩ 'ગીદ' ૪ 'જોઈ મોલા તે ભૂપ' ૫ 'ઈંડિકા.'

[ ગરબા–ગીત ]

એક–એક–પેં અતિ શોભતી, ગાયે ગરબો રસાળ;[૨]
સાથે બીજી અનેક છે, કહેતાં ના આવે પાર. ૩૨
ચોસઠ જોગણી મળી કરી, ગાવા માંડ્યા છંદ;
માંહોમાંહિ તાલી દેઈ, મુનિવર પાડ્યા ફંદ. ૩૩
થેઈ થેઈ કરે ને ફરે ફૂદડી, ગાયે ગરબો ગીત;
ચાલની[૩] ચતુરાઈ જોઈને, સુરનર ભૂલ્યા રીત. ૩૪

[ વાદ્ય–વૃંદ ]

ઢોલ દદામાં ને દુંદુભિ, ચંગ ઉપંગ પખાજ;
શ્રી–મંડળ સોહામણું, છત્રીસે વાજે સાજ. ૩૫
ખેલ રચ્યો ખાંતે કરી, રસનાએ ન કહેવાય;
વેદ–વચનમાં આવે નહિ, કવિજન કેમ કરી ગાય ? ૩૬

[ રાસ–દર્શનેચ્છુઓ ]

વિષ્ણુ આવ્યા વૈકુંઠથી, જોવા નવરાત્રિ ખેલ;
નિજ માયા પોતાતણી, સાથે સુંદરી[૪] સાહેલ. ૩૭
બ્રહ્માજી બ્રહ્મલોકથી, પધાર્યા પૂરણ પ્રીત;
સાથે બ્રહ્માણી સંચર્યાં, ગાવા લાગ્યાં ગીત. ૩૮
શિવ આવ્યા કૈલાસથી, પોતે પૂરણ બ્રહ્મ;
જાણે છે રસ રીતને, સંગે ગૌરી પ્રાક્રમ.[૫] ૩૯
શિવ સંગે ગણ શોભે વળી, નંદિ ભૃંગી સાજ;
રિધ સિધ કર જોડી રહી, સંગ ગણપતિ મહારાજ. ૪૦
શેષનાગ પાતાળથી, રચના[૧] જોવાને કાજ;
પરમાનંદ–શું પરવરે, સંગ નાગિણી સમાજ. ૪૧

૨ 'ગાયે છે ગીત જ સાર' ૩ 'ચાલ્યાની' ૪ 'સુંદર' ૫ 'પરાક્રમ'
૧ 'અર્ચન.'

ઇંદ્રપુરીથી ઇંદ્ર આવિયા, વળી ઇંદ્રાણી સંગ;
સાથે અપ્સરા છે ઘણી, કરે નિત્ય નવલા રંગ. ૪૨
પાંચ પાંડવ સંગે દ્રૌપદી, તે પણ આવ્યાં તર્ત;
નારદ આવ્યા સ્વર્ગ-લોકથી, કરવા માંડ્યું નૃત્ત. ૪૩
કરોડ તેત્રીસે દેવતા, સરવે આવ્યા સાર;
સહસ ઇઠ્યાસી ઋષિ, મળી ઋષિ-પત્ની પરિવાર. ૪૪
શ્રીઆચાર્યે[૨] મધ્યે રહી, 'લહરી'નો કર્યો ઉચ્ચાર;
ત્યમ ત્યમ માજી મટે ચક્યાં, ગાય છે ગરબો સાર. ૪૫
અદ્ભુત ખેલ બન્યો ઘણો, થઈ રહ્યો જયજયકાર;
તારામંડલ થંભી રહ્યું,[૩] વનચર ન કરે આહાર. ૪૬
જગત-જનેતા તવ બોલિયાં, મનમાં થઈને પ્રસન્ન;
'નવરાત્રિ પૂરણ થઈ, આજ કરવું અર્ચન.' ૪૭

[શ્રીચક્ર પૂજન-પદ્ધતિ]

શંકરાચારજ[૪] શીઘ્ર થઈ, 'પદ્ધતિ' લીધી હાથ;
'શ્રી-ચક્ર' સોહામણું, પૂજ્યું શ્રીવૈકુંઠનાથ. ૪૮
માનસરોવર મધ્યે રહી, પ્રીતે કરે છે પૂજન;
ગુલાલ ભરે ગૌરીપતિ, હર્ષ વાધ્યો છે મન. ૪૯
ધૂપ દીપ, સરવે વિધિ, મૂકી છે વિધવિધ;
બટુક-બલિદાન જે ઘટે, મૂક્યાં છે સાન્નિધ્ય. ૫૦
ફૂલ તાંબૂલ ને એલચી, સોપારી ને કપૂર;
જે જોઈએ પૂજા-સમે, તે પાસે ભરપૂર. ૫૧

[શુચિ વસ્ત્રધારણ]

પવિત્રપણે જુગતિ કરી, પહેર્યાં પીતાંબર ચીર;
મુગટા શણિયાં રેશમી, નાહી શુદ્ધ નિર્મળ નીર. ૫૨

---

૨ 'શુકાચાર્યે,' 'સંકાચાર્યે' 'શંકરાચાર્યે' ૩ 'તારામંડળ થોભી રહ્યાં' ૪ 'શુકાચાર્યે.'

આસન નાખ્યાં શોભતાં, બેઠા સરવે વીર;
ધ્યાન ધરે ગુરુદેવનાં, નિર્ભ્રાન્ત મન ધીર. ૫૩
અગમ શાસ્ત્ર અનુસરી કરી, કરી ગાયત્રી ધૂન;[1]
ઇત્યાદિક ઇષ્ટદેવનું, કરે સમરણ મહામુન્ય.[2] ૫૪

[ન્યાસ–ધ્યાન]

ન્યાસ–ધ્યાન વિધવિધનાં, તે કરી અનુરાગ;
ન્યાતિ વરણ ધરે નહિ, મન કર્મ વચન વૈરાગ. ૫૫
'સોઽહં' શબ્દ સુણી રહ્યા, એમાં ન મળે લવલેશ;
અનુભવ[3] તે દ્વાદશતણું, ન કહી શકે શારદ શેષ. ૫૬
કારણ–કુંભ વચ્ચે ધર્યો, શુદ્ધ ગંગાજળ નીર;
દેવ તર્પણ કરી રહ્યા, આરતી કરે છે ગંભીર. ૫૭
આરતી કરે એક એકને, લાગે છે ઘણું પાય;
તે આનંદની વાતડી, રસનાએ ન કહેવાય. ૫૮

[દેવીપ્રસાદ–ભક્ષણ]

પ્રથમ ઉચ્છિષ્ટ કરાવિયુ, જક્ત–ભવાની પાસ;
કવલ ભરાવ્યો આચાર–શું, માજી થયાં ઉલ્લાસ. ૫૯
જનની–ઉચ્છિષ્ટ જે વધ્યું, તે નાખ્યું કલશ મોઝાર;
ત્યાર પછી વીરને તે ઘટે, તીરથનો અધિકાર. ૬૦
ગુરુએ દીધી આગન્યા, ઊઠતા નારદ મુન્ય;
હાથોહાથ પાત્ર દેઈ ગયા, નારદને અર્જુન. ૬૧
તત્પર થઈ ગુરુદેવજી, કરમાં લીધો કળશ;

[નવપાત્રપૂર્ણતા]

પ્રથમ પાત્ર પોતાતણું, શુદ્ધ ભરિયુ સરસ. ૬૨
ત્યાર પછી વીર યોગણીને, પાત્ર ભર્યાં ભરપૂર;
શ્રીનાથાદિક ઊચર્યા, સર્વ થઈને સૂર. ૬૩

---

૧ 'ધૂપ' ૨ 'મહા પુન્ય' ૩ 'અનુભવને.'

સંભાળીને સર્વને, પાત્ર પૂર્યાં અનુમાન;
'જુહોમિ' કર્યો ગુરુ–ગમ–શું, કરી ગુરુજીનું ધ્યાન. ૬૪
ચરવણુ[1] કરી આદુ–કણી, શુદ્ધ ચરવણુની રીત;
વ્યાસ વ્યંજન ને ભૈરવા,[2] તે સમે છે રે ઘટિત. ૬૫
ફરી પાત્ર સર્વે ભર્યાં, તે છે પ્રથમ પાન;
શ્રીમતી–કેરી સાધના, તે કરી છે અનુમાન. ૬૬
'જુહોમિ' કરી વરતાવિયું, બીજું ભર્યું તત્કાલ;
સર્વને આજ્ઞા કરી, સિંચ્યું સુધા રસાલ. ૬૭
ત્રીજું પાત્ર વળી ભર્યું, ગુરુરૂપે પોતાને હાથ;
મદ્ય મીન કરી વરતાવિયું, હરિ હર બ્રહ્માનાથ. ૬૮
તદનંતર ચોથું ભરી, રાખ્યું કર ત્રિકોણ મધ્ય;[3]
મધ્ય વિષ્ણુ ભૂતવાણી[4] કરી, ચોથું વરત્યું શુદ્ધ. ૬૯
ત્યારે ચરવણુ મૂકયાં મોકળાં, વરત્યો કેવલ બ્રહ્મ;
આરોગાવે એક એકને, કહ્યું કૌલનું કર્મ. ૭૦
પાંચમું પાત્ર મરજાદનું,[5] તે ભરિયું સાક્ષાત;
'હ્રિં સિદ્ધિ' શ્લોકે કહી,[6] વળી વર્ત્યું વિખ્યાત. ૭૧
પાંચ પાત્ર એમ વરતિયાં, બીજાં વરતિયાં ચાર;
માંહો માંહે ઉચ્છિષ્ટ લેઈ, કર્યો ચરવણુનો વિચાર. ૭૨
પંચ મકાર–યુત સાધના, તે કરી શાસ્ત્ર–મરજાદ;
જય જય જય જગદંબિકા, કર્યો સુરે દુંદુભિ–નાદ. ૭૩
નવ પાત્ર પૂરાં થયાં, થઈ રહ્યાં પદ્ધતિ કર્મ;
પૂરણુ કર્યાં મુક્તાફળે, એ છે પાત્રનો ધર્મ. ૭૪

૧ 'ચરણુવ ૨ (કૃષ્ણુ) વ્યાસ (વટાણા)=અડદ, વ્યંજન=શાક ભૈરવા=ચણા. ૩ અર્થ સ્પષ્ટ નથી: કડીના પ્રાસ પણુ મળતા નથી; એક કલ્પિત પાઠ સૂચવ્યો છે 'રાખ્યું કર ત્રિકોણ મધ્ય' 'શુદ્ધ' સાથે પ્રાસ મેળવવા માટે. ૪ ભૂતવાણી=વૈખરી માનુષી વાણી. ૫ 'સુરજાદનું' ૬ 'હ્રિં સિદ્ધિ શ્લોકે કહી.'

સર્વ દિયે[1] ગુરુદેવને, ફરી ફરી પૂરણ પાત્ર;
આશિષ વચન ગુરુ બોલિયા, 'હોજો જનની-યાત્ર.'[2] ૭૫

[ ચર્વણ-કવલભક્ષણ ]

પૂરણ પાત્ર કર્યાં પછી, લીધું અંબાનું નામ;
સુરતા થઈને[3] ચરણની, વિધિ પામ્યા આરામ. ૭૬
ચરવણ કરે છે ચતુરાઈનું, વળી વરતે છે કવલ;
દેહ-દશાને ભૂલી ગયા, ગાવા માંડ્યાં 'ધવલ.' ૭૭

[ ગરબાની પદ્ધતિ ]

પરિપૂરણ ગરબો થયો, પૂરણ પદ્ધતિ-સાર;
પૂરણ સદા છે અંબિકા, સલંગ સુરત-વિહાર. ૭૮
લવિંગ સોપારી ને એલચી, પાનનાં બીડાં પાસ;
સંભાળી સરવે મળી, પૂરણ કર્યો મુખવાસ. ૭૯
ગુરુ-રૂપે શિવ-પ્રત્યે કહ્યું, 'ગચ્છીએ નિજ મંદિર;
સહુને ચિત[4] ચડી ગયું, સારુ એ સુંદિર. ૮૦

[ શ્રીચક્ર-વંદના ]

શ્રી-ચક્રને શીશ નામિયું, શક્તિને લાગ્યા પાય;
પૃથક્ પૃથક્ પોતા તણે, મંદિર-દિશાયે જાય. ૮૧
શિવ શક્તિ ગુરુદેવનું, છે એ એક સ્વરૂપ;
માટે ભેદ ન જાણશો, સેવો શક્તિ અનૂપ. ૮૨

[ કવિજન-પ્રતિજ્ઞા : ફલશ્રુતિ ]

કવિજને કરી વિનતિ, સુણજો શૈવાદિક;
ચરણ-કમલમાં રાખજો, કૃપા કરજો અધિક. ૮૩
કહેવરાવ્યું કરુણા કરી, વાણી વચન પ્રકાશ;
ગાય ભણે ને સાંભળે, તે જન જનુની-પાસ. ૮૪

---

૧ 'દેવે' ૨ 'હોવો જનુની યત્ર,' 'હોવો જનુનિ યત્ર,' ૩ 'થઈ' ૪ 'ચીન; ચિહ્ન.'

પંચવીશ સેં સાઠ અક્ષર છે, બીજા ઉપર ચાર;
અક્ષરે અક્ષરે છે સાધના, ગુરુ-ગમે કરજો વિચાર. ૮૫
સ્તુત્ય, ગરબો, પદ્ધતિ મળી, સત્યાશી છે ચોપાઈ;
ગાય શીખે ને સાંભળે, તેને સદા સુખદાઈ. ૮૬
પરમહંસ કૃપાએ કરી, સુંદર શૈવ સુજાણ;
વલ્લભ ગુલામની વિનતિ, માજી કરજો પ્રમાણ. ૮૭

## ધનુષધારીનો ગરબો

( રાગ લલિત-તાલ રૂપક )

[ ધનુષધારી-માહાત્મ્ય ]

મૈયા ધનુષધારીનું ધ્યાન ધરો જો,
જેનું ધ્યાન ધરે બ્રહ્માય જો;
સુરપતિ કહે સેવા કરો જો,
જેને સેવે છે વિષ્ણુ સદાય જો. ૧
જેણે ધનુષધારીને ધારિયાં જો,
કીધો શક્તિ સંગાથે સ્નેહ જો;
કારજ સકલ સમારિયાં જો,
ધારી દુઃખ ન પામ્યા દેહ જો. ૨
સ્તુતિ પુરાણે જે સાંભળી જો,
વળી વાણી વખાણે વેદ જો;
કોણે ન અકળ કળા કળી જો,
આઈ અગમ અભેદ અછેદ જો. ૩
તત્ત્વનું તત્ત્વ એથી નથી જો,
નથી એથી સંસારનું સાર જો;
યોગ યોગેન્દ્ર કહે કથી જો,
આઈ આદ્ય છે અધમ ઉદ્ધાર જો. ૪

પરતો પ્રત્યક્ષ પૃથ્વી-સ્થલે[1] જો,
જેનો પૂરણ પ્રબલ પ્રતાપ જો;
દારુણ દૈત્ય દળ્યા[2] બલે જો,
તે તો યુગ સચરાચર છાપ જો.
એક સમે બ્રહ્મા ભણે જો,
મુખે કહેતાં 'બ્રહ્માંડપુરાણ' જો;
શીલપણે શ્રવણે સુણે જો,
શ્રોતા નારદ ચતુર-સુજાણ જો. ૬
'ભગવતી માહાત્મ્ય' આવિયું જો,
મહા ધનુષધારી મહાતમ જો;

[ 'ધનુષધારી' નામનો ઇતિહાસ: નારદ-પ્રશ્ન ]

નારદને મન ભાવિયું જો,
'કહો 'ધનુષધારી' તે કયમ જો?'. ૭
નામ સુણતાં ઋષિ નારદે જો,
મુનિ મન રહ્યા મૂંઝાઈ જો;
શું સમજી લખ્યું શારદે જો?
શાને ધર્યું ધનુષ તે આઈ જો? ૮
જે જ્યાં તે ત્યાં[3] ભવાનીએ જો,
અંગે આયુધ ને આસન જો;
એ કોઈ વાતને વાનિયે જો,
વિના પૂછે ન માને મન જો. ૯
પ્રજાપ્રતિ-પ્રત્યે પૂછિયું જો,
મુનિ નારદ કહે, કહો સત્ય જો;
તે તો સ્વરૂપ કહો કિયું જો,
એની આધ તે કયમ ઉતપત્ય જો? ૧૦

૧ 'પૃથ્વીતલે' ૨ 'દળ્યો' ૩ 'આહાં તે ત્યાંહાં.'

અવર ભવાની અનેક છે જો,
વિના આયુધ કો ન જણાઈ જો;
તેમાં અધિક વિશેષ છે જો,
જે આયુધથી ઓળખાઈ જો. ૧૧
એ આશ્ચર્ય મન ઊપજ્યું જો,
મુને કહીએ કરી કરુણાય જો;
કોણ વર્ણ તે સ્વરૂપનું જો,
અંગે ગૌર અતિ અરુણાય જો.[1] ૧૨
એણે ધનુષ ધારીને તે શું કર્યું જો?
કહોને, કોને કર્યા ઉપકાર જો?
કહોને, સંકટ કેનું હર્યું જો?
કહોને, કોને ઉતાર્યા પાર જો?–' ૧૩

[ બ્રહ્માનો ઉત્તર : ધનુષ્યધારણરહસ્ય ]

ત્યારે વિધાતા તે સમે જો,
કહે, નારદ! ધન્ય ધન્ય જો;
એ રસ મુજને ઘણો ગમે જો,
એથી તત્ત્વ નથી કાંઈ અન્ય જો. ૧૪
સ્વસ્થ મને શ્રવણે ધરો જો,
કહું ધનુષ ધાર્યાનું[2] કારણ જો;
પરમેશ્વરી પરતો ખરો જો,
ત્રણ લોક તણું તારણ જો. ૧૫
ધરી ધનુષ,[3] ધર્મ રાખીઓ જો,
આઈ આવ્યાં અમરની ઓટી[4] જો;

---

૧ 'અંગ ગૌર પતિ અરુણાય જો' ૨ 'ધનુષધારીનું.' ૩ 'ધારી ધનુષ્ય' ૪ 'ઓડ.'

સ્મૃતિ પુરાણે સાખીઓ જો,
તર્ત તાર્યા તેત્રીસ કોટિ[1] જો. ૧૬
ઇંદ્ર ઇંદ્રાસન તો મળ્યો જો,
સર્વ સૃષ્ટિને થઈ સન્મુખ જો;
દેવનો દા'ડો તો વળ્યો જો,
મહામાયાએ ધાર્યું ધનુષ જો. ૧૭
[ બ્રહ્મા કહે, ] હું કહું સુખે જો,
સુત સાંભળીએ,[2] સર્વથાય જો;
વક્તાને રસ તો વધે જો,
ઉભય મળે જોગ્ય કે'વાય જો.[3] ૧૮

[ પ્રસંગ-વર્ણન ]

શ્રીપુર નગર સોહામણું જો,
શશી સૂર્ય સમો ઉજાસ જો;
સુરમુનિ સકલ મોહામણું જો,[4]
આદ્યે કાત્યાયનીનો વાસ જો. ૧૯
અષ્ટ ભુજા ઓપે ઘણું જો,
ધર્યાં આઠે[5] કરમાં આયુધ જો.
મહાતેજ તે માતાતણું જો,
ઘણા દૈત્ય હણ્યા રણ યુદ્ધ જો. ૨૦
ખડ્ગ ખપ્પર ખાંડે[6] ધર્યો જો,
પરિઘ[7] પદ્મ ગદા શંખ ચક્ર જો;
મુસલ કરવત[8] આવર્યાં જો,
કટિ બાણ ધનુષ કર[9] વક્ર જો. ૨૧

૧ 'કોડ' ૨ 'સાંભળી એ સર્વ ગમ જે' ૩ 'જોગ્ય જ થાય જે' ૪ 'સુર સોહામણું' ૫ 'અઠેમા.' ૬ 'ખાંડે' ૭ 'ફરિ' ૮ 'કરવર' ૯ 'ઉ'

સદા સુધા સુખમાં પીએ જો,
કરે મહિષ અજાનું આસન[1] જો;
દુષ્ટ દમ્યા[2] દેવીજીએ જો,
કરી સિંહતણું વાહન જો. ૨૨
તે કાત્યાયનીના તંનથી જો,

[ કાત્યાયનીનાં ત્રણ સ્વરૂપ: શ્વેતા, રક્તા, પીતા ]

કીધાં ત્રણ પ્રગટ સ્વરૂપ જો;
માએ વિચારીને મંનથી જો,
રચ્યાં રૂપ સ્વરૂપ અનુપ જો. ૨૩
શ્વેતા રક્તા પીતા કર્યાં જો,
જેનાં પ્રબલ બળ પ્રાક્રમ જો;
ત્રણ્યે મળીને તપ આચર્યું જો,
કીધા આપઆપણા આશ્રમ જો. ૨૪
શ્વેતા શ્વેતગિરિએ સહી જો,
ગંધમાદને રહી રક્તાય જો;[3]
મેરુ શિખર પીતા રહી જો,
જેના જશ જક્ત, વક્તાય જો.[4] ૨૫

[ ભંડાસુર-પ્રાકટ્ય ]

એવે અસુર તે કાલમાં જો,
હુવો મહાબળિયો બળવાન જો;
પ્રગટ્યો તે ભડ[5] પાતાલમાં જો,
જેનું ભંડાસુર છે અભિધાન જો. ૨૬

---

૧ 'અશન' ૨ 'દળ્યો' ૩ 'ગંધમાદે રહી આરક્ત જો' ૪ 'જેના જશ તે વક્તા જક્ત જો' ૫ 'પ્રદ'

અતુલિત બળ આઘે થકો જો,
ઊપજ્યો જેવો જનમનો વ્યાલ જો;[1]
દેશ દમ્યો, બધે નાયકો જો,[2]
જન જીવને મહા-જંજાલ જો. ૨૭
જાતે તે જાણુ થયો જેટલો જો,
કીધી સકલ સુખ્ય સંભાળ જો;
પાપી પળ્યો પગ કેટલે[3] જો,
પહેલું જીત્યું તે પડ પાતાળ જો. ૨૮

[ મૃત્યુલોક-વિજયેચ્છા ]

પાતાલ જીતીને વિચારિયું જો,
મેં એ તો કીધા વશવર્ત જો;
લેવા મૃત્યુ-લોક ધારિયું જો,
આવ્યો અવની ઉપર તે તર્ત જો. ૨૯
સૈન્ય સજ્યુ માયામયી જો,
સંગ સુભટ ને પરિવાર જો;[4]
હેય ગજ રથ દળમાં કંઈ જો,
ચાલ્યો અવની-ચક્ર-મોઝાર જો. ૩૦
આઘે ઉત્તર જીતી કરી જો,
પછી પૂરવ કીધાં પ્રયાણુ જો;
દક્ષિણુ પશ્ચિમમાં ફરી જો,
જીતી જગ્ત, વજાડ્યાં નિશાણુ જો. ૩૧
ચાર ખૂંટ ચકવે થયો જો,
દીધા દેશપતિને દંડ જો;

---

૧ 'જમ જેવો તે જન્મ્યો બાળ જો' ૨ 'ના હો દેશ દમે વપ નાદકે જો' ૩ 'એટલે' ૪ 'સંગ સુભટ પારાવાર જો,'

[ અમરપુરી-પ્રયાણ ]

પછે અમરપુરીમાં ગયો જો,
જીત્યા સપ્ત દ્વીપ નવ ખંડ જો.[1] ૩૨

સુરપુર[2] જીતીને સંચર્યો જો,
ઘણો ગાજીને કીધો ઘમંડ જો;[3]
ઇંદ્ર-સદન જઈ આંતર્યો જો,
લીધું ઇંદ્રનું ઇંદ્રાસન જો. ૩૩

વિશ્વ વિષે ચાલી વાયકા જો,
એક અસુર હુઓ ઉત્પન્ન જો;
ભંડાસુરના ભય થકી જો,
બધાં કંપે તે ત્રણ ભુવન જો. ૩૪

સુર પુર તજીને નાસિયા જો,
નાઠા મુનિવર મૂકીને ઠામ જો;
ગિરિ ગુફા જઈ વસિયા જો,
મૂક્યાં મહા મનોહર ધામ જો. ૩૫

[ ઇંદ્રાસન-પ્રાપ્તિ ]

બેઠો અસુર ઇંદ્રાસને જો,
બધે ધર્યાં પોતાનાં એંધાણ જો;
વશ કર્યો સ્વર્ગવાસીને[4] જો,
વર્તી ભંડાસુરની આણ જો. ૩૬

દેવ દેવાંગના શોકમાં જો,
સુણી સર્વ રહ્યા સંતાઈ જો;

૧ 'જીતી સુપ્રસિદ્ધ નવ ખંડ જો' ૨ 'સુરપતિ જીતીને'
૩ 'ઘડે ચાઢ ગાજીને કીધું ગવન જો', 'ઘણો ગાજીને કીધો ગર્વ જો'
૪ 'સ્વર્ગવાસને'

ત્રાસ પડ્યો ત્રિલોકમાં જો,
ફરે ભંડાસુરની દુહાઈ[1] જો. ૩૭
પશુ પક્ષી ને પહાડમાં જો,
સરિતા સિંધુ શશી ને સૂર જો;
જીવ-યોનિની જાત્યમાં જો,[2]
કોઈ ભંડાસુરથી નહિ દૂર જો. ૩૮
યજ્ઞ-યાગ-ભાગ લોપિયા જો,
લોપ્યા હવનહોમ ખટકર્મ જો;
ભંડાસુર ભડ કોપિયો જો,
લોપ્યા વેદશાસ્ત્રના ધર્મ જો. ૩૯
રાજ્ય કરે રૂડી રીત-શું જો,
સર્વ સંગીને સુખદાતાય જો;
પાળે પોતાનાંને પ્રીત-શું જો,
દેખી દેવને[3] સન્મુખ ધાય જો. ૪૦

[ દેવ-સંતાપ ]

દેવ મહાદુઃખ પામિયા જો,
સહુ સુર થઈ ગયા શૂન્ય જો;
એમ અતિ દિન વામિયા જો,
પછી બોલ્યા મળી મહામુન્ય જો. ૪૧
સુરપતિને કરે વિનતિ જો,
'હવે કરવો તે કવણ ઉપાય જો?
સાહ્ય ન થાય કોહોની વતી જો,
ભંડાસુરને ભયે ન રહેવાય જો.' ૪૨
સુરપતિ સુર પ્રત્યે કહે જો,
'સહુ સાંભળીએ સુરજન જો;

વાઈ', 'દોહાઈ' ૨ 'અયોનિને આડયાં જો' ૩ 'દુઃખ'

બ્રહ્મસદને બ્રહ્મા રહે જો,
જઈ[1] કહીએ સકલ કારણ જો.' ૪૩

[ ઇંદ્રાદિક દેવકૃત બ્રહ્મા-પ્રાર્થના ]

ઇંદ્ર અમર એકઠા થઈ જો,
આવ્યા પ્રજાપતિની પાસ જો;
વીનવિયા વિધિને જઈ જો,
કીધાં સકલ કષ્ટ પ્રકાશ જો. ૪૪

સ્તુતિ કરી બ્રહ્માતણી જો,
સહુ સુર સહિત સુરપત્ય જો;
થોડામાંહે કહી ઘણી જો,
'હવે કશી હમારી ગત્ય જો?' ૪૫

'પ્રજાપતિ! સત્ય સાંભળો જો,
અમો સર્વ તમારી સૃષ્ટ જો;
વિધાતા! વાહારે[2] ચઢો જો,
કૃપા કરીને કાપો કષ્ટ જો. ૪૬

સ્થાનક-ભ્રષ્ટ થયા હમો જો,
રહીએ આઠે પહોર ઉદાસ જો;
પિતામહ, માનો તમો જો,
તેનો નથી ખમાતો ત્રાસ જો! ૪૭

આવ્યો અસુર પાતાળથી જો,
જેનું ભંડાસુર છે નામ જો;
મહાબળિયો કળિકાળમાં જો,
ફેડ્યાં નર-અમરનાં ઠામ જો. ૪૮

૧ 'જે' ૨ 'વારે વળો'

જોતાં જગત બધું જીતિયો જો,
કરે ઈન્દ્રપુરીનું રાજ જો;
અમને વિપત ઘણી વીતિયો[1] જો,
સર્વ સુખ કરાવ્યાં ત્યાજ જો.' ૪૯

[બ્રહ્મા ઉપાય-સૂચન: શ્વેતા-આરાધન]

બ્રહ્મા કહે સુરરાજને જો,
'ધંશી ધોળાગઢે બધા જાવો જો;
જો કરવું હોય કાજને જો,
સર્વ શ્વેતાને આરાવો[2] જો. ૫૦

શ્વેતા તે સંકટ ટાળશે જો,
સહેજે સરશે તમારાં કાજ જો;
આવ્યાં વિઘન આઈ વાળશે જો,
મોટી મહારાજાધિરાજ જો.' ૫૧

[દેવોનું શ્વેતગિરિગમન]

વચન વિધાતાનાં સુણી જો,
સર્વે સુર થયા રળિયાત જો;
ચાલ્યાં સકળ શ્વેતા ભણી જો,
જે કો નર અમરની જાત જો. ૫૨

ઇંદ્ર અમર એકઠા થયા જો,
આવ્યા શ્વેતગિરિને સમીપ જો;
પર્વત બધા[3] ચઢી ગયા જો,
આઈ અવિલોક્યાં અધિપ જો.[4] ૫૩

૧ 'થઈ' ૨ 'આરાધો' ૩ 'પર્વત પ્રાગ્ય' ૪ 'આવ્યાં અવલોક્યાં મહિપ જો'

[ ધ્યાનસ્થ અંબિકા-દર્શન ]

ધ્યાન ધરી બેઠાં આઈજી જો,
મન મૂકીને રાગ ને દ્વેષ જો;
જોયાં જનની સુખદાઈજી જો,
આઈ આંખ નિમેષાન્મેષ[1] જો. ૫૪
આગળ કર જોડી રહ્યા જો,
સૌ કોય જો;

[ પ્રાર્થના ]

કાલાવાલા કરી કરગર્યા જો,[2]
આઈ આંખ ઉઘાડીને જોય જો. ૫૫
ભક્તિ ભવાનીની કરી જો,
ભાવે ભણે પાઠ ગુણ ગાય જો;
'ઉદો ઉદો' મુખ ઊચરે જો,
કહે, 'સાહ્ય કરો મહંમાય જો!' ૫૬

[ સાહાય્ય-યાચના ]

સમરે અમર એકે મને જો,
'તું તો તારણ તેત્રીસ કરોડ જો;
[ઊચર્યો એમ અન્યોઅન્યે જો,]
ભંડાસુરના ભય થકી છોડ જો. ૫૭
આઈજી! આદ્ય વિચારીએ જો,
તમો સદા કરો છો સહાય જો;
આ અવસર ઉગારિયે જો,
મયા કીજીએ માત મહંમાય જો. ૫૮

---

૧ 'ચક્ષુને મેષાન્મેષ જો' ૨ 'કરી રઈહા જો', 'સહુકો કહે જો.'

સત્ય કહીએ તે આઈ સમે જો,[1]
અમો તમ વડે પોસાવું જો;
શક્તિ હોય તો સહુ નમે જો,
હમો પ્રતિમા થઈ પૂજાવું જો.' ૫૯

[ દેવી-વર-પ્રદાન ]

એવાં વચન આઈ સાંભળી જો,
દેવી દેવ પ્રત્યે કહે વાત જો:
'સ્થાનક જાઓ સહુએ વળી જો,
એ અસુર કરીશું નિપાત જો.' ૬૦

અમર વર લેઈને વળ્યા જો,
આવ્યા પોતપોતાને ઠામ જો;
આનંદ ઘણો ઊલટ્યો જો,
લાગ્યા આપ આપણે કામ જો. ૬૧

[ પરમેશ્વરી-પ્રાકટ્ય ]

પછી પ્રગટ્યાં પરમેશ્વરી જો,[2]
આણી દેવતણી મન દાઝ જો;
વહારે વળ્યાં વિશ્વેશ્વરી જો,
પોતે જાણી પૂરવની બાઝ જો.[3] ૬૨

[ નારદ-બુદ્ધિપ્રવેશ ]

બુદ્ધિરૂપે બાળા જઈ[4] જો,
વસ્યાં નારદના ઘટમાંય જો;
'કુટિલતા મન ઊપની ઘણી જો,
કહે કલહ[5] કરાવું ક્યાંય જો.' ૬૩

---

૧ 'બાઈ આ સમે જો' ૨ 'પછે પ્રગટ પરમેશ્વરી જો' ૩ 'આણી પૂરવની દાઝ જો' ૪ 'થઈ' ૫ 'કજો'

આદ્યે નારદનું એ કામ છે જો,
બીજી બાળાએ આપી બુદ્ધિ જો;
નવખંડમાં જેનું નામ છે જો,
ઘણે ઘેર ઘલાવ્યો વિરોધ જો.[1] ૬૪
મુનિએ મન દોડાવિયું જો,
પોતે પંડે વિચારે પ્રગટ જો;[2]
અવર[3] કો મંન ના'વિયું જો,
દેખી, દૈત્ય ઉપર ગઈ દષ્ટ જો. ૬૫

[ નારદ-ભંડાસુર મિલન ]

નારદ નગર થકી પળ્યા જો,
આવ્યા ઇન્દ્રપુરીમાં આપ જો;
ભંડાસુરને જઈ મળ્યા જો,
તેનાં પૂરણ કરવા પાપ જો. ૬૬
આસન-થકી ઊભો થયો જો,
ભંડાસુરે કર્યાં પ્રણામ જો;
સન્મુખ કર જોડી રહ્યો જો,
'કહો મુજ સરખું કાંઈ કામ જો.' ૬૭
આપ્યુ આસન ભંડાસુરે જો,
બેઠા નારદ દેવ-પ્રમાણ જો;

[ ભંડાસુરકૃત આત્મબલપ્રશંસા ]

'મારું રાજ ત્રણ પુરે જો,'
(કરે અસુર આપ વખાણ જો.) ૬૮
'ચૌદ ભુવન નવખંડમાં જો,
જુઓ નારદ, મારું નામ જો;

---

૧ 'ઘણા ઘરમા ઘલાવ્યા વિરોધ જો' ૨ 'પોતે પિંડ વિચાર્યું પ્રશ્ન જો (પ્રષ્ટ જો)' ૩ 'અસુર'

ભડ નહિ કો બ્રહ્માંડમાં જો,[1]
મુજ સાથે જે કરે સંગ્રામ જો. ૬૯
મુજ સરખો નહિ મહીપતિ જો,
મેં તો વિશ્વ કીધું બધું વશ જો;
સકલ સમૃદ્ધિ મારે છતી જો,
જુઓ જગ્ત અમારા જશ જો. ૭૦
અષ્ટ સિદ્ધિ નવ નિધિ-શું જો,
આવી ઊભી છે મારે દ્વાર જો;
રિદ્ધિ સકલ વિધવિધ-શું જો,
આજ ભરી છે મુજ ભંડાર જો.' ૭૧

[ કલહ-બીજ આરોપણ ]

નારદ કહે, 'રાજી[2] કરું જો,
આ જ દોલત તુજ દરબાર જો;
એ સુખ બધું તારું ખરું જો,
જો હોય શ્વેતા ગિરિ-ઘેરની નાર જો.'[3] ૭૨
કહી અસુરને એટલું જો,
મુનિ પામ્યા તે અંતરધાન જો;
કામી હુવો ભડ કેટલું જો,
અતિ અંધ થયો અજ્ઞાન જો! ૭૩

[ ભંડાસુર શ્વેતગિરિગમન ]

કૂડો અસુર કામે કઠ્યો જો,[4]
ગયો શ્વેતગિરિમાંહ્ય મૂઢ જો;
પર્વત બધા પાયે ચઢ્યો જો,
હુઓ ગિરિશિખર આરૂઢ જો. ૭૪

૧ 'કો સુભટ નહીં' બ્રહ્માંડમાં જો' ૨ 'અરજી' ૩ 'હોય શ્વેત-ગિરિર નાર જો' ૪ 'કુપો અસુર કામે કંપ્યો જો.'

જોયાં જનનીને જેટલે જો,
વશ થયો તે દૈત્ય વિકટ જો;
અસુર અજાણ્યો કેટલો જો,[1]

[ શ્વેતાદેવી નિકટાગમન ]

ગયો શ્વેતા સમીપ નિકટ જો.[2] ૭૫
મૂરખ[3] નીરખીને હરખિયો જો,
નખશિખ સ્વરૂપ સુદેશ[4] જો;
ઉપમા અંગોઅંગ સરખિયો[5] જો,
નવ જોબન આળે વેશ જો. ૭૬

[ દેવી પ્રત્યે ભંડાસુર-વચન ]

દૈત્ય કહે દેવી પ્રત્યે જો,
'નારી! કોણ તમારી જાત જો?
વર્યાં? કે કન્યા-વ્રતે છો?' જો,
[એમ અસુર વણ્યોં વાતે જો.[6] ૭૭
અંગોઅંગ અવલોકિયાં જો,
અતિ આતુર હુઓ તે અસુર જો;
તરત ભવાનીને ટોકિયાં[7] જો,
કહેવા-માંહી ન કીધી કસૂર જો.] ૭૮
'ઊઠો, આવો ઘેર માહરે જો,
સુણો સુંદરી! પ્રાણજીવન જો;
હું વશ વર્તિયો તાહરે જો,
તુજ ઉપર માહરું મન જો. ૭૯
મેં મારે મન તું વરી જો,
તેમાં અંતર ન મળે અંથ[8] જો;

૧ 'અસુર ઊમટ્યો એટલે જો' ૨ 'ગયો શ્વેતગિરિ નિકટ જો' ૩ 'મુખ' ૪ 'સુદેહ' ૫ 'સાખિયો' ૬ 'અસુરવર સુધો વાતે જો' ૭ 'રોકિયાં' ૮ 'અંચ'

ભામની, તું ભાગ્યે ભરી જો,
તારે મુજ સરખો શિર કંથ જો!' ૮૦

[ દેવી ઉવાચ ]

એવાં વચન સુણ્યાં સુંદરી જો,
બોલ્યાં દૈત્યપતિની સાથ જો;
'તો હું તમને વરું[1] ખરી જો,
જુદ્ધે જીતો જો મુજ સંગાથ જો.' ૮૧

[ ભંડાસુર-વચન ]

'બાળા, ન બોલ ચઢયું ચઢયું જો,
[ એમ ઊચરે અસુર પ્રગટ જો;]
કામિની સંગે કોઈ વઢયું નથી જો,
અંગે ધારીને અસ્ત્ર સુભટ જો.' ૮૨

[ દેવી-વચન ]

માયા કહે, 'એ વ્રત મારે હતું જો,[2]
મને જીતે તેહને હું જાઉં જો;
તું જીતે તો તુંને વહું[3] જો,
નહીં તો ક્ષણમાત્રમાં ખાઉં જો.' ૮૩

[ ભંડાસુર-વચન ]

દૈત્ય કહે: 'તુજ મૃત્યુ આવિયું જો,
આધે અબળા નિપટ અજાણ જો;
આવ્યું નિમિત્ત સમજાવિયું જો,[4]
હવાં કરું ગાત્ર-ભંગ નિર્વાણ જો.'[5] ૮૪

---

૧ 'તુજને વરી' ૨ 'મેયા કહે એ વ્રત હું વહું જો,' 'મેયા કહે વ્રત મું હતું જો' ૩ 'રહું' ૪ 'આપણું મન સમજાવિયું જો' ૫ 'હવાં કરું છું ગાત્ર-ભંગાણ જો'

[ યુદ્ધારંભ ]

એમ કહીને એ ઊભો થયો જો,
આવ્યો ઉતપતીને[1] આકાશ જો;
સન્મુખ યુદ્ધ કરવા ગયો જો,
પોતે પરમેશ્વરીની પાસ જો. ૮૫

[ દેવી–આહ્વાન ]

માયા કહે, 'મૂરખ ! સાંભળે જો,
હવે હું કરું છું મધુપાન જો;
પછે તું અકળ કળા કળે જો,
જોજે શાં દઉં છું સન્માન જો.'[2] ૮૬
પહેલે સુધાપાને ચઢ્યાં જો,
પછે આયુધ ધાર્યાં અંગ જો;
મદમત્ત થઈ માતા વઢ્યાં જો,
ભડ ભંડાસુરને સંગ જો. ૮૭

[ ગદા તથા મુશલ-યુદ્ધ વર્ણન ]

આદ્યે ગદા–યુદ્ધ માંડિયું જો,
પછી મૂસલ માર્યો માર જો;[3]
દૈત્યે ન સ્થાનક છાંડિયું જો,
સન્મુખ સહે મહાપ્રહાર જો. ૮૮
કંપે અમર ધ્રૂજે ધરા જો,
દશે દિશા દીસે ભેંકાર જો;
શેષ કમઠ સલકયા ખરા જો,[4]
મારે માતાજી મહામાર જો.[5] ૮૯

---

૧ 'ઉત્પત્તિને' ૨ 'જોજે સ્વાદ વાળું છું સન્માન જો' ૩ મૂસલે ઝીંક્યો માર જો.' ૪ 'શેષ પાતાળે સલક્યા જો' ૫ 'નિઃશંક જો.'

ભીડે[1] ભંડાસુર ભગવતી જો,
એવું યુદ્ધ ન કોય અપરાણ[2] જો;
જે રજ ઊડે પગની વતી જો,[3]
તેણે[4] છાયો ગગનમાં ભાણુ જો! ૯૦
અસુર ઉરમાંહી ધડે[5] જો,
બલ બાલાનું ન કળાય જો;
એ કેમ કર મારે ચઢે જો?
માંડું મલ્લયુદ્ધ તો તે મળાય[6] જો. ૯૧

[ મલ્લયુદ્ધ-પ્રારંભ ]

પછી મલ્લયુદ્ધ તે માંડતાં જો,
જઈ ઝાલ્યા જનુનીના હાથ જો;
કટિ ગ્રહીને કર છાંડતાં જો,
પછી ભરી ભંડાસુરે બાથ જો. ૯૨

[ દેવીઅપહરણ-સંકેત ]

બાંહ તળે માને ઘાલતાં જો,
મૂઢ મન વિચારે પેર જો;[7]
કર્યાં ચરણ પછી ચાલતાં જો,
'હવે લેઈ જાઉં હું મારે ઘેર જો.' ૯૩
ઉતપત્યો આકાશમાં જો,
વાધ્યો વાયુ વેગે પળાય જો;[8]
એણે વિચાર્યું વિનાશમાં જો,[9]
એ તો મારો કાળ અભલાય જો.' ૯૪

---

૧ 'ભડે' ૨ 'પરાણ', 'અરાણ' ૩ 'ઊઠ્યો પગવતી જો' ૪ 'જાણે' ૫ 'ધડ્યો', 'પડે', 'ધડે', 'ચઢે' ૬ 'મલાય' ૭ 'મન મૂઢે વિચારી પેર જો' ૮ 'વાધ્યો વેગે પવન પળાય જો' ૯ 'એમ વિચારે વિમાસમાં રે'

[ દેવી યુક્તિ-ચિંતન ]

માએ વિચાર્યું બાથમાં જો,
'બળે પૂરવ દિશાએ પલાઉં જો;
એનું આવ્યું મૃત્યુ હાથમાં જો,
હવે ગડગડાટ[1] લેઈ જાઉં જો. ૯૫
એને[2] ઇહાં નથી મારવો જો,'
એમ આઈ કરે છે વિચાર જો;
શત્રુને ત્યાં સંહારવો જો,
જહાં ધર ધરા ખેડાર જો.[3] ૯૬

[ ગુજરાત પ્રતિ-દેવી ગમન ]

બગલ-થકી બાળા બળે[4] જો,
લાવ્યાં[5] ગડગડાટ ગુજરાત જો;
જ્યાં રાજ્ય કીધું રાજા નળે જો,
નગર નરોડુ વિખ્યાત જો. ૯૭
જોર કરીને થયાં જૂજવાં જો,
ભંડાસુરને ભવાની દે ગાળ જો;
તતપર યુદ્ધ કરવાને હવાં જો,
માંડ્યું[6] દારુણ યુદ્ધ વિકરાળ જો. ૯૮

[ શત્રુનિર્ભર્ત્સના ]

ત્યારે બોલ્યાં ત્રિપુરેશ્વરી જો,
'તારા ઇષ્ટને તું સંભાર જો;'
એમ વદે આઈ ઈશ્વરી જો,
'અલ્યા હમણાં હણું છું તને ઠાર જો.' ૯૯

---

૧ 'ગરગરાટ' ૨ 'આનંદથી' ૩ 'જ્યાં ધર ધરા પેખે સ્યાર જો'
૪ 'વદે' ૫ 'આવ્યાં' ૬ 'મહા'

[ ત્રિશૂળ-ઘાત ]

[એ તો અસુરને વિડારવો જો,
માટે માએ વિચાર્યું મૂળ જો;]
એનો ન વંશ વધારવો જો,
ત્યારે માર્યું તે તર્ત ત્રિશૂળ જો. ૧૦૦
ભેદ્યું અસુરના અંગમાં જો,
બળે ચિત્ત ચઢયું તવ ચાક જો.
થયો ગાત્ર-ગતિ-ભંગમાં જો,
વળી ઊઠ્યો[1] પોકારીને હાક જો. ૧૦૧

[ યુદ્ધમાં ધનુષ્ય-ધારણ ]

ત્યારે ધનુષ માએ ધારિયું જો,
બળે તાણ્યું તે કર્ણ[2] પ્રમાણ જો;
શત્રુનું શિશ સંધારિયું જો,
એક મૂકી કૃપાસ્ત્ર[3] બાણ જો. ૧૦૨

[ ભંડાસુર-નાશ ]

પડ્યો અસુર ધરણ ઢળ્યો જો,
તેના પડતાંવેંત ગયા પ્રાણ જો;
આદ્ય અંત સફલે ફળ્યો જો,
આઈએ આપ્યું તે પદ નિર્વાણ જો. ૧૦૩
પૂરવ પાપ સંબંધથી જો,[4]
મળ્યો માને વિના-સંતોષ જો;[5]
છૂટ્યો કરમના બંધથી જો,
મહ્માયે પમાડ્યો મોક્ષ જો. ૧૦૪

---

૧ 'મારીને' ૨ 'સ્કંધ' ૩ 'કૃપસજ્જ' ૪ 'પૂરવ પ્રાશ્રિતના સંબંધથી જો' ૫ 'મળ્યો માનવીનો સંતોષ જો.'

મારીઓ અસુર માતાજીએ જો,
કીધું પ્રબળ બળ તે કાળ જો;
મહામાયા મન રીઝિયાં જો,
બેઠાં તે જ સરોવર-પાળ જો. ૧૦૫

[ દેવી-અભિવાદન ]

દેવનાં દુંદુભી ગડગડ્યાં જો,
કરે ચંદન પુષ્પની વૃષ્ટ જો;
અંતરિક્ષથી પાગે પળે[1] જો,
ન્યાહાળે નેણ ભરીભરી દષ્ટ જો. ૧૦૬
આવે અમર નરનારીઓ જો,
ધર્યાં ધનુષધારી છે જ્યાંય જો;
પૂજવા માતને પધારિયાં જો,
લેઈ પૂજા વિધવિધ ત્યાંય જો. ૧૦૭
સુરંગના[2] સોહામણા જો,
સહુ સોળે સજ્યા શણગાર જો;

[ વધામણાં ]

દેવીને દેવા વધામણાં જો,
આવે ધનુષધારીજી દરબાર જો. ૧૦૮
નયણે તે કાજળ સારિયાં જો,
કીધી કુંકુમ પિયળ કપોળ જો;
અદ્દભુત અંબર ધારિયાં જો,
બધે મુખ ભર્યાં તંબોળ જો. ૧૦૯
મુક્તાથાળ ભરાવતાં જો,
લેઈ આવ્યાં સૌ પદમણી[3] પાણ જો;

---

૧ 'પગે પડે' ૨ 'સુર અંગના', 'સુસગણા', 'સુસંગના'
૩ 'બ્રહ્માણી'

ભોજન ભોગ ધરાવતાં જો,
નારી[1] લાવ્યાં તે નિરવાણ જો. ૧૧૦
કરી કનકની ગાગરી જો,[2]
મૂક્યાં શ્રીફળ શિશ અકેક જો;
માનુનીએ બધી માથે ધરી જો,
ચાલ્યાં ચંચલ ચાલ્ય વિશેક જો. ૧૧૧
સુંદરી સહુ ટોળે થયાં જો,[3]
મળી પ્રેમદા પરમ પુનિત જો;
ગુણવંતી મહેલે[4] ગયાં જો,
વાટે ગાય વધામણાં ગીત જો. ૧૧૨
ભેર ભૂંગળ વાજે ભલાં જો,
વાજે પંચ શબ્દ વાજિંત્ર જો;
ગંભીર વાજાં વાજે ભલાં જો,
વાજે વીણાનાદ વિચિત્ર જો. ૧૧૩
આગળ નાચે અપ્સરા જો,
કોડે કિન્નર કરતા ગાન જો;
આવ્યાં ધનુષધારી ત્યાં સુરા જો,
સુર-સહિત સુર-રાજાન જો. ૧૧૪

[ ઇંદ્રાદિક દેવ-આગમન ]

ઇંદ્ર અમર થયા આગળે જો,
પૂંઠે દાસી સહિત શ્યામાય જો;[5]
આવી નરોડાની ભાગોળે જો,
ચાલ્યાં સુર કરી સમુદાય જો. ૧૧૫

૧ 'આવ્યાં' ૨ 'કનકની ભરી ગાગરી જો' ૩ 'સહુએ તે થયાં જો'
૪ 'ગોખે' ૫ 'સોહે સરવ શોભાય જો'

આગળથી ઇંદ્રાણી વદે જો,
ઉર અંતર અતિ આનંદ જો;
સુર-સુંદરી સાથે વધે જો,
સહુ શરદ પૂનમનો ચંદ જો. ૧૧૬
ઇંદ્ર અમર આવ્યા સહુ જો,
ધરયાં ધનુષધારી જે જાગ જો;
[ ધનુષ્યધારી-અર્ચના : ષોડશોપચાર-પૂજન ]
સન્મુખ કર જોડી બહુ જો,
પહેલે શીશ નમાવ્યાં પાગ જો. ૧૧૭
ભાવ્યાં ભવાનીને ભાવતાં જો,
આનંદ અંતરમાં થયો સ્થંભ જો;[1]
માજીને મોતીડે વધાવતાં જો,
માંડ્યો પૂજાતણો આરંભ જો. ૧૧૮
પ્રસન્ન થઈને પુરંદરી જો,
પહેલે પોતે પખાળ્યા પાય જો;
ઊભાં અમર-સુત અંમરી જો,
સહુ સાથ કરે છે પૂજાય જો. ૧૧૯
ચંદન કુંકુમ ચર્ચિયાં જો,
વળી અક્ષત અબીલ ગુલાલ જો;
અંગ સુગંધે અર્ચિયાં જો,
પૂજ્યાં જેમ પૂરવનો ચાલ જો. ૧૨૦
જાઈ જૂઈ ને માલતી જો,
પુષ્પ[2] પારિજાત મંદાર જો;
ગુણે ગૂંથીને ગળે ઘાલતી જો,
સહુ સાથે સમરપે હાર જો. ૧૨૧

૧ 'આવ્યા અંતરમાં અચંબ જો' ૨ 'સુત'

માથેથી ગાગરી લેઈને જો,
ગ્રહી કામનીએ તે કર-મધ્ય જો;
ધૂપ દીપ ફળ દેઈને જો,
મૂકી માત–મોંહો–આગળ બધ જો. ૧૨૨

[ આરતી-પૂજન ]

કરી આરતી શણગારની જો,
માને નીરખે અમર નરનાર જો;
શોભા શક્તિ ઉદારની જો,[1]
જોઈ જોઈ[2] જાયે બલિહાર જો. ૧૨૩

[ ભોગ–નૈવેદ્ય ]

ભોગ ભવાનીને સારિયો[3] જો,
ભરી મેલ્યાં કનક-જળપાત્ર જો;
આડે[4] અંતરપટ આંતરિયો[5] જો,
કરે સ્તુતિ સકળ સુર માત્ર જો. ૧૨૪
'આઈ જી ! આપ આરોગિયે જો,
જાણી દીનને[6] આણી દયાય જો;
માત ! મહારસ ભોગિયે જો,'
ભણે ચૌદ ભુવનની રાય જો. ૧૨૫
પોંખી[7] રહ્યાં પરમેશ્વરી જો,
માએ મુખે કર્યો મુખવાસ જો;
નારી અમર અમરેશ્વરી જો,
સહુ દેવ રહ્યા થઈ દાસ જો. ૧૨૬

૧ 'શોભા શી કહું દરબારની જો' ૨ 'જોઈ જન' ૩ 'ધરી'
૪ 'માંડ્યા' ૫ 'અંતરી' ૬ 'દીનની' ૭ 'પૂજી', 'પોખી'

[ મંત્ર-પુષ્પાંજલિ ]

પછી કરી પંચ આરતી જો,
કરે લેઈ વધાવ્યાં કુસુમ જો;
તન મન ધન બધાં ઓવારતી જો,
જોઈ જોઈ જનનીને જયમ જો. ૧૨૭
'ધનુષધારી! આમ ધારજ્યાં જો,
સુર સહુ ઉગાર્યો શક્તિ જો;'
એમ કરીને લે વારણાં જો,
ભાવે કરે ભવાનીની ભક્તિ જો. ૧૨૮

[ ધનુષધારી દેવી-સ્થાપના ]

આણ્યું[1] અમર મન આપના જો,
સહુ સાથે મળીને સમગ્ર જો;
ધનુષધારીની કરી સ્થાપના જો,
જ્યાં નળનું નરોડુ નગ્ર જો. ૧૨૯
ગોખ ઘડાવ્યો માતાજીએ જો,
કર્યું ઋષિએ આવાહન જો;
'આઈજી! આપ બિરાજિયે જો,
મૂકયો[2] માઢ તે કરીને જતન જો. ૧૩૦

[ મંગલ અભિષેક ]

બારે મેઘ મળી ગાજિયા જો,
વૂઠ્યા અમૃતના વરસાદ જો;
ભય ભવાનીએ ભાંગિયા જો,
ભેરે[3] ગાજ્યો તે સાગર સાત જો. ૧૩૧
'જયો જયો' ભુક્તમાં થયું જો,
જન-જાતને[4] જયજયકાર જો;

---

૧ 'એવું' ૨ 'મુખ્ય' ૩ 'ભેરે', 'ત્યારે' ૪ 'જનજનને'

દુઃખ દારિદ્રય બાધું ગયું જો,
વામી વિપત્ય વર્ણ અઢાર જો. ૧૩૨
દેવ દેવી સંતોખિયાં જો,

[ હવન-પૂજન ]

કરી હરખના હવન જો;[1]
પંચામૃત-ઘુત પોખિયા જો,
આપ્યાં બ્રાહ્મણને ભોજન જો. ૧૩૩
વિપ્ર જમી પરવારિયા જો,
આપ્યાં પૂગી પાન ને પસાય જો;[2]
સુખે સભામાં સધારિયા જો,
સહુ સાથે મળી સમુદાય જો. ૧૩૪
વિપ્ર પૂજી, કરી કાજને જો,
પછી પુષ્પ સમરપી માળ જો;
હય ગજરથ કરી સાજને જો,
આપે ઇંદ્ર સદા સુખપાલ જો. ૧૩૫
અવર સામગ્રી[3] મગાવતાં જો,
આણી ગણતાં તે નવ ગણાય જો;[4]
ઇંદ્ર ઇંદ્રાણી આવતાં[5] જો,
દીધી દાન ઉપર દક્ષિણાય જો. ૧૩૬
વિપ્ર સંતોષ્યા પ્રેમ-શું જો,
બોલ્યા ઇંદ્રાદિ સર્વે દેવ જો;
'વરસ એક મધ્યે નિમ-શું જો,
આઈ, આંહીં આવીશું અવશ્યમેવ[6] જો.' ૧૩૭

---

૧ 'ધારી હરખ ને કીધો હવન જો' ૨ 'આપ્યાં પૂગીફલ ને પાન જો', 'આપ્યાં પૂગી પાન ને પ્રસાદ જો' ૩ 'દ્રવ્ય સમગ્ર' ૪ 'અગણિત તે નવ ગણાય જો' ૫ 'આપતાં' ૬ 'અહમેવ જો'

એ વરત લેઈને ઊઠિયાં જો,
રહ્યાં ધનુષધારી સાન્નિધ્ય જો;

[ ધનુષધારી-વરપ્રદાન ]

તરત ભવાની ત્રૂઠિયાં જો,
કહે, 'જાઓ અમર, કરો જઈ સિધ્ય જો. ૧૩૮
રાજ્ય કરો જઈ સ્વર્ગનું જો,
બધાં પાળો પ્રજાનાં લાડ જો;'

[ દેવસંકટ-હરણ ]

હર્યું સંકટ સુરવર્ગનું[1] જો,
માતા ધનુષધારીનો પાડ જો. ૧૩૯
ઇંદ્ર અમર[2] વર લેઈને જો,
વળ્યા મારગે માગી વિદાય જો;
માતાને મહાજશ દેઈને જો,
સર્વ સુર મળી સમુદાય જો.[3] ૧૪૦
સુરપતિ-શું પંથે ચાલતાં જો,
વાજાં વાજે તે ઢોલ નિશાન જો;
આવ્યાં મંદિર પછી મહાલતાં જો,
આપ્યાં જાચકને જશદાન જો. ૧૪૧
ઘેર ઘેર આનંદ ઊમટ્યો[4] જો,
બાંધ્યાં તરિયાં તોરણ સહુ દ્વાર જો;
સર્યા મનોરથ ભૂપના જો,
કરે માનુની મંગળ ઉચ્ચાર જો.[5] ૧૪૨

[ ઇંદ્રની પુનઃ રાજ્યપ્રાપ્તિ ]

સુરપતિ મહુરત જોઈને જો,
બેઠા બણીઠણીને તખ્ત જો;

૧ સર્વ સુરનું' ૨ 'અવર' ૩ 'આવ્યા આસન સહુ સમુદાય જો'
૪ 'ઊપજ્યા' ૫ 'કરે માતની મંગલાચાર જો'

સ્વર્ગ સકલ રહ્યું મોહીને જો,
વાળ્યાં[1] વિઘન ભવાનીએ આ વખત જો. ૧૪૩
રહ્યા અમર આનંદમાં જો,
કરે દેવ દેવાંગના જોખ જો;
છક્યાં તે આઈજીના છંદમાં જો,
સેવ્યો[2] ધનુષધારીનો ગોખ જો. ૧૪૪

[ ધનુષધારી નામ ]

શ્વેતા તે ચૈતન ચૈતને જો,[3]
વળી લક્ષણ થકી લહેવાઈ જો;
ધનુષબાણે હણ્યો દૈત્યને જો,
માટે 'ધનુષધારી' કહેવાઈ જો. ૧૪૫

[ બ્રહ્માંડપુરાણાંતર્ગત કથા ]

કથા બ્રહ્માંડ–પુરાણમાં જો,
પિતા–પુત્રતણો સંવાદ જો;
ભક્ત ઉદ્ધારણ પ્રમાણમાં જો,[4]
મહામુનિ તે લહે મરજાદ જો. ૧૪૬
પ્રજાપતિ કહે પુત્રને જો,
'કહો ધનુષધારીનું ચરિત્ર જો;
માણે સુખે ઘર–સૂત્રને જો,
કરે જે ગુણ–ગાન પવિત્ર જો. ૧૪૭
અગણિત ગુણ ધન્ય! આઈના જો,
શીખે સાંભળે જે કોઈ ગાય જો;
ઉજ્જ્વલ અંક કમાઈના જો,
સહેજે સુધા–સિંધુમાં નાહાય જો.' ૧૪૮

---

યાં' ૨ 'સેરા' ૩ 'શ્વેતાને તન ચૈતને જો', 'શ્વેતા
જો' ૪ 'ભક્ત ઉદ્ધાર્યા પ્રેમદા જો'

[ ફલશ્રુતિ ]

ઇંદ્ર નગરને આદરે જો,[1]
કર્યું ધનુષધારી પ્રાગટ્ય જો;
સેવક પુરાણમાં સાદરે જો,[2]
માટે ગાવું તે નિત્ય લાગટ જો. ૧૪૯

જે જન ગાશે જુક્ત-શું જો,
તે તો પામે પદારથ ચાર જો;
કામ કશું ? તેને મુક્ત શું ? જો,
તે તો જીવન-મુક્ત અવતાર જો. ૧૫૦

આયુષ અતિશે ભોગવે જો,
ધન દારા પુત્ર સંતાન જો;
ખટ રસ સ્વાદે આરોગવે જો,
આવે અંતકાળે વિમાન જો. ૧૫૧

[ કવિ-વિનય ]

સ્વલ્પ મતે સંક્ષેપમાં જો,
કર્યું ધનુષધારીનું તે વર્ણન જો;
એ કહ્યું ગરબા એકમાં જો,
સદા સેવો તે શક્તિનાં ચરણ જો. ૧૫૨

સત-કુળના હો તો સંભાળજો જો,
કોઈજાણ્યા અજાણ્યાની શીખ જો;[3]
દાન[4] દયા પ્રતિપાળજો જો,
નહિ તો ઘણી માગશો ભીખ જો. ૧૫૩

---

૧ 'ઇંદ્રગિરિને આદરે જો' ૨ 'સેવક પૂર્ણ સાહ્ય ધરો જો'
૩ 'કોઈ જાણ અજાણની શીખ જો' ૪ 'દીન'

આપો અપાવો આપથી જો,
કરો વાવો તેજ લણાય જો;
પામો નહિ માબાપથી જો,
એમાં કરો ન કશીયે મણાય જો. ૧૫૪

[ રચનાકાળ-વર્ણન ]

સંવત સત્તર બાણુંએ જો,
કૃષ્ણ-પક્ષ અષાડો સાર જો.
તિથિ પવિત્ર વખાણીએ જો,
શુભ એકાદશી ને ભૃગુવાર જો. ૧૫૫
ગરબો સંપૂર્ણ ગાઈને જો,
વદે વલ્લભ એ નિશદિશ જો;
એ કહે મા ધન-બાઈને જો,
સદા શક્તિ રહો મમ શીશ જો. ૧૫૬

*

| ગરબા | | પૃષ્ઠ |
| --- | --- | --- |
| ૧ | જય જય આરાસુરની રાણી... ... | ૧૬૧ |
| ૨ | 'અંબામા આનંદલહરી 'નો ગરબો ... | ૧૬૨ |
| ૩ | પંચતીરથીનો ગરબો ... ... | ૧૬૯ |
| ૪ | અંબાજીના શણગારનો ગરબો ... | ૧૭૫ |
| ૫ | અંબાજીના મહિના ... ... | ૧૭૮ |
| ૬ | અંબાજીની સાત વારની લાવણી ... | ૧૮૧ |

## જય જય આરાસુરની રાણી

(સંકટના વધામણાનું ગીત)

જય જય આરાસુરની રાણી, માત ભવાની રે,
હું અરજ કરું મન આણી, માત ભવાની રે. (ટેક)
તમે આનંદે ઘેર આવો, માત ભવાની રે,
તમે સેવકને મન ભાવો, માત ભવાની રે. જય૦
તારો સેવક થાય છે દુઃખિયો, માત ભવાની રે,
તમે આવીને કરજો સુખિયો, માત ભવાની રે. જય૦
તુંને નહીં વહાલું, નહીં વેરી, માત ભવાની રે,
તુંને દેવતા પૂજે પહેલી, માત ભવાની રે. જય૦
હું તો આઈને ચરણે લાગું, માત ભવાની રે,
તારો દાસ થઈને માગું, માત ભવાની રે. જય૦
દાસ જાણીને દરશન દેજો, માત ભવાની રે,
આ સેવકની સુદ્ધ લેજો, માત ભવાની રે. જય૦
દીન જોઈને દાસ તમારો, માત ભવાની રે,
આશરો છે અંબા તારો, માત ભવાની રે. જય૦
તારે હાથે ચૂડલો ખળકે, માત ભવાની રે,
તારે કાને કળાફૂલ લળકે, માત ભવાની રે. જય૦
માથે માણેકનો મુકુટ ઝળકે, માત ભવાની રે,
વચ્ચે પાનું લીલું ચળકે, માત ભવાની રે. જય૦
મોતીની પહેરી વાળી, માત ભવાની રે,
સેવકને લ્યો સંભાળી, માત ભવાની રે. જય૦
તારે દ્વારે ન મળે તાળું, માત ભવાની રે,
તેં પહેર્યાં કસળી[1] સાળુ, માત ભવાની રે. જય૦

[1] 'દક્ષણ.'

તારે પારે હવન થાય, માત ભવાની રે,
ત્યાં ખીર ચૂંદડી હોમાય, માત ભવાની રે. જય૦
તારે રમવા આવે ચાચર, માત ભવાની રે,
આવે છે બહુ જાતર, માત ભવાની રે. જય૦
દેશ દેશમાં ડંકો તારો, માત ભવાની રે,
આશરો છે અંબા તારો, માત ભવાની રે. જય૦
તારો આરાસુરમાં વાસ, માત ભવાની રે,
કહે વલ્લભ ધોળો દાસ, માત ભવાની રે. જય૦
આ વલ્લભ કેરી વાણી, માત ભવાની રે,
સાંભળજો આરાસુર રાણી, માત ભવાની રે. જય૦

## 'અંબામા આનંદભરી'નો ગરબો

(રાગ : વિહાગ, તાલ : રૂપક)

મારી અંબામા આનંદભરી,
મા આરાસુરની રાય રે;
શોભા શી કહું સ્વર્ગપુરીની[1],
માની અકળ કળા ન કળાય રે. મારી૦
વદન શરદના ચંદ્ર સમાણી,
વંદન[2] અધિક વડાઈ રે;
આનંદકંદ જગતજન જાણી,[3]
અદ્ભુત અંબા આઈ રે. મારી૦
તું બ્રહ્માણી તું રુદ્રાણી,
વૈષ્ણવી છો આપ[4] રે;

૧ 'સર્વોપરીની' ૨ 'વદન' ૩ 'જગતમા જાણી', 'જનની જણાણી'
૪ 'અપાર.'

પિંડ બ્રહ્માંડ અખંડ સમાણી,
જાણી નિજ પ્રતાપ રે.[1] મારી૦
આસન[2] ચાર ખૂંટ, ચૌ ખાણે,
સચરાચર સંસાર રે;
શક્તિ સદા સમરથ પ્રમાણે,[3]
નોંધારાં આધાર રે. મારી૦
રાતદિવસ રહે રંગરાતી,
ગાતી ગાન સ્વર-સંગ[4] રે;
માત સદા મધુપાને માતી,
નિત્ય નિત્ય નવલે રંગ રે. મારી૦
એક સમે ઊલટ મન અંબા,
રમવા રમત રસાળ રે;
કહે, 'તેડાવો ગૌરી અંબા,
બહુચરને તત્કાળ રે.' મારી૦
સમરતાં સલખનપુરી આવ્યાં,
ભાવે ભરિયાં ઉમંગ રે;
'બહેન' કહીને અંબાએ બોલાવ્યાં,
મ્હાલતી[5] સખીઓ સંગ રે. મારી૦
કાળી કોટરા કામાક્ષી આઈ,
કાત્યાયની[6] ને કનકાઈ રે;
અન્નપૂર્ણા ને આદ્ય અન્નાઈ,
હરસિદ્ધિ ને સિંધવાઈ રે. મારી૦
ભેટ્યાં ભાવ કરી ભગવતીઓ,
બધે પ્રસારી બ્હાંય રે;

૧ 'નાણી બીજ પ્રકાર રે' ૨ 'આસન' ૩ શક્ત સમરથ કરી પ્રમાણે' ૪ 'સુસંગ' ૫ 'લાવ્યા' ૬ 'કુંતા.'

જોગણીઓ મળી જગતની જયંતીઓ,[1]
મલક્યાં[2] માંહોમાંય રે. મારી૦

સર્વ સ્વરૂપ અનુપ[3] શક્તિઓ,
સુંદરતાએ અથાગ[4] રે;
લાડઘેલી[5] મળી લગતીઓ,
અંતરમાં અનુરાગ રે. મારી૦

મણિ મુક્તા નથ નાકે નૌતમ,
ગૌતમનું તપ તેહ રે;
બન્ને બહેનો મળી બહુ ઉત્તમ,
જગતજનેતા જેહ રે. મારી૦

કુંકુમ કેસર આઙ્ય કપોળે[6],
નેણે કાજળ–રેખ રે;
ત્રિપુરા-મુખ ભરિયાં તંબોળે,
વરસે સુધા નિમેખ રે.[7] મારી૦

ઝળકે ઝાલ ઝૂમણું ઝળહળે,
કંઠે એકાવલ હાર રે;
મણિ માણેકમાંહે મુક્તાફળ,
ઝાંઝરનો ઝળકાર રે. મારી૦

પુનરપિ હાર પુષ્પના બહેકે,
પારિજાત મંદાર રે;
વચ્ચે ચાંપા ચોરસ લહેકે,
શોભે શુભ[8] શણગાર રે. મારી૦

૧ 'જનની પતિઓ' ૨ 'લળકે' ૩ 'અનુપમ' ૪ 'અત્યાગ'
૫ 'લાડે ઘેલે મળી લકતીઓ.' ૬ 'બિરાજે' ૭ 'અક્ષત સિંદૂર મેળ રે'
૮ 'સરવ શોભતા'

ચાચર ચાલી, કરે કર ઝાલી,
મહાલી[1] મન રંભાય રે;
વચમાં બહેનો બે મતવાલી,
બહુચર ને અંબાય રે. મારી૦
કુંડે મળી કરી વળી કોડે,
મોટે મંદિર–દ્વાર રે;
જનની રહી બધી જોડાજોડે,
હીંડે ફરતી હાર રે. મારી૦
બોલ્યાં બહેનો બે બરદાળી,
બહુચર અંબા સાથ રે;
શક્તિ સહુ સ્વરને સંભાળી,
તાળી લે સંગાથ રે. મારી૦
તાલ મૃદંગ વેણુ રસ વાજે,
સાજે સર્વ અપાર રે;
ખેલ ખરા કરી તે સમાજે,
ગાજે બધા દરબાર રે. મારી૦
ગાતાં ગાન તાન અનુમાને,
સાને સમજી જાય રે;
માજી મસ્ત થયાં મધુપાને,
સૌ શોભિત શ્યામાય રે. મારી૦
રમતાં ગમતાં ને વળી ભમતાં,
ઠમકે પાય પળાય રે;
ચરણે નૂપુર રમઝમતાં,
ને લટકે લીક વળાય રે. મારી૦

[1] 'હાલી'

કડકડાટ કર લે રાસ-દંડા,
તડતડાટ બધા તાલ રે;
ખડખડાટ હરતી થઈ રંભા,[1]
ગડગડાટ ધવનાલ રે.[2] મારી૦
ખૂંદે ખાસ ખેલે ખરી ખાંતે,
દાંતે ઘૂંઘટ સાહી રે;
ભગવતી ભાવ દેખાડે ભ્રાંતે,
પ્રીતે પોતે પૂરણ ડાહી રે. મારી૦
હંબોડા હરસિદ્ધ લે હરખે,
કરી[3] કોટરા જોડ રે;
સખીઓ ટોળે સહુ સરખાસરખી,
હરખી હોડાહોડ રે. મારી૦
ફૂલી નખશિખ ફરે ફૂદડી,
બહેન મળી મધ્ય ખેલ રે;[4]
ચળકે ચરણા ચોળી ચૂંદડી,
વળી રંગની રેલ રે. મારી૦
વરસે ચંદન પુષ્પ વિમાને,
અમર રહ્યા આકાશ રે;
નીરખે નિજને[5] ધરીને ધ્યાને,
સમરે શ્વાસોશ્વાસ રે. મારી૦
કરી વિલાસ આસને આવ્યાં,
અલબેલી[6] બેહાં આઈ રે;
શાક પાક બધ્ય મધ્ય મુકાવ્યાં,
ભલી કરી ભૂંજાઈ રે. મારી૦

૧ 'ખડખડાટ રંગે થઈ રસબસ' ૨ 'ધડધડાટ ત્રિરિ (ત્રવ) નાલ રે' ૩ 'કાળી' ૪ 'બની બનીને બન્ને ખેલ રે' ૫ 'નેજુમરી'.
૬ 'અમલે', 'આવે.'

રમ્યાં રાત નવ, દશમી દિને,
જમી જોગણીઓ જાય રે;
પરસ્પરે કહે છે ધન્ય ધન્યે,[૧]
વળિયાં માગી વિદાય રે. મારી૦

ચઢયાં રથ, પથે પળ્યો વાયુ–વિધ,
બધાં મગન થયાં મન રે;
નિજ જનને આપી નવ રિધસિધ,
જઈ ઊતરિયાં આસન રે. મારી૦

એ રસ ઈશ્વરીઓએ નિપાવ્યો,[૨]
મળી ચાચરમાં માત રે;
માર્કંડઋષિ સુખ કહેવાયા,[૩]
વધી[૪] વિશ્વમાં વાત રે. મારી૦

ગરબો શીખે ગાયે સાંભળે,
નરનારી વૃદ્ધ બાળ રે;
પિંડ ધરી પરઘેર ન ભટકે,[૫]
તેની અંબા લે સંભાળ રે. મારી૦

આપે લક્ષ લાભ ધનધાન્યે,
દારા સુત પરિવાર રે;
માણસમાં જીવે ઘણું માને,
અવસાને ઉદ્ધાર રે. મારી૦

ભક્ત–વત્સલ એ સદા ભવાની,[૬]
માને મુનિ બધાય રે;[૭]

---

૧ 'કર્યાં મુખવાસને કે ધન્યે' ૨ 'ઉપજાવ્યો' ૩ 'ઉપર સુખ પામ્યા'
૪ 'બધી' ૫ ભાખે.' ૬ 'ભક્ત અવિચલ સદા ભવાની'
૭ 'માને માનવ ધાય રે'

ખિજમત કરતાં કરે રખવાળી,[1]
મહેરબાની મહંમાય રે. મારી૦

સેવો શક્ત જગત નિજ જાતા,
દાતા દુનિયા માંય રે;[2]
ગુણ ગાતામાં થાય મદમાતા,[3]
રાતા રહે જ્યાં ત્યાંય રે.[4] મારી૦

એક-મને આરાધો ઈશ્વરી,
સમરથ[5] આપે શક્તિ રે;
પૂરણ પ્રેમ થકી[6] પરમેશ્વરી,
ભગવતી આપે ભક્તિ રે. મારી૦

અંબા બહુચરમાં નથી અંતર,
જે જન જાણે ભેદ રે;
નરનારી રહે નરક નિરંતર,
તેને અધમ કહે વેદ રે. મારી૦

એ બે બેનો ગવાણી ભક્તમાં,[7]
આપે ઈશ્વરતાઈ રે;
ગુણ ગાઈને જીવું જક્તમાં,[8]
વલ્લભ ધોળા ભાઈ રે. મારી૦

---

૧ 'બીજા મત કરી કરે રખવાઈ' 'ખિજમત કરતાં થાય ખવાની' ૨ 'અંબા વદન દાતાય રે.' ૩ 'ગુણ ગાતાં કરે મસ્ત માતા.' ૪ 'જાતે રહે રાતાય રે' ૫ 'સર્વસ્વ' ૬ 'પર ઉપકાર કારણ' ૭ 'અગણિત ભક્તમાં' 'ગવાણી જક્તમાં' ૮ 'છરે જસ ગુણ ગાઈ જગતમાં.'

# પંચતીરથીનો ગરબો

( આરાસુરનાં પંચતીરથ કરતી વખતે ગાવાનો ગરબો )

મા તું આરાસુરની રાય રે,
આઈ અંબિકા રે મા. (ટેક)

આરાસુરમાં બિરાજતી રે મા,
સેવકને શિર છાજતી રે મા;
આસન બેઠી ગાજતી રે મા,
માજી, તુંને દીઠે મહા સુખ થાય રે. આઈ૰ ૧

મંડપની રચના ઘણી રે મા,
હીરા રત્ન જડ્યાં મણિ રે મા;
શોભા શ્રી સુરની બણી રે મા,
માજી, તુંને દીઠે પાતક જાય રે. આઈ૰ ૨

પૂજા કરે મધ્યને સમે રે મા,
કામ ક્રોધ મોહને દમે રે મા;
અંબાને મન તે ગમે રે મા,
માજી, તુંને દીઠે મન લોભાય રે. આઈ૰ ૩

ગંગોદક નિર્મલ ભરી રે મા,
કરે પખાલ જુગતે કરી રે મા;
દૂર થકી નાસે અરિ રે મા,
માજી, તું કરુણા-કર કિરતાર રે. આઈ૰ ૪

ચંદન પુષ્પ ચડાવતા રે મા,
મન માજીનું લડાવતા રે મા;
અબીલ ગુલાલ ઉડાવતા રે મા,
માજી, તેનો સફલ થાય અવતાર રે. આઈ૰ ૫

જાઈ જૂઈ ને માલતી રે મા,
કિંકરીઓ થઈ મ્હાલતી રે મા;
કંઠે સેરો કરી ઘાલતી રે મા,
માજી, તું નિર્ભય–પદ–દાતાર રે. આઈ૦ ૬
બહુજન પારે આવતા રે મા,[1]
મેવા બહુવિધ લાવતા રે મા;
અંબામાને ધરાવતા રે મા,
માજી, તેને ભવસાગર મધ્ય તાર રે. આઈ૦ ૭
ધૂપ દીપ નૈવેદ્ય કર્યાં રે મા,
નર–નારી મોહે ભર્યાં રે મા;
પાન–પાત્ર મધ્યે ધર્યાં રે મા,
માજી, તેને નવનિધ ઘણી આપ રે. આઈ૦ ૮
ઘંટા વજાડી કરે આરતી રે મા,
નરનારી મન ધારતી રે મા;
તન મન ધન સહુ વારતી રે મા,
માજી, તેનાં દુઃખ દારિદ્રય બધાં કાપ રે. આઈ૦ ૯
સન્મુખ રહી શીશ નામતાં રે મા,
કોટિ જનમ દુઃખ વામતાં રે મા;
પૂરણ પદવી પામતાં રે મા,
માજી, તેને પોતાનો કરી થાપ રે. આઈ૦ ૧૦
હવન વેળા સહુ આવીને રે મા,
સહ પરિવાર સમજાવીને[2] રે મા;
પૂજાપો બહુ લાવીને રે મા,
માજી, ત્યાં બ્રાહ્મણ કરતા જાપ રે. આઈ૦ ૧૧

૧ 'બહુ જન પાળે અવતાર રે' ૨ 'સરજાવી'

કરે હવન ઘણા જાપથી રે મા,
માજી ટળે તન તેના તાપથી રે મા;
અંબા આપોઆપથી રે મા,
માજી, તે જુગ સચરાચર જાણુ રે. આઈ૦ ૧૨

પૂજા સર્વે સમર્પંતા રે મા,
શ્રીફળ ઘાટડીઓ અર્પંતા રે મા;
બ્રહ્મભોજન કરી તર્પંતા રે મા,
માજી, તે વેદપુરાણે પ્રમાણુ રે. આઈ૦ ૧૩

પ્રદક્ષિણા જઈને કરે રે મા,
અંબા મા મનમાં ધરે રે મા;
નવનિદ્ધ દ્વાર તેને રહે રે મા,
માજી, તું મૂળ[1] મહીમાં મંડાણ રે. આઈ૦ ૧૪

પંચતીરથી કરવા પળ્યાં રે મા,
કોટિક કર્મ કૂડાં બળ્યાં રે મા;
સાજન સાથ સરવે મળ્યાં રે મા,
માજી, તું નિર્મળ પદ નિરવાણ રે. આઈ૦ ૧૫

ગણપતિને શીશ નામશે રે મા,
જન્મ-મરણ-ભય વામશે રે મા;
ચાર પદારથ પામશે રે મા,
માજી, તેને આપે પુત્ર ધન દાર રે. આઈ૦ ૧૬

શિવ સન્મુખ બેસે સહી રે મા,
મોહ માયા મમતા વહી રે મા,
અલખ-નિરંજન એ કહી રે મા,
માજી, તારા સેવકને ઉદ્ધાર રે. આઈ૦ ૧૭

૧ 'મહા'

ચાચર પૂજા કીજીએ રે મા,
મન-વાંચ્છિત ફળ લીજીએ રે મા;
અમૃત રસ પીજીએ રે મા,
માજી, તેં કર્યું સકલ કેદાર[1] રે. આઈ૦ ૧૮
આદ્ય સ્થાનક વાસો વસ્યાં રે મા,
દયા દિલ આણી ધસ્યાં રે મા;
આયુધ અંગે ધર્યાં હસ્યાં રે મા,
માજી, તમે ઉતારો ભવપાર રે. આઈ૦ ૧૯
વારાહી, દિન વાળીએ રે મા,
પાપ[2] તે સકળ પ્રજાળીએ રે મા,
જોજો આંખ રસાળીએ રે મા,
માજી, તમે સહુની રાખો લાજ રે. આઈ૦ ૨૦
ભૂતલ-રહે સહુ એ થકે રે મા,
જો નમણુ ચઢાવે મસ્તકે રે મા;
સાખ વખાણે પુસ્તકે રે મા,
માજી, તેને અંતે સ્વર્ગ વિમાન રે. આઈ૦ ૨૧
ઊલટ મન સહુનાં થયાં રે મા,
ત્રણ તાપ તનના ગયા રે મા;
અડસઠ તીરથ અહીં લહ્યાં રે મા,
માજી, તું સાચું[3] સત્ત્વ દયાદાન રે. આઈ૦ ૨૨
ચાચર પૂજીને આવતાં રે મા,
આજ્ઞા માજીની લાવતાં રે મા;
વાધ્ય સન્મુખ પલાવતાં રે મા,
માજી, ત્યાં પૂજન તારું થાય રે. આઈ૦ ૨૩

૧ 'કેદાર', 'દિદાર' ૨ 'પાપ' ૩ 'સત્ય'

ભૈરવ પાયે લાગીએ રે મા,
આળસ તજીને જાગીએ રે મા;
મનમાન્યું જઈ માગીએ રે મા,
માજી, એવા ભૈરવ બાળે વેશ રે. આઈ૦ ૨૪
માર્કંડ કહે મોં-થકી[૧] રે મા,
અનેક સ્વરૂપને તે એકથી રે મા;
અંબા મા બીજી નથી રે મા,
માજી, તારો પાર ન પામે શેષ રે. આઈ૦ ૨૫
સિંધવાઈ સહુથી વડી રે મા,
ધ્યાન ધરોને હૃદે ઘડી રે મા;
ક્ષણું એક રહો ઊભાં અડી રે મા,
માજી, સિદ્ધ શુભ કરે ઉપદેશ રે. આઈ૦ ૨૬
આદ્ય શક્તિ એક છે રે મા,
વાચ્ય-તણો વિવેક છે રે મા;
વન તરુવર અનેક છે રે મા,
માજી, ભૂતલ ન લે તારો ભેદ[૨] રે. આઈ૦ ૨૭
આનંદ ઉદે થયો[૩] અંગમાં રે મા,
ચાલો જઈએ સહુ સંઘમાં રે મા;
મન રાખોજી સુચંગમાં રે મા,
માજી, તેનું થાયે શુદ્ધ શરીર રે. આઈ૦ ૨૮
માન સરોવર એ લહું રે મા,
ઇંદ્ર અમર આવે સહુ રે મા;
ઉર્વશી ગાન કરે બહુ રે મા,
માજી, તેનું નિર્મળ દીસે નીર રે. આઈ૦ ૨૯

૧ 'સુખથી' ૨ 'ભેવ' ૩ 'ઉરે ધર્યો'

ઊભાં તે મા સરોવર કને રે મા,[1]
નહાશે પોતે એકે મને રે મા;
શિવ સહિત ચતુરાનને[2] રે મા,
માજી, એવું માન-સરોવર તીર.[3] આઈ૦ ૩૦
વાજાં તે વાજે છંદમાં રે મા,
મીઠાં મહા મન મંદમાં રે મા;
જીવ રહે છે આનંદમાં રે મા,
હાં રે તમે દઢતા રાખો ધીર રે. આઈ૦ ૩૧
નરનારી બધ જાઈને રે મા,
આપે આપ ગમાઈને રે મા;
સેવા આઘ અજાઈને રે મા,
માજી, તમે મનની પૂરો આશ રે. આઈ૦ ૩૨
ગાજતેવાજતે આવિયાં રે મા,
શોભા સકલ સજાવિયાં રે મા;
માજીને મન ભાવિયાં રે મા,
માજી, સહુ કરતાં હાસ્ય-વિલાસ રે. આઈ૦ ૩૩
દેવીએ દૈત્યને બહુ હણ્યા રે મા,
માર્યો મહિષ તે નહિ મણ્યા રે મા;
અમર 'ઉદો' મુખથી ભણ્યા રે મા,
માજી, જાય કાળ ઊડ્યો આકાશ રે. આઈ૦ ૩૪
સકળ તીરથ અહીં વાસીએ રે મા,
ભમવું નવ પડે કાશીએ રે મા;
ન રહો સહુ મન રાશિએ રે મા,
માજી, તારો વાસો છે સર્વ અક્ષત[4] રે. આઈ૦ ૩૫

---

૧ 'શોભા તેમાં સરોવર કને રે મા' ૨ 'ચતુરો નમે' ૩ 'નીર' ૪ 'અક્ષય'

રાખો મન નિર્મળ મતિ રે મા,
સેવ્યા ત્રિભુવનનાં પતિ રે મા;
જો હોય કર્મતણી રતિ રે મા,
સાચી સેવો અંબા શક્ત રે. આઈ૦ ૩૬
અંબા અંબા જે રટે રે મા,
પ્રાયશ્ચિત્ત પૂર્વતણાં ઘટે રે મા;
માજીને નિત્યે રટે રે મા,
એ છે સકલ કલા, બધ્ય શક્ત રે. આઈ૦ ૩૭
ગરબો ગાયે માનવી રે મા,
સહેજે નહાશે જાહ્નવી રે મા;
દમે નહિ કોઈ દાનવી રે મા,
તરે નર–નારી આરક્ત રે. આઈ૦ ૩૮
શીખે સુણે ને સાંભળે રે મા,
ભવસિંધુ ફેરો ટળે રે મા;
અંબા મા પોતે મળે રે મા,
માજી, તમે વલ્લભને દેજો ભક્ત રે. આઈ૦ ૩૯

## અંબાજીના શણગારનો ગરબો

અંબા માતા રે મા વીનવું, લંબોદર લાગું પાય;
વાણી આપો રે મા માયા કરી, મને અક્ષર આપો માય. ૧
સરસ્વતી ગણપતિ રે મા સ્તવન કરું, જેના ગુણ ગાયા નવ જાય;
નયણે નીરખું રે મા માતને, ધન્ય ધન્ય આરાસુરી માય. ૨
શીશે શોભે રે મા રાખડી રે, માને શ્રવણે ઝબૂકે ઝાલ;
માજી–રૂપ સોહામણું રે મા, જેની જ્યોત પડે બહુ ગાલ. ૩
શ્યામ ત્રિવેણી રે મા ચોટલો, માંહી જડિત્ર ગોફણો સાર;
ગોફણે ફરતી રે મા ઘૂઘરી, જેનો સુંદર ઘાટ અપાર. ૪

નીલવટ સોહે રે મા ચાંદલો, ને કુમકુમ કેસર આડ;
આડ અનોપમ રે મા શોભતી, મા વિવિધ લડાવે લાડ. ૫
વેણુ સમારે રે મા આપ-શું, ને સેંથે ભર્યો સિંદૂર;
નયણે કાજલ રે મા સારિયાં, અણિયાળે નાકે મયૂર. ૬
ચોકે બાંધી રે મા ચૂંદડી, માંહી કસબે બંધ દીસે તોર;
કુમકુમ કેશર રે મા કસ્તૂરી, માંહી ચૂવા ચંદનનું જોર. ૭
દાડમકળીઓ રે મા દંત છે, ને મુખ ચાવ્યાં તંબોળ;
મુખથી બોલે રે મા મરકલડે, ને નૌતમ કરે કલ્લોલ. ૮
કોટે સોહે રે મા કટેશરી, માંહી મોતીકીડિયાં જેહ;
ચાંદલો સોહે રે મા સોનાતણો, માંહે તનમનિયાં છે તેહ. ૯
હારલો લહેકે રે મા જડાવનો, માણી–કરે તે ઝૂમણું જ્યોત;
માળા લહેકે રે મા મુક્તાફળની, માદળિયે જ્યોત ઉદ્યોત. ૧૦
ઉપર સોહે રે મા ઉત્તરીય, માંહી દુગદુગી ભાત્ય અપાર;
કંઠે નૌતમ રે મા કાંઠલો, માંહી રહે પુષ્પના હાર. ૧૧
ભૂંડી રૂડી રે મા શોભતી, માંહી કાંકણી તેને સંગ;
બાંહે બાજુબંધ રે મા બેરખાં, આભૂષણ ધરિયાં અંગ. ૧૨
ખટપદ ખળકે રે મા મેખલા, માંહી ઘૂઘરીનો ઘમકાર;
વાજાં વાજે રે મા રણઝણે, માંહી જંત્રતણા તણકાર. ૧૩
ચરણા ચોળી રે મા ચૂંદડી, માંહી કમખો લીલી ભાત;
વસ્ત્ર અનોપમ રે મા પહેરિયાં, તે સર્વે જૂજવી ભાત. ૧૪
વેઢ વીંટીઓ રે મા આંગળીએ, ને નૌતમ દીસે અંગ;
અંગની આંગળીઓ રે મા આપ-શું, ને દર્પણ દીસે સંગ. ૧૫
કાંબી કડલાં રે મા શોભતાં, ને ઝાંઝર નેપૂર સાર;
અણુવટ ઠમકે મા અંગૂઠે, ને વીંછિયાનો ઝણકાર. ૧૬

શણુગાર પે'ર્યો રે મા શોભતા, તેનાં શાં કરું વખાણુ?
તળિયાં રાતાં રે મા પગતણાં, જાણે ઊગ્યો ભમ્મર ભાણુ. ૧૭
સુરીનર મુનિવર રે મા મોહી રહ્યા, ને મોહ્યા મોટા ભૂપ;
મોહ્યા મોહ્યા રે મા દેવતા, મા! જોતાં તારું રૂપ. ૧૮
ચોસઠ બે'નું રે મા આવિયો, ને માંડ્યો નૌતમ રાસ;
હરખ ધરીને રે મા હમચી ખૂંદે, તાળીઓ વાગે ત્રાસ. ૧૯
ફરતાં ફરતાં રે મા ફૂદડી, ને છંદે ગરબો ગાય;
શોભા શી કહું રે મા તમતણી, તે કળી કોઈથી નવ જાય. ૨૦
ગરબે ફરતાં રે મા જાળિયાં, તેમાં દીપક જ્યોતિ અપાર;
કમલ-દીપક રે મા કોડિયાં, તેની શોભાતણો નહીં પાર. ૨૧
પાર નવ આવે રે મા તમતણો, જેના ગુણ ગાય છે ઈશ;
આવ્યા આવ્યા રે મા કાશી થઈ, ઇન્દ્રાદિક સુર તેત્રીસ. ૨૨
બ્રહ્મા આવ્યા રે મા હંસે ચઢી, ને વૃષભ ચઢી મહાદેવ;
વિષ્ણુ આવ્યા રે મા ગરુડે ચઢી, જેની દેવ કરે છે સેવ. ૨૩
નાચે નાચે રે મા ઉર્વશી, ને કરે અપ્સરા ગાન;
ગાન ગાયે રે મા નૃત્ય કરે, ત્યાં નાટક થેઈથેઈ તાન. ૨૪
'જય જય' વાણી રે મા સહુ વદે, ત્યાં પુષ્પની વૃષ્ટિ થાય;
હસી રમીને રે મા રાસમાં, તે સ્થાનક બેઠાં માય. ૨૫
ભોજન કીધાં રે મનભાવતાં, પકવાન્ન દૂધ છે પાસ;
ઝારી ભરી રે મા ગંગાજળી, ને મનમાન્યા મુખવાસ. ૨૬
કર જોડીને રે મા વીનવે, વલ્લભ તહારો દાસ;
સંકટ ટાળો રે મા સેવકનાં, તમે મનની પૂરો આશ. ૨૭

## અંબાજીના મહિના

કારતક માસે, કરુણા કરો મુજ માત રે. મા અંબાજી
મા, અલબેલી અંબા, સાંભળજો મારી વાત રે. મા૦
વાત સાંભળજો, શ્રવણે શ્રી અવિનાશ રે. મા૦
તુજ દરશનની, મુને મોટી તમારી આશ રે. મા૦

માગશર માસે, મન મળવા અકળાય રે. મા૦
મા; તારી ઇચ્છા કરતાં અંબા ! દિન વહી જાય રે. મા૦
દિન વહી જાય, ને આશા મુજને મોટી રે. મા૦
તારા રંગમંડપમાં હું નવ આવી લોટી રે.[1] મા૦

પોષ માસે, મળવા થાયે શોષ રે.[2] મા૦
મુજ રંક ઉપર, શો ધરવો આવડો રોષ રે ? મા૦
રોષ ન કરશો, તમે છો દેવી દયાળ રે. મા૦
જેનું નામ ધરાવ્યું,[3] 'સેવક–જન–પ્રતિપાળ' રે. મા૦

મહા માસે તો, અરજ સાંભળ્યાં[4] છે તમારાં રે. મા૦
મા, કૂડાં કર્મો, શાં જુઓ છો અમારાં રે ? મા૦
શેં જુઓ છો કર્મો, કરુણાનિધાન રે ?[5] મા૦
મા તુજ દર્શનનું, લાગ્યું મોટું ધ્યાન રે.[6] મા૦

ફાગણ માસે, ફરી ફરી ઉલટે અંગ રે. મા૦
મુજ રંગ–ભર્યાં મનડાં, નવ કરશો ભંગ રે.[7] મા૦
ભંગ ન કરશો, મન મળવાને ભટકે[8] રે. મા૦
ચિત્તડું મારું, ચરણે આવી અટકે રે. મા૦

---

૧ 'કાય ન આવી લોટી' ૨ 'પડિયો મુજને સોસ રે' ૩ 'મા નામ ધરાવ્યાં' ૪ 'મત સંભાર્યાં' ૫ 'કરુણા–પૂરણાનું ધ્યાન રે' ૬ 'કૂડાં કરમની કરણી છે મધ્યાન રે !' ૭ 'આ નયણાં ભરી, નવ કરશો મનડું ભંગ રે' ૮ 'તલખે.'

ચૈતર માસે, ચિંતા મુજને ઝાઝી રે. મા૦
આ જનમ ધરી નવ નીરખ્યા અંબા, માજી રે. મા૦
નવ નીરખ્યા મેં અંબા, અકલ સ્વરૂપ રે. મા૦
મા, નયણે ભરી, નવ નીરખ્યું તારું રૂપ રે.[1] મા૦

વૈશાખ માસે, વરસ જાય, ને દેહ નાઠી રે. મા૦
મા, હાવા વળતી વેળા રહી છે માઠી રે.[2] મા૦
મા, વેળા માઠી, ને માથે મોટું[3] દુખ રે. મા૦
મા, વળતા ક્યારે દેશો અમને સુખ રે? મા૦

જેઠ માસે, મુજને તેડો ઠેક રે. મા૦
નીકર સઘળું જીવ્યું જાશે વેઠ, રે.[4] મા૦
જાશે વેઠ, ને મિથ્યા થાશે જનમ રે. મા૦
મા, વાંક[5] નથી, પણ ઓછા મારા કરમ રે મા૦

અષાઢ માસે, અટક ન ધરિયે મન રે. મા૦
મળવાને કંઈ, તલખે મારું તન રે. મા૦
તન તલખે, ને દયા ન આવે તુંને માડી રે! મા૦
દયાળી, દિલથી, શું મૂકો છો કાઢી રે? મા૦

શ્રાવણ માસે, સંઘ ભરાય બહુ ભારે રે મા૦
જેને ઇચ્છા હોય તે આવે તારે પાળે રે મા૦
સંઘ ભરાય, ને સહુને ઇચ્છા થાય રે મા૦
તુજ સેવક તો પાવન શે નવ થાય રે.[6] મા૦

---

૧ 'વળતા ક્યાથી દેખીશ માના રૂપ રે' ૨ 'મા નહી તેડો તો વળતી વેળા માઠી રે' ૩ 'જરાનું' ૪ 'નહી તેડો તો જીવતર જાશે વેઠ રે' ૫ 'ભાગ્ય' ૬ 'પાપી હોય તે પાવન નિશ્ચે થાય રે'

ભાદરવે માસે, મુજને શીદ ભમાવો રે ? મા૦
મા, દુર્લભ દરશન આપી તાપ શમાવો રે. મા૦
તાપ શમાવીને, શીતળ કીજે છાંય[1] રે. મા૦
શીશ નમાવતાં પાતક પ્રલે થાય રે. મા૦

આસો માસે અરજ સાંભળજો વહેલી રે. મા૦
મા, આરાસુરમાં કરો આનંદની હેલી રે. મા૦
હેલી કરીને, પૂરો મનની આશ રે. મા૦
સેવકશરણે, તેડો તમારી પાસ રે. મા૦

બારે માસ તે પૂરણ કીધા માત રે. મા૦
મા, વિશ્વંભરી, વિશ્વાસ ન કરશો ઘાત રે. મા૦
ઘાત ન કરશો, મેં પાલવ સાહ્યો હાથ રે. મા૦
મા, ચરણે લાગી ગુણ ગાય વલ્લભ દાસ રે. મા૦

તેરમો[2] મહિનો, મહા ઉત્તમ કહેવાય રે. મા૦
મા, હરિપ્રતાપે, 'પુરુષોત્તમ' સહુ ગાય રે. મા૦
પુરુષોત્તમ માસે, સંઘ ભરાયે ભારી રે. મા૦
ચાચર ઉપર તરતી ચાલે થાળી રે. મા૦

આરાસુરમાં નિત્યે આનંદ થાય રે. મા૦
કર જોડીને બાળો સેવક ગાય રે. મા૦

---

૧ 'કરિયે કાય' ૨ આખી બારમાસીમાં, તેરમો માસ બીજા કોઈ બાબુ ભક્તે ઊમેર્યો છે : અને તે પ્રમાણે 'અંબિકેશ્વરશેખર કાવ્ય'માં આનું આખું કર્તૃત્વ વલ્લભ ભટ્ટ પાસેથી લઈ લેવાયું છે.

## અંબાના સાત વારની લાવણી

(સવૈયા)

મંગલ-કી સેવા સુનો મેરી દેવ્યા, હાથ જોડ હમ દ્વાર ખડે.
પાન સોપારી ધ્વજા નાળિયેર, ચંદન ચોખા બેલ[1] ચડે,
રત્નજડિત મા મુકુટ શિર-પેં, હીરા હારોહાર જડે,
ચૂંદડી કસબી કોર કિનારે, પંખે-સે મોરસલ્લ ઊડે.
નાકે વેસર વાળી રે મા, બાંહે બાજુબંધ લટકતા,
વરણુન તેરા કયા કરું? અંબા, સાત વાર તેરા ગુન ગાતા. ૧

બુધ કી દાતા, સબ જુગ માતા, તુમ મેરા કારજ સિદ્ધ કરો,
ચરનકમલ-કો લિયો આશરો, શરણુ તુમ્હારી આન પરો,
સાહ્ય કર અંબે, મ કર વિલંબે, ભક્તન કે ભંડાર ભરો,
જ્યાં જ્યાં ભીર પરે સંતન-કો, દુઃખ-દારિદ્રય પલમેં હરો.
એસી રે તું આદ્ય ભવાની, તેરે ચરણુકમલ મેરા ચિત્ત રખના,
વરણુન તેરા ક્યા કરું? અંબા, સાત વાર તેરા ગુણુ ગાતા. ૨

ગુરુવાર-કુ સબ જુગમાંહે, પૂરણુ અનુપમ રૂપ ભયો,
માતા હોકે પુત્ર દિલાવે, કહા[2] સર્વદા ભોગ લિયો,
તૂ રખવાલી, ખપ્પરવાલી, બૈઠે કૌતુક આપ કિયો,
જો માગે સો દયા ભાવ-સે, પલ-મેં સંકટ દૂર કિયો,
ભક્ત કાજ મા ધાઈ રે કાંઈ, 'ઉદો ઉદો' મુખ સે કે'તા,
વરણુન તેરા કયા કરું? મૈયા, સાત વાર તેરા ગુન ગાતા. ૩

શુકરવાર સુખદાયક સાધુ, સંત ખડે તેરી બંદગી મેં,
બ્રહ્મા વિષ્ણુ મહેશ શેષ મુનિ, વેદ વાંચતે તેરી હજૂર મેં,
અટલ સિંહાસન બૈઠી રે મા, મા મતવાલી મગન મેં,

---

૧ 'બિલ્વ', 'બિલ' ૨ 'કહો'

શિર કંચન-કા છત્ર બિરાજે, ઝળહળ જ્યોતિ જુગતન મેં.
ઐસી રે તું આદ્ય ભવાની, તેરે ચરણ મેરા ચિત્ત રખના,
વરણુન તેરા કયા કરું? મૈયા, સાત વાર તેરા ગુન ગાતા. ૪

વાર શનિશ્ચર કયા કહું મહિમા, હુકમ લંકા ગઢ પરે,
અડસટ તેરા નવખંડ ડેરા, ચંડમુંડ-કો કિયા ચૂરે,
રક્તબીજ રક્તન મેં રોળ્યો, ધૂમ્રરિયા-લોચન મારે,
અઘાસુર મારે, બગાસુર મારે, ઔર મારે મહિષાસુરે.
ભક્ત કાજ મા ધાઈ રે, તું-'ઉદ્દો ઉદ્દો'-મુખ સે કે'તા,
વરણુન તેરા કયા કરું? મૈયા, સાત વાર તેરા ગુન ગાતા. ૫

આદિતવારે આદ્ય કુમારી-રૂપ અનુપમ હૈ તેરા,
ત્રિભુવન-કી તૂ મહારાણી, પાપીન-કુ પાર ઉતારા,
તુમ હો માતા, પિતા જુગત કી મૈં હૂં બાલક તુમ્હારા,
મહેર કરો મેરી અંબા ભવાની, બિના મુકુટ-કુ ઓધારા.
ભક્ત-કાજ મા ધાઈ રે, ઔર ઉદ્દો ઉદ્દો મુખ-સે કે'તા,
વરણુન તેરા કયા કરું? મૈયા, સાત વાર તેરા ગુન ગાતા. ૬

સોમવાર[1] કે સુનો મેરી અંબા, ઇતની અરજ મેરી કબૂલના,
ધૂપ દીપ નૈવેદ્ય આરતી,[2] બિનત-સે કરત હુ ઉપાસના,
હરિ વલ્લભરામ દિદાર પાયો, મિટ ગઈ ચોરાસી ફેરી,
તેરે દર્શન-કા પ્યાસા વલ્લભરામ, તેરી હજૂર કરના નોકરી.
ઊડે ચંગ પર તોરા રે, લગે નિશાન મેરી અંબે-કા,
વરણુન તેરા કયા કરું? મૈયા! સાત વાર તેરા ગુન ગાતા. ૭

*

૧ 'સોમ સભાસ પ્રરો' ૨ 'રાજરી'

| ગરબા | પૃષ્ઠ |
|---|---|
| ૧ મહાકાલીનો ગરબો–'મા ! તું પાવાની પટરાણી' | ૧૮૫ |
| ૨ ચાંપાનેર કાલિકા–નવકલશ સ્થાપનનો ગરબો | ૧૮૮ |
| ૩ કાલિકા–બાર માસની લાવણી ... | ૨૨૭ |

# મહાકાલીનો ગરબો

મા તું પાવાની પટરાણી કે, કાળી કાળિકા રે લોલ. ૧
મા તારો ડુંગરડે છે વાસ કે, ચડવું દોહ્યલું રે લોલ.[1] ૨
મા તારા મંડપની શોભાય કે, મુખથી શી કહું રે લોલ.[2] ૩
મા ત્યાં તપ કરતા દીઠા કે, વિશ્વામિત્ર ઋષિ રે લોલ.[3] ૪
મા તારા ડાબાજમણા કુંડ કે, ગંગાજમનાસરસ્વતી રે લોલ. ૫
મા તારાં કૂકડિયાં દશવીશ કે, કોઈ રણમાં ચઢે રે લોલ. ૬
કોઈ મુગલે મારી નાખ્યાં કે, બોલાવ્યાં પેટમાં રે લોલ. ૭
કે પ્રભાતે પંખીડાં બોલ્યાં કે, કીધો ટહુકલો રે લોલ. ૮
લીધાં ખડ્ગ ને ત્રિશૂલ કે, અસુરને મારિયો રે લોલ. ૯
ફાડી ઉદર નીકળ્યાં બહાર કે, અસુરને હાથે હણ્યો રે લોલ. ૧૦

આવી નોરતાંની નવરાત્ર કે, મા ગરબે રમે રે લોલ. ૧૧
માએ છૂટા મેહેલ્યા કેશ કે, ફૂદડી બહુ ફરે રે લોલ. ૧૨
માજીએ શો શો સજ્યો શણુગાર કે, રમિયાં રંગમાં રે લોલ.[4] ૧૩
ઓઢી અંબર કેરી જોડ કે, ચરણું ચૂંદડી રે લોલ. ૧૪
માએ કરી કેશરની આડ કે, વચમાં ટીલડી રે લોલ. ૧૫

સેંથે ભરિયો છે સિંદૂર કે, વેણ કાળી નાગણી રે લોલ. ૧૬
માને દાંતે સોનાની રેખ કે, ટીલીની શોભા ઘણી રે લોલ. ૧૭
પાયે ઝાંઝરનો ઝમકાર કે, વાગે ઘુઘરા રે લોલ. ૧૮
ચોસઠ બહેની મળી છે ત્યાંય કે, શણુગાર શોભા ઘણી રે લોલ. ૧૯
આવું રૂડું ચોકું ચાંપાનેર કે, વચમાં ચોક છે રે લોલ. ૨૦

---

૧ 'મા ! તારે ડુંગરડે ચઢવું, તે અતિ ઘણું દોહેલું રે.' ૨ 'મા ! તારી પ્રદક્ષિણા કરવી, કે વર્ણન શું કરું રે લોલ.' ૩ 'વિશ્વામિત્ર તપ કરવા બેઠા કે, દેવ મુનિ થયા રે લોલ.' ૪ 'માજી, કિયો સજ્યું શણગાર કે, રમું રંગમાં રે લોલ.'

રાજાની ચતુરા ચંચલ નાર કે. કાળિકાને બેનપણાં રે લોલ. ૨૧
'બેની મારી ગરબે રમવા આવો કે, ભવાની મા કાળિકા રે લોલ.' ૨૨
બેઉ મંડપની માંહે કે, ફેર ફરે ફૂદડી રે લોલ. ૨૩
જોવા મળ્યા તેત્રીસ ક્રોડ દેવ કે, ફૂલડાં વેરિયાં રે લોલ. ૨૪
રાજાએ અંધાર-પછેડો ઓઢ્યો કે, માતા-હેરડો રે લોલ. ૨૫
રાજાએ છળ કરીને ઝાલ્યો કે, માજીનો છેડલો રે લોલ. ૨૬
'માગ માગ પાવાના રાજન (કે, તુષમાન થયાં ઘણાં રે લોલ.) ૨૭
માગ માગ પુત્તર-કેરી જોડ કે, બંધાવું પારણાં રે લોલ. ૨૮
માગ માગ કુટુંબ કુશળક્ષેમ, કે જંજાળ અતિ ઘણી રે લોલ.[1] ૨૯
માગ માગ ઘોડાની ઘોડાર કે, હસ્તી ઝૂલતા રે લોલ. ૩૦
માગ માગ ગુજરાત સરખો દેશ કે, ભદ્દર બેસણાં રે લોલ. ૩૧
માગ માગ સૂરત સરખું શહેર કે, બંદર અતિ ઘણાં રે લોલ. ૩૨
માગ માગ ઉત્તર કેરો ખંડ કે, નવ-કોટિ માળવો રે લોલ. ૩૩
માગ માગ પશ્ચિમ સરખો દેશ કે, રણછોડ રાજ કરે રે લોલ. ૩૪
માગ માગ દક્ષિણ સરખો દેશ કે, કિલ્લા અતિ ઘણા રે લોલ.[2] ૩૫
માગ માગ નવ ખંડનું રાજ કે, ચાહો સૂરજ તપે રે લોલ.' ૩૬
'કે માણું[3] એટલડું વરદાન કે, મારે મહોલે પધારજો રે લોલ.' ૩૭
'ફટ્ ફટ્ પાવાના રાજન કે, એ શું માગિયુ રે લોલ? ૩૮
આજથી છેહું ને છ માસે કે, તારું મૂળ ગયું રે લોલ?' ૩૯
એમ કહી માતા થયાં અલોપ કે, પાવો હાથ ધરી રહ્યો રે લોલ.[4] ૪૦
કાળિકા સડવડ ચાલ્યાં જાય કે, બજારે નીસર્યાં રે લોલ. ૪૧
કે બૂઢીએ દરવાજે દીવાને કે, જઈને પૂછિયુ રે લોલ. ૪૨

૧ 'માગ માગ તોપો ને તોપખાના કે જંજાળ અતિ ઘણી રે લોલ.'
૨ 'આ પંક્તિ છાપેલી પ્રતિ(બૃ કા દો ભા. ૨)માં નથી.
૩ 'એકલડું' ૪ 'આ પંક્તિ છાપેલી પ્રતિ(બૃ કા. દો. ભા.૨)માં નથી.

'કેણી કોર પાવાના દરબાર ? કે, કેણી કોર રાજવળાં રે લોલ ?' ૪૩
'માતા ઊગમણા દરબાર કે, આથમણાં રાજવળાં રે લોલ.' ૪૪
ક્યાંકથી નવલખી આવી પોઠ કે, જોઈ પૂછિયું રે લોલ. ૪૫
'આમાં શી શી વસ્તુ હોય ? કે, પોઠમાં શું ભર્યું રે લોલ ?' ૪૬
'પોઠમાં લવિંગ, સોપારી, એલચી કે, મીસરી ભરી ઘણી રે લોલ.' ૪૭
ખુઢીએ બૂડી નાખી એક કે, લોહીની ધારા ચલી રે લોલ. ૪૮
માંહીથી નીકળ્યા મુગલા દૈત્ય કે, ડેરા રોપિયા રે લોલ. ૪૯
બાંધ્યાં તરવારે તોરણ કે, કાળિકા કોપિયાં રે લોલ. ૫૦
'ભાગ ભાગ પાવાના રાજન કે, પાવો તારો ઘેરિયો રે લોલ.' ૫૧
લીલુડે ઘોડે માંડ્યાં પલાણ કે, પેથાઈ લાગિયો રે લોલ. ૫૨
'રાજા તારી રાણીને કાઢ બહાર કે, કાંકરિયા પાળ ભરે રે લોલ. ૫૩
મુગલે ચડાવી છે ફોજ[1] કે, પાવો ઘેરિયો રે લોલ.' ૫૪
લીધું લીધું ચૌટું ચાપાનેર કે, રાજ-ગઢ રોળિયો રે લોલ. ૫૫
રોળ્યા સૂબા ને સરદાર કે, પુત્તર પાટવી રે લોલ. ૫૬
જોબનવંતી નારીઓ અનેક કે, મુગલો ફરી વળ્યા રે લોલ. ૫૭
પાટવીપુત્રની નાર સુનાર કે, તેને છે દુઃખ ઘણાં રે લોલ. ૫૮
મારીને કીધાં[2] ચકચૂર કે, પાવો ઘેરિયો રે લોલ. ૫૯
રાજાજીએ ખોદાવિયું તળાવ કે, પાણી નવ નીસર્યું રે લોલ. ૬૦
મુગલે ખોદાવિયું તળાવ, કે જળ દૂધે ભર્યું રે લોલ. ૬૧
સુલતાન ચાલ્યો, સંગે[3] છડીદાર કે, પાવે જાઈ મળ્યો રે લોલ. ૬૨
તેને મળ્યું અભય વરદાન કે, નીર ભર્યાં નેત્રમાં રે લોલ. ૬૩
'માજી! હું છઉં તમારો દાસ કે, આપો મને આગના રે લોલ.' ૬૪
માનાં લોચન દીઠાં વિકરાળ કે, રાતી આંખડી રે લોલ. ૬૫

૧ 'ફરતી ફરે માજીની ફોજ' ૨ 'કીધા' ૩ 'સંઘે'

સુલતાન નમાવી માને શીશ કે, પાયે પડ્યો પ્રીત-શું રે લોલ. ૬૬
'માજી વાત વિસારો મન કે, અલ્પ મતિ માહરી રે લોલ.' ૬૭
માજી થયાં તેને પ્રસન્ન કે, 'માગ, તુષમાન થઈ રે લોલ. ૬૮
આપું રે તુંને વરદાન કે, પાવાગઢ બેસણાં રે લોલ.' ૬૯
'માજી થાજો મને પ્રસન્ન કે, નથી જોતાં રાજ હવે રે લોલ. ૭૦
માગું ભક્તિ-પદારથ વૈરાગ કે, સેવું માનાં ચરણને રે લોલ.' ૭૧
માજીએ મસ્તક મેલ્યો હાથ કે, નિર્ભય કરી થાપિયો રે લોલ. ૭૨
'સાતમી પેઢીએ આપીશ રાજ કે, પાવો આપિયો રે લોલ.' ૭૩
ગરબો ગાયે છે વલ્લભ કે, સેવક માનો સહી રે લોલ. ૭૪
માજી આપજો અવિચલ વાણ કે, બુદ્ધિ છે નહીં[1] રે લોલ. ૭૫

## ચાંપાનેર કાલિકા–નવકલશ–સ્થાપનનો ગરબો

[ મંગલાચરણ ]

પ્રથમ સમરું ગણપતિ નાથ કે,
માત સરસ્વતી રે લોલ;
શીશ નમાવું જોડી બે હાથ કે,
આપો શુદ્ધ મતિ રે લોલ. ૧
મૂઢ મૂરખ અપરાધી હું છું કે,
સુદ્ધ નથી સુને રે લોલ;
મૂઢ કવિતા કરનાર હું છું કે,
લાજ મારી તુંને રે લોલ. ૨
વર્ણવું કાલિ-ગાન પવિત્ર કે,
નગર ચંપાવતી રે લોલ;

૧ 'થોડી'

પાર ન પામું અકલ ચરિત્ર કે,
તપકારી કાળી સતી રે લોલ. ૩

[ચંપાવતી નગરીનું વર્ણન]

રજપૂત સોલંકી મહા શૂર કે,
રાજા પેથાઈ[1] કહે રે લોલ;
ચંદ્રવંશી રમરથ ભરપૂર કે,
ગઢ પાવે રહે રે લોલ. ૪
વસાવ્યું નગ્ર ચંપાવતી શહેર કે,
વસ્તી થઈ ઘણી રે લોલ;
વેઠવારો નહિ, લીલાલહેર કે,
રાજા સમરથ ધણી રે લોલ. ૫
ભોં[2] ભાણું, નહિ દહેશત લગાર કે,
ડંડ ફરોઈ નહિ રે લોલ;
ફોજ સામંત[3] ચઢે સોલ હજાર કે,
લાખ ફોજ સાથે સહી રે લોલ. ૬
રિધસિધ ભરિયા છે ભંડાર કે,
કિરપા કાલિ-તણી રે લોલ;
નવસેં નવ્વાણું રાણી, નહિ પાર કે,
રાજા પારસમણિ રે લોલ. ૭
મેડી બારી મહેલ અવાસ કે,
શોભા ઇદ્રપુરી રે લોલ;
કૂવા તળાવ ભર્યાં બારે માસ કે,
ગઢ ઉપર કુંડ ભરપૂરી રે લોલ. ૮
બુઢિયો દરવાજો સૂરજ-પોળ કે,
ઓળે વસ્તી ઘણી રે લોલ;

૧ 'પતાઈ' ૨ 'ભો' ૩ 'સામત'

ત્રીજી ટ્રૂંકે ચઢતાં ધમરોળ કે,
ઉપર કાલકા ધણી રે લોલ. ૯
પીર સુદનશા બેઠા પાસ કે,
વાસ રહ્યા વસી રે લોલ;[1]
મહેલે કરાવ્યાં કામ ખાસ કે,
દુનિયા જોવા ધસી રે લોલ. ૧૦
વસ્તી વસાવ્યુ ચાંપાનેર કે,
વસ્તી એંશી ગાઉની રે લોલ;
ચોદિશ લંબાં ચોડાં શહેર કે,
બીક ભાઉડાં ભાઉની રે લોલ. ૧૧
સોળ ગાઉ લંબાઈ ફરતો ફેર કે,
દરવાજા સોળે ખરા રે લોલ;
ચૌટાં ચોરાશી, ચોક છે તેર કે,
બધે વસ્તીભર્યાં રે લોલ. ૧૨

[ ચાપાનેર–ચૌટાંનું વર્ણન ]

સામાસામી દુકાનો લાખ કે,
શાખવાળા બહુ રે લોલ;
સામા ચૂકવે પેખી ખાખ કે,
આપે મહાજન સહુ રે લોલ. ૧૩
ઉત્તર–ઓળે ગાંધીહાટ કે,
વસાણાં ઘણાં રે લોલ;
તેલી તંબોળી કરે બહુ ઠાઠ કે,
સોદામાં નહીં મણા રે લોલ. ૧૪
તેસડ નાણાવટીની ઓળ કે,
પૂરવ દિશા ભણી રે લોલ;

[1] ‘વાસ વસી રહ્યા રે લોલ’

ખાંચો, મોટ-મોટેરી પોળ કે,
દોશી વાણિયા દક્ષિણ ભણી રે લોલ. ૧૫
પશ્ચિમ દિશાની ઓળે હાટ કે,
મ્હોરોવાલા વસે રે લોલ;
ચૌક ચૌટું, મોં આગળ વાટ કે,
ઘરાક દુકાને ધસે રે લોલ. ૧૬
રેશમવાળાનો નહિ તાગ કે,
કણપીઠે ફડિયા રે લોલ;
જોડાજોડ ઘર, નહિ માગ કે,
ખોળ્યા ન મળે કડિયા રે લોલ. ૧૭

[ વસ્તીવર્ણન ]

ઊંચા ઓટલા, ઓસરીઓની છૂટ કે,
મંદિર માળિયાં રે લોલ;
વસ્તી જાડી, મળે નહિ ટૂટ કે,
મેડા ગોખ જાળિયા રે લોલ. ૧૮
માંહે માળ બબ્બે, ચચ્ચાર માળ કે,
મોટી હવેલીઓ રે લોલ;
છાહો લીંપણથી ઝાકઝમાળ કે,
રંગ્યા રંગ-હેલિયો રે લોલ. ૧૯
સાળવી સઈ સોની સુથાર કે,
કડિયા કુંભાર બહુ રે લોલ;
ઘાંચી મોચી ને ભાવસાર કે,
કણબી કંસારા સહુ રે લોલ. ૨૦
બ્રાહ્મણ વાણિયા ખત્રી લવાર કે,
ક્ષત્રિય-બ્રહ્મ સહી રે લોલ;

ભાટ ભવઈયા મુસલમાન અઢાર કે,
અનામિક પૂરા થઈ રે લોલ. ૨૧
જોગી વેરાગી સરાણિયા સહુ કે,
નગરમાં વસે રે લોલ;
પોતપોતાના ધરમ પાળે એહુ કે,
ધરમથી નવ ખસે રે લોલ. ૨૨
ચોરાશી ચૌટાં, બાવન બજાર કે,
ચબૂતરા ચોરાશિયો રે લોલ;
સોળ લાખ ને સોળ હજાર કે,
એટલા ઘરવાસીઓ રે લોલ. ૨૩
નદીઓ ચાલે નિરમળ નીર કે,
ઉજ્જવળતા ઘણી રે લોલ;

[ રાજકુલવર્ણન ]

ચોકીઓ ફરતા વીરા વીર કે,
સાચવે સમરથ ઘણી રે લોલ. ૨૪
રાજા પાસે ખજાનો પૂર કે,
છપ્પન કરોડનો રે લોલ;
મોળો નહિ, જાતમાંહે શૂર કે,
અહંકારી મરોડનો રે લોલ. ૨૫
વર્ણન ચંપાવતીનું થાય કે,
રાજા પેથાઈનું રે લોલ;

[ માતા કાલિકા-મંદિરનું વર્ણન ]

હવે કાલિકા ગાન ગવાય કે,
સમરણ બાઈનું રે લોલ. ૨૬

થાળો નૈવેદ્ય કરે સૌ શહેર કે,
ઘણે ભાવે કરી રે લોલ;
માતા કાળીની સૌ પર મહેર કે,
ધાર્યાં કામ કરે અરી રે લોલ. ૨૭
આપે ધન દારા સંતાન કે,
બંધાવે વાંઝ પારણાં રે લોલ;
માણસમાં જીવે ઘણું માન્ય[1] કે,
દીધાં વસાવે બારણાં રે લોલ. ૨૮
બારે માસ રહે આનંદ કે,
ઓચ્છવ અતિ ઘણા રે લોલ;
હરિજન દેહે-દુઃખ પામે મંદ કે,
માજીમાં નહિ મણા રે લોલ. ૨૯
ભાવ ઘણો નગરમાં સૌને,
નરનારી વૃદ્ધ બાલિકા રે લોલ;
ખાનપાન ભોજ કરતા બહુયે કે,
સેવે[2] માત કાલિકા રે લોલ. ૩૦

[ નવરાત્ર-ઉત્સવવર્ણન ]

રૂડો ઉત્તમ આસો માસ કે,
નવરાતર આવિયાં રે લોલ;
ખેચર ખેચરી તેડ્યાં ખાસ કે,
દેવદેવી તેડાવિયાં રે લોલ. ૩૧
છપ્પન કોટિ ચામુંડાય કે,
ચોસઠ જોગણી રે લોલ;
એ સૌને તેડાં કરાય કે,
નવદુર્ગા ભોગણી રે લોલ. ૩૨

૧ 'માન' ૨ 'સેવા.'

'બ્રહ્મા વિષ્ણુ શિવ ઇંદ્ર સહુ સાથે કે,
નારદ! કહી આવજો રે લોલ;
દેવદેવાંગના સહુ સંઘાતે કે,
તેડીને લાવજો રે લોલ. ૩૩
કહેજો સપ્તઋષિ દેવ સહુને કે,
સિદ્ધ ચોરાશીએ રે લોલ;
મુનિ ધ્યાની જ્ઞાની સહુ બહુને કે,
અગસ્તને વાસિયે રે લોલ. ૩૪
શંકરાચાર્ય શ્રી તેડાવો કે,
તેત્રીસ ક્રોડ દેવને રે લોલ;
અઠ્ઠયાસી સહસ્ર ઋષિ પધરાવો કે,
આવે તતખેવને રે લોલ.' ૩૫

[ દેશદેશની દેવીઓનું આગમન ]

કાશીથી કુંતાજી પધાર્યાં કે,
હરસિદ્ધ અરબુદા રે લોલ;
મારવાડથી ચામુંડા ચઉકાઈ સધાર્યાં કે,
સિંધવાઈ નરબદા રે લોલ. ૩૬
હિંગોળી ને આશાપુરી કહીએ કે,
દેવી જ્વાલામુખી રે લોલ;
શ્રીપુરમાં[1] કાત્યાયની રહીએ કે,
ધનુષધારી જોડ મુખી રે લોલ. ૩૭
હિંગળાજ ગાત્રેશ્વરી ખોડિયાર કે,
દેવી ભ્રમરાલિકા રે લોલ;
વારાહી ને બહુચર થયાં તૈયાર કે,
આવ્યાં અંબાલિકા રે લોલ. ૩૮

૧ 'સિપુર'

તોતળા તુળજા પાર્વતી માત કે,
બ્રહ્માણી રુદ્રાણી આવિયાં રે લોલ;
રથ જોડાવી બેઠાં સાક્ષાત કે,
સાવિત્રીને લાવિયાં રે લોલ. ૩૯
છપ્પન કોટિ ચામુંડાય કે,
ચોસઠ જોગણી રે લોલ;
રથ જોડાવી નવદુર્ગાય કે,
આવ્યાં રસ–ભોગણી રે લોલ. ૪૦
ખેચર ખબર કહેવા આવ્યા કે,
'શક્તિઓ પધારિયાં રે લોલ;'
મહાકાળીને મનસા ભાવ્યાં કે,
સામાં સધારિયાં રે લોલ. ૪૧
તેડી લાવ્યાં છે સૌ સાથ કે,
પાવાગઢ ચઢી રે લોલ;
ઊતર્યાં મહેલમાં સૌ સંગાથ કે,
જોડી હાથ પાગે પડી રે લોલ. ૪૨
ખાનપાન આપ્યાં માંહોમાંહ્ય[1] કે,
ભોજન ભાવતાં રે લોલ;
ગાન તાન કરે, નૃત્ય નિત્ય થાય કે,
ગરબા ગવરાવતાં રે લોલ. ૪૩

[ દેવઋષિ-આગમન ]

આવ્યા બ્રહ્મા વિષ્ણુ મહાદેવ કે,
ઇંદ્ર પધારિયા રે લોલ;
તેત્રીસ કરોડ આવ્યા તતખેવ કે,
નવનાથ સધારિયા રે લોલ. ૪૪

૧ 'મોહોમાંય'

અઠ્ઠાશી સહસ્ર ઋષિ મળી સહુએ કે,
ચૌરાશી સિદ્ધને રે લોલ;
ધ્યાની જ્ઞાની બહુએ કે,
આવ્યા વિધવિધને રે લોલ. ૪૫
આવ્યા દેવ દેવાંગના—જોડ કે,
મોડ મલપતા રે લોલ;
હરખ ભરાણા હોડાહોડ કે,
સુણી વાત સુલપના રે લોલ. ૪૬
શુક્રાચાર્ય[1] ને ગોર અગસ્ત કે,
કાળીને મળ્યા રે લોલ;
લાવો પૂજાપો સઉ સમસ્ત કે,
આવી કામે ભળ્યા રે લોલ. ૪૭

[ નવ કલશસ્થાપનનો સંકલ્પ ]

મહાકાળી મુખ વદે વચન કે,
'આવ્યું મન આપણા રે લોલ;
નવરાત્રિનાં નવ પૂજન કે,
નવ કળશ કરો સ્થાપના રે લોલ.' ૪૮
બાંધ્યા ચંદરવા ચોદિશે કે,
થંભો કેળતણા રે લોલ;
ઘાલ્યો જાંડપ વસાનો[2] વિશે કે,
શોભામાં નહિ મણા રે લોલ. ૪૯
બંધાવ્યાં તરિયા તોરણ સાર કે,
ચોદિશ ચારમાં રે લોલ;
બાંધ્યાં કંડીલ ફાનસ[3] ઝળકાર કે,
શોભા અપારમાં રે લોલ. ૫૦

૧ 'શંકરાચાર્ય' ૨ 'જાડપવાસનો' અર્થ સ્પષ્ટ નથી. ૩ 'ફાનસ'

[ કલશસ્થાપનભૂમિ-નિર્માણ ]

મૃત્તિકા મંગાવી અશોક ગૉર કે,
જવ મેહેલી કરી રે લોલ;
સ્થાપન કરે છે પહેલે પહોર કે,
માંહે ગોબર ભરી રે લોલ. ૫૧
ત્રિકોણાષ્ટક ને અષ્ટકોણ કે,
જેમ ઉદ્ધાર કરી રે લોલ;[1]
મંત્રોચ્ચાર મુખ ભણે, ગણે કે,
રંગ તેમાં ભરી રે લોલ. ૫૨

[ યંત્રસ્થાપન ]

મધ્ય-સ્થળ ત્યાં મૂક્યો છે જંત્ર કે,
ઉપર સ્થાપના રે લોલ;
શંકરાચાર્ય[2] ભણે મંત્ર કે,
કરે બુદ્ધિ આપના રે લોલ. ૫૩
અગસ્ત ગૉર કહે છે, 'મહાકાળી કે,
આસન[3] કરો તમે રે લોલ;
આભૂષણ શણગાર ધરો સંભાળી કે,
ઉતાવળ કરો,' કહીએ અમે રે લોલ. ૫૪
શુભ દિન શુભ નક્ષત્ર રવિવાર કે,
નક્ષત્ર એ પુષ્ય છે રે લોલ;
શુભ ચોઘડિયે સ્થાપના સાર કે,
દેવ દેવી મુખ્ય છે રે લોલ. ૫૫

[ માજીનું મંગળ સ્નાન ]

માજી નાવણ કરવા બેઠાં કે,

એકાંત એક ઓરડામાં પેઠાં કે,
ઊઠ્યાં નાવણ કરી રે લોલ. ૫૬

[ વસ્ત્ર-ધારણ ]

પહેર્યું પીતાંબર કસબી કોર કે,
કીરમજી રંગમાં રે લોલ;
સાવ સોનાનો કંચુઓ જોર કે,
ઘાઘરો રંગ પતંગમાં રે લોલ. ૫૭
મુખડું શ્યામ સુંદર શુભ અંગ કે,
ત્રિ-નેત્ર-કમળ સહી રે લોલ;
અષ્ટાદશ ભુજા છે સંગ કે,
શણગાર ધર્યો જઈ રે લોલ. ૫૮

[ શણગાર-ધારણ ]

મુક્તા-મનોહર માથે કેશ કે,
કટિ-શું જઈ અડે રે લોલ;
તરસેંથિયું દામણી બેશ કે,
મોતીની સેર લડે રે લોલ. ૫૯
અકોટી ટોટી પાંદડીઓ કે,
ઝૂમણાં ગાલ-શું રે લોલ;
વાળિયો વેલા ઝૂમખાં ભલીઓ કે,
ત્રાજુઉ[1] ગાલ-શું રે લોલ. ૬૦

[ દેવીસ્વરૂપ-વર્ણન ]

હીરા ઝળકે અધવચી સાર કે,
અધર પરવાલીઓ રે લોલ;
દાંતે છે દાડમની હાર કે,
ઓપે રસાલીઓ રે લોલ. ૬૧

[1] 'ત્રાજવું'

નાસિકા નિર્મળ શોભે રસાળ કે,
ચાંચ શુકસારિકા રે લોલ;
કુંકુમ આડ કરી છે કપાળ કે,
શોભે માત કાળિકા રે લોલ. ૧૨

[ રાજ્યાર-વર્ણન ]

કંઠે કપોત પોત અલકાર કે,
ગળામાં હાલરી રે લોલ;
ચીતુમાળા ને ચંદનહાર કે,
પાટીએ ઝાલરી રે લોલ. ૧૩

કાંઠલી કાળી–ગાંઠી મોહનમાળા કે,
જવ-જવાહીઓ રે લોલ;
હાંસડી અરીસે મોહી સહુ બાળા કે,
ઊતરી રસાલીઓ રે લોલ. ૧૪

હીરા સાંકળી પાચીની સેર ચાર કે,
સાંકળી શોભતી રે લોલ;
દુગદુગીમાં હીરાના ઝળકાર કે,
કંઠે ઓપતી રે લોલ. ૧૫

અષ્ટાદશ ભુજ[1] છે રૂડા કે,
આંગળીઓ મગફળી રે લોલ;
સઘળે હાથે સોના-ચૂડા કે,
તેજ કોટિ સૂરજ વળી રે લોલ. ૧૬

સોહીએ વાંક બાજુ દસ્તાના કે,
ગોટા-ચૂડી ખરી રે લોલ;

૧ 'ભુજા'

આરસી–છલ્લા વેઢ વીંટી નહિ છાના કે,
બાજરિયાં ભરા–ભરી રે લોલ. ૬૭
પાયે ઝેર નેપૂર ને ફૂલ કે,
અણવટ ઓપતા રે લોલ;
કલ્લાં કાંબી તોડા અમૂલ્ય કે,
સાંકળાં શોભતાં રે લોલ. ૬૮
ઘૂઘરા ઘોર ગાજતાં માય કે,
રમઝમ આવિયાં રે લોલ;

[ માજીની સ્થાપના ]

જડિત જ્યમ આસન માંડ્યાં ત્યાંય કે,
માજી પધારિયાં રે લોલ. ૬૯
ગોર અગસ્ત બોલ્યા મુખ વાણ કે,
'વરુણ પહેલાં કરો રે લોલ;'
સંપુટ મંગાવી લીધા પાણ કે,
ગોરજી પગ ધરો રે લોલ. ૭૦
ગોત્ર–ઉચ્ચાર કરે મુખ ગોર કે,
સંપુટ વાંકો કરે રે લોલ;
દધિએ પખાળે માત કાળી કોર[1] કે,
ચંદન અક્ષત ધરે[2] રે લોલ. ૭૧
કર લેઈ અક્ષત આશીર્વચન[3] કે,
ગોર મુખ ઊચરે રે લોલ;
નાડું બાંધ્યું કાળી હાથ પ્રસન્ન[4] કે,
સોપારી કર–માંહ્યાં[5] ધરે રે લોલ. ૭૨

૧ 'કાળ કોર' ૨ 'પરે' ૩ 'આર્ષ વચન'; 'આરશર વચન' ૪ 'પરસન' ૫ 'માહરે'

ઋષિ સહસ અઠ્ઠાસી સઉને કે,
વરણ્ સૌના કરી રે લોલ;
નાડું બાંધ્યું સોપારી-મોર બેઉને[1] કે,
આપી પૂજન કરી રે લોલ. ૭૩
અરચા કરી ઋષિને કપાળ કે,
હાર પહેરાવિયા રે લોલ;
ચાંલ્લા કર્યાં કુંકુમના ભાલ કે,
આસન પધરાવિયા રે લોલ. ૭૪

[ નવકલશસ્થાપન-પૂજન ]

નવ નવરાતરના નવ કુંભ કે,
કળશ સોનાતણા રે લોલ;
કોડિયાં રૂપાનાં, અક્ષત આરંભ કે,
ગંગાજળ ભર્યાં ઘણાં રે લોલ. ૭૫
મુદ્રા પાણમાં[2] મહોર અકેક કે,
શ્રીફળ શિર ધર્યાં રે લોલ;
ત્રિશૂળ સાથિયા કરી વિવેક કે,
મધ્ય મેહેલ્યાં ખરાં રે લોલ. ૭૬
કુંડે બેઠા ઋષિ સઉ સાથ કે,
પાઠ માળા ધરી રે લોલ;
શંકરાચાર્ય[3] ગોર, કાળિકા માત કે,
મધ્યે પૂજા કરી રે લોલ. ૭૭
હાથ જોડાવ્યા કાળી માત કે,
ગોર મુખે ભણે રે લોલ;
ચોદિશ અક્ષત નાખે હાથ કે,
ગણપતિ પૂજન ગણે રે લોલ. ૭૮

૧ 'બઉને' ૨ 'મુદ્રાપણમાં' ૩ 'શુક્રાચાર્ય'

[ નવકુંભ સ્થાપનપદ્ધતિ ]

ઊર્ધ્વ પગ ડાબો, ઊર્ધ્વ બે હાથ કે,
કાળી કુંભ ગ્રહ્યા રે લોલ;
ત્રિપુરાપૂજન કર્યાં સાક્ષાત્ કે,
પ્રથમ કુંભ ઝાલી રહ્યાં રે લોલ. ૭૯
આકાશ પૃથ્વી મધ્ય છે જંત્ર કે,
કુંભ સ્થપાવીઓ રે લોલ;
બીજો કુંભ ઉત્તર દિશા ભણી મંત્ર કે,
ત્યાંહાં કુંભ માપીઓ રે લોલ. ૮૦
ત્રીજો કુંભ ઇશાનખૂણામાં ધરિયો કે,
ચોથો પૂરવ ભણી રે લોલ;
પાંચમો અગ્નિકોણમાં વરિયો કે,
છઠ્ઠો દક્ષિણ ગણી રે લોલ. ૮૧
સાતમો નૈઋત કોણમાં સાર કે,
આઠમો પશ્ચિમ સહી રે લોલ;
નવમો વાયવ્યકોણનો પાર કે;
નવ પૂરા થયા રે લોલ. ૮૨

[ કુંભો પર પુષ્પહારઅર્પણ પૂજન ]

નવ કુંભને મસ્તકે માળ કે,
ઉપર છે એકઠી રે લોલ;
નવ કુંભને પુષ્પના હાર કે,
માળો કરી ભેગઠી રે લોલ. ૮૩
અર્ઘ્ય-પાદ લેઈ પહેલે કરાવ્યા કે,
ચંદન ચરચિયાં રે લોલ;
અબીલ ગુલાલ સિંદૂર ચઢાવ્યાં કે,
સુગંધે અરચિયા રે લોલ. ૮૪

તેલ ફૂલેલ લઈ ચઢાવ્યાં કે,
ફૂલ બહુ ભાતનાં રે લોલ;
અક્ષત વધાવી,ફલ ચઢાવ્યાં સાત કે,
બૂજવી જાતનાં રે લોલ. ૮૫
નાડું પીંટચું કુંભને ફરતાં કે,
પુષ્પહારે કરી રે લોલ;
ધૂપ, દીપ ને નૈવેદ્ય ધરતાં કે,
પંચ આરતી ખરી રે લોલ. ૮૬
ઘંટ ઘડિયાળો નોબત વાજે કે,
ગાજે ગૌખમાં રે લોલ;
દેવદેવીઓ જય જય કરી ગાજે કે,
રહે સૌ શોખમાં રે લોલ. ૮૭

[ મંત્રપુષ્પાંજલિ ]

પુષ્પાંજલિ કરે પુષ્પ લે હાથ કે,
ઋષિ ઊભા બણી રે લોલ;
ઘાંટો કાઢી બોલે સંગાથ કે,
ઋષિ સુખે ભણી રે લોલ. ૮૮
નવ ખાંડાં નવ કુંભની જોડે કે,
ઉઘાડાં કરી રે લોલ;
ઝળઝળાટ દીસે સમોડે કે,
તેજ ઘણું ત્યાંહાં ઠરી રે લોલ. ૮૯
સંકલ્પ કરાવ્યો ગૌર અગસ્ત કે,
પૂજા પૂરી થઈ રે લોલ;

[ પ્રસાદભક્ષણ ]

'ભોજન કરો દેવ દેવી સમસ્ત કે,
પાકશાળે જઈ રે લોલ.' ૯૦

જમ્યા રમ્યા તૃપ્ત થયા સહુ કે,
સોપારી પાન આપિયાં રે લોલ;

[ નવ દિવસ પૂજનવિધિ ]

ઠાક વજાડે ધૂણે ભૂવા બહુ કે,
ઊલટ અંગ વ્યાપિયાં રે લોલ. ૯૧
સાંજ સવારે પૂજા થાય કે,
કરતાં આરતી રે લોલ;
ધૂપ દીપ નૈવેદ્ય ધરાય કે,
તન મન વારતી રે લોલ. ૯૨
માતા કાળી કરે અપવાસ કે,
આસન બેસી રહે રે લોલ;
*શંકરાચાર્ય તેડાવ્યા પાસ કે,*
'કરાવો પૂજન' કહે રે લોલ. ૯૩
આચાર્ય ગોર કરે વિચાર કે,
સામાન મંગાવિયે રે લોલ,

[ નવદુર્ગાપૂજન સામગ્રી ]

તેડાવ્યાં દેવી જોગણી ત્રિપુરાર કે,
નવદુર્ગા પધરાવીએ રે લોલ. ૯૪
છપ્પન કોટિ ચામુંડાય કે,
બોલાવ્યા નવનાથ-શું રે લોલ;
ચોરાશી સિદ્ધ આવ્યા સમુદાય કે,
તેત્રીસ કોઠ સાથ-શું રે લોલ. ૯૫
આવ્યા જાદવ સહિત ભગવાન કે,
શિવ સંગે સહી રે લોલ;
આવ્યા બ્રહ્મા ઇંદ્ર ઘણે માન કે,
આવ્યા નારદ વહી રે લોલ. ૯૬

મંગાવ્યા વારતુ-કુંભ સો આઠ કે,
લવિંગ સોપારીઓ રે લોલ;
મહાકાળીએ રચ્યો બહુ ઠાઠ કે,
બાયફળ જારિયો[1] રે લોલ. ૯૭
તજ જાવંત્રી જીરું જોઈએ કે,
મંગાવ્યાં મનભાવતાં રે લોલ;
વ્યાસ વટાણા આદું મન મોહિયે કે,[2]
તે ચાલી આવતાં રે લોલ. ૯૮
પૂજાપાની થાળો મધ્ય લાવ્યા કે,
પુષ્પના હારડા રે લોલ;
બોરે વેગે પધરાવ્યા કે,
જેમાં મળે ભારડા રે લોલ. ૯૯
બેઠા દેવ ઋષિ મહાદેવ કે,
કુંડે વળાઈને રે લોલ;
બેઠા નાથ ચોરાશી કરે સેવા કે,
વચ્ચે શક્તો સમાઈને રે લોલ. ૧૦૦

[ દેવી-ધ્યાન ]

આચારજ ગોર કહે હાંકી પોકારી કે,
'દેવી ! દેવ ! સાંભળો રે લોલ;
ધ્યાન ધરો સૌ મનમાં ધારી કે,
મૂકી મન આંમળો રે લોલ. ૧૦૧
દેવ-માત્ર સઉ સંધ્યા કરજો કે,
ગાયત્રી કરો રે લોલ;
(ગોર કહે) સામાન લાવી ભરજો કે,
લાવી વચ્ચે ધરો રે લોલ.' ૧૦૨

---

૧ 'જાળીઓ' ૨ લીટીનો અર્થ સ્પષ્ટ નથી.

દેહ–શુદ્ધ પ્રાયશ્ચિત્ત કરાવે ગોર કે,
દ્રો[1] દર્ભ અંધારિયે[2] રે લોલ;
શાપમોચન કરે તે ઠોર કે,
'શુદ્ધ કરું', સંભાળીએ રે લોલ.' ૧૦૩
શંકરાચાર્ય શીઘ્ર થઈ આવ્યા કે,
આસન મધ્યે કરી રે લોલ;
શુદ્ધ 'લહરી'ઉચ્ચાર[3] ભણાવ્યા કે,
પાત્ર ભરી ભરી રે લોલ. ૧૦૪

[ અનેક–આકાર યંત્ર–આલેખન ]

પાત્ર સુવર્ણ કેરાં સો આઠ કે,
પાસે મંગાવિયાં રે લોલ;
શંકરાચાર્ય કરે બહુ ઠાઠ કે,
જંત્ર કઢાવિયાં રે લોલ. ૧૦૫
ત્રિકોણ ષટ્કોણ ને અષ્ટકોણ કે,
ષોડશકોણે કરી રે લોલ;
શકતો સૌં ભરાણી સુલોણ કે,
જંત્ર મધ્યે ધરી રે લોલ. ૧૦૬
જંત્ર પછવાડે 'મંડળ' સાર કે,
ચીતર્યું ચોદિશા રે લોલ;
અબીલ ગુલાલ હળદર અપાર કે,
રંગ જોઈ દેવ હસ્યા રે લોલ. ૧૦૭

[ કાલિકાપૂજન ]

ગોર આચારજ વદે વચન કે,
'કાળી–પૂજન કરો રે લોલ;'

---

૧ 'દો' ૨ 'અંધારિયા–ઝીંઝોટા નામની વનસ્પતિ; અપામાર્ગ' ' ૩ 'લહેર ઉપચાર'

(હાથ જોડાવી ભણે બ્રાહ્મણ કે,)
'હાથે કંકુ ધરો રે લોલ. ૧૦૮
કુંકુમ છાંટા નાખો[1] સાર કે,
અક્ષત સમર્પીએ રે લોલ;
અબીલ ગુલાલ ચઢાવો ત્રિપુરાર કે,
સુગંધ બહુ અર્પીએ રે લોલ. ૧૦૯
ધૂપ દીપ ફળ દઈ નૈવેદ કે,
પછી આરતી કરો રે લોલ;
પુષ્પાંજલિ કરો મૂકી ભેદ કે,
પુષ્પે 'મંડળ' ભરો રે લોલ.' ૧૧૦
નારદજી નીરખે થઈને પાત્ર કે,
ભરિયાં ભરપૂરે રે લોલ;
પહેલાં શક્તિને આપ્યાં જઈને કે,
શ્રી કૃષ્ણ ઝાલ્યાં ત્રિપુરે રે લોલ. ૧૧૧

[ પૂજન-પદ્ધતિ ]

શંકરાચાર્ય શીઘ્ર થઈ ગૌર કે,
પદ્ધતિ[2] લીધી હાથમાં રે લોલ;
નારદજી અર્જુન તે ઠોર કે,
કળશ લે બાથમાં રે લોલ. ૧૧૨
ગુરુએ આજ્ઞા દીધી સહુને કે,
શ્રી નાથાદિક ઊચરે રે લોલ;
'ઘૃતોઽસ્મિ' કરી લીધા બહુએ કે,
વળી બીજાં ભરે રે લોલ. ૧૧૩
'જુહોમિ' બોલ્યા છે ગુરુદેવ કે,
પાત્ર મુખમાં ધરે રે લોલ;

૧ 'નાખે' ૨ 'પગતી,' 'પધ્યતિ.'

ત્રીજું પાત્ર ભર્યાં તતખેવ કે,
મધ્યનમી કહી પીએ ખરે રે લોલ. ૧૧૪
ચોથું પાત્ર એ પ્રેમે ભરાવી કે,
ગુરુજી આજ્ઞા દીજિયે રે લોલ;
વિષ્ણુ-ભૂત વાણી કહી સુખે ધરાવી કે,
'પાત્ર સઉ પીજિયે રે લોલ.' ૧૧૫
પાંચમું પાત્ર ભર્યું મરજાદ કે,
'ધૃતોડસ્મિ' કહી રે લોલ;
વ્યાસ વસાણા વટ્યું પરસાદ કે,
લે સાજન સહી રે લોલ. ૧૧૬
છઠ્ઠું પાત્ર ભર્યું છે હાથ કે,
'કહો ગુરુ, ક્યંમ છે રે લોલ?'
ત્રિપુરા 'સ્વાહા' કરે સૌ સાથ કે,
પાત્ર ઠાલાંઠમ્મ છે રે લોલ. ૧૧૭
સાતમું પાત્ર ભર્યું ભરપૂર કે,
સુર સઉને વધ્યુ રે લોલ;
'શં નો દેવી' કરી સમર્પે કે,
મુખવાસ કરે બધું રે લોલ. ૧૧૮
આઠમું અષ્ટસિદ્ધ નવનિદ્ધ કે,
'વરદાડસ્મિ' કહી પીએ રે લોલ;
કાળી પાસ ભરી બહુ રિદ્ધ કે,
વસ્તુથી કેમ બ્હીએ રે લોલ? ૧૧૯
નવમું પાત્ર ભરીને પાય કે,
દેવી તૃપ્ત થઈ રે લોલ;
થાળો ભરી નૈવેદ્ય ધરાય કે,
કૌલ ધર્મ એ સહી રે લોલ. ૧૨૦

[ મસાલભક્ષણ ]

લાડુ ખીર બાકળા નૈવેદ્ય કે,
વડાં વટાણા સહી રે લોલ;
ખાંડ ખીલોડાં મેવા વિશેક કે,
પેંડા બરફી કહી રે લોલ. ૧૨૧

કળી ગુંજા મગજ ને ઠોર કે,
શાક તળ્યાં સહી રે લોલ;
એક એકને જમાડે હોડ કે,
જમી તૃપ્ત થઈ રે લોલ. ૧૨૨

આદું જીરું લવિંગ સોપારી કે,
એલચી પાન–શું રે લોલ;
આપ્યા મુખવાસ સઉને ધારી કે,
કરી સન્માન–શું રે લોલ. ૧૨૩

[ ભૈરવ-પૂજન ]

વળતી વીર ને ભૈરવ નવ નાથ કે,
સહસ્ર અઠ્યાસી ઋષિ રે લોલ;
તેત્રીસ ક્રોડ દેવ સર્વ સંગાથ કે,
પૂજન કર્યાં ખુશી રે લોલ. ૧૨૪

ખાનપાન તૃપ્ત થયા દેવ કે,
મુખવાસ મુખમાં ધરી રે લોલ;
બેઠાં આસને જઈ તતખેવ કે,
ધ્યાન ધરે ઋષિ રે લોલ. ૧૨૫

વળતી બ્રહ્મા વિષ્ણુ મહાદેવ કે,
ઇંદ્ર અમર સહી રે લોલ;

ચંદ્ર સૂરજ પાંડવ તતખેવ કે,
આસન બેઠા જઈ રે લોલ. ૧૨૬
પાંચ પાંડવ દ્રૌપદી સંગ કે,
તે પણ આવિયાં રે લોલ;
તેડ્યાં દેવાંગના કમલાઓ રંગ કે,
આસન પધરાવિયાં રે લોલ. ૧૨૭
આસને આસને બેઠા દેવ કે,
સઉ કુંડે વળી રે લોલ;
પહેલાં પાત્ર આપ્યાં તતખેવ કે,
નારદજીએ માંય ભળી રે લોલ. ૧૨૮
આચારજ ગોર કરે ઉપદેશ કે,
'પાત્ર પહેલાં ભરો રે લોલ;
અરજુન મહેનત કરતા શેષ કે,
પાત્ર મુખમાં ધરો રે લોલ.' ૧૨૯
નવ નવ પાત્ર સઉની હાર કે,
લીધાં ભાવે કરી રે લોલ;
વ્યાસ વટાણું આદું સાર કે,
વડાં મુખમાં ધરી રે લોલ. ૧૩૦
શાક પાક મીઠાઈ ને મેવા કે,
સઉને તૃપ્ત કરી રે લોલ;
નારદજી કરે સૌની સેવા કે,
મુખવાસ સૌને ધરી રે લોલ. ૧૩૧
પહેલું જીરું વળતી પાન કે,
સોપારી ને એલચી રે લોલ;
તજ જાવંત્રી લવિંગ સમાન કે,
આપ્યાં કરી મેલચી રે લોલ. ૧૩૨

[ નવરાત્રપૂજન ]

નવ દા'ડાનાં નવ પૂજન કે,
એ રીતે કર્યાં રે લોલ;
દેવ દેવીઓ સૌ મગન કે,
આનંદ–ઊલટે–ભર્યાં રે લોલ. ૧૩૩

[ દેવી ગરબા–નૃત્ય, લીલા ]

વળતી બોલ્યાં છે મહાકાળી કે,
શક્તો ટોળે કરો રે લોલ;
ઘૃતના દીપક બધે અજવાળી કે,
'ગરબા' માથે ધરો રે લોલ. ૧૩૪
આવ્યાં હરસિદ્ધ ને હિંગળી કે,
અંબા બહુચરી રે લોલ;
આવ્યાં તોતળ માતર ટોળી કે,
વેરાઈ ખોડિયાર ખરી રે લોલ. ૧૩૫
આવ્યાં આશાપુરી અલબેલી કે,
ચોસઠ જોગણી રે લોલ;
આવ્યાં નવદુર્ગા ભલાં ભેલી કે,
તુળજા ભોગણી રે લોલ. ૧૩૬

[ ગરબે રમતાં જોગમાયાના શણગાર ]

સૌએ સોળ સજ્યા શણગાર કે,
નવરંગ બાંધણી રે લોલ;
સૌને સોના–ચૂડા સાર કે,
હાથે સૌ કાંકણી રે લોલ. ૧૩૭
કોણે પહેર્યાં પટોળી ચીર કે,
આભૂષણ ઓપતાં રે લોલ;

ચરણા ચોળી સાડી[1] શરીર કે,
સૌને શોભતાં રે લોલ. ૧૩૮
કોઈને અંબોડા, છૂટા કેશ કે,
કોઈ શીશ દામણી રે લોલ;
કોઈ બાળા બાળી વેશ કે,
વૃદ્ધ કામની રે લોલ. ૧૩૯
કોઈ છે રૂપતણો અંબાર કે,
કોઈ મહા શ્યામળી[2] રે લોલ;
કોઈ છે ચંદ્રમુખી આકાર કે,
સૂરજ ઝાંખા વળી રે લોલ. ૧૪૦

[ગરબો ઘૂમતા નવદુર્ગા]

કાળી કરજોડી કહે છે,
'સરવ ફૂંડે રહો રે લોલ;
(કાળી સૌને શિખામણ દે છે કે,)
ફરતાં કોઈ નવ રહો રે લોલ.' ૧૪૧
નવ કુંભના ગરબા નવ કે,
નવદુર્ગા શિરે રે લોલ;
વચ્ચે લઈ ઊભા સૌ સભ્ય કે,
ધીરજ રાખી ધીરે[3] રે લોલ. ૧૪૨
ફરતી દેવી જોગણીઓની હાર કે,
સર્વ બરોબરી રે લોલ;
પાડે તાળી સૌ એક ઠાર કે,
ગવરાવે અંબા બહુચરી રે લોલ. ૧૪૩
પછી શકતો સૌએ ગાય કે,
પાડે પાણ્ય તાળીઓ રે લોલ;

૧ 'સાળી' ૨ 'સાંભળી' ૩ 'ધરી'

ઘૂઘરા ગાજે થેઈ થેઈ થાય કે,
લચી લંક વાળિયો રે લોલ. ૧૪૪
કૂદે ઊંચાં નીચાં થઈને કે,
ઝાલ્યો ઝળકાવતી રે લોલ;
સન્મુખ એક એકને કહીને કે,
ચૂડા ચળકાવતી રે લોલ. ૧૪૫

[ ગરબાનો ઉલ્લાસ ]

ગાયે ગરબા પૂરણ પ્રેમ કે,
ઊલટ અતિ ઘણે રે લોલ;
'દિવસ નવ નવરાત નેમ કે,
ગાવું,' કાળકા ભણે રે લોલ. ૧૪૬
ગરબા ઘૂમી રમી નિરાંત કે,
ફરે ફેર-ફૂદડી રે લોલ;
પોતપોતાની મળતી પાંત કે,
ચળકે ચરણા ચૂંદડી રે લોલ. ૧૪૭
સહુએ હરખે લે હુંબોડા કે,
રમત બહુ ભાતની રે લોલ;
સૌએ બબ્બેનાં થઈ જોડાં કે,
શોભા સુર-માતની રે લોલ. ૧૪૮
મદ્યપાન કર્યાં સકળ મહંમાયા કે,
ઉપર ચરવણ કરી રે લોલ;
બેઠી શકત સકળ સભાય કે,
આનંદ ઊલટભરી રે લોલ. ૧૪૯

[ વાદ્યોના સાથ ]

વીણા લઈ વીરાંગના આવ્યાં કે,
ગાંધર્વ ગાજતા રે લોલ;

વાજાં છત્રીસ વાવા લાગ્યાં કે,
સુર-મંડળ સંભાળતા રે લોલ. ૧૫૦

આલાપ-ચારી કરી મુખ ગાય કે,
વજાડે પાય ઘૂઘરા રે લોલ;
નાચે કૂદે થેઈ થેઈ થાય કે,
સભા બેઠી એક-ધરા રે લોલ. ૧૫૧

તાલ મૃદંગ સારંગી તંબૂરા કે,
સરોદા વાગે જોરશું રે લોલ;
તંબૂરા ઝાંઝરી આલરી પૂરા કે,
ઘૂઘરા ઘોર-શું રે લોલ. ૧૫૨

નેવાં નેવાં ભાળી કરે નરત કે,
કરતાલો કરકટે રે લોલ;
સઉ ગભામાં રાખે શરત કે,

[ નગરજન–આનંદોત્સવ ]

નવદિન નવરાતરના દિન કે,
ખેલ નવા નવા રે લોલ;
સૌ શકતોને છે આધીન કે,
પાવા–પર હુવા રે લોલ. ૧૫૬
નગરમાં ભાવ ઘણો નરનાર કે,
તોરણ દ્વારે સહુ રે લોલ;
કુંકુમે ઘર લીંપાવિયાં ગાર કે,
કરે નૈવેદ બહુ રે લોલ. ૧૫૭

[ નવરાત્ર-પૂજન ]

નવરાતર પહેલું બીજું ને ત્રીજું કે,
ચોથું પાંચમું ખરું રે લોલ;
છઠ્ઠું સાતમું કરી સૌ સૂઝ્યું કે,
આઠમે હવન કરું રે લોલ. ૧૫૮
'ગોર આચાર્ય! થાઓ સાવધાન કે,
હવન તેવડ કરો રે લોલ;
જે જોઈએ તે મંગાવો સામાન કે,
લાવી આગળ ધરો રે લોલ. ૧૫૯
નવ કુંભના નવ કરો હોમ કે,
નવકુંડ તમે કરો રે લોલ;

[ નવકુંડ-હોમરચના ]

કડિયા તેડાવી ખોદાવો ભોમ કે,
ચણાવી રંગ ભરો રે લોલ.' ૧૬૦
ચણાવી લીંપાવી કર્યો તૈયાર કે,
નવે ખડી ભરી રે લોલ;

વેલ ભુટ્ટા માંહી પાઝ્યા સાર કે,
ગુલાલ હળધરે કરી રે લોલ. ૧૬૧

[ હોમ-સામગ્રીવર્ણન ]

કાષ્ઠ મંગાવ્યાં સમડો સાર કે,
નવ ગાડાં ભરી રે લોલ;
ખારેક ટોપરાં અપરંપાર કે,
કમળ–કાકડી ખરી રે લોલ. ૧૬૨
શેરડી બિજોરાં ને કેળાં કે,
મેવા બહુએ કરી રે લોલ;
ગોર અગસ્ત વસ્ત કરે ભેળી કે,
વસ્ત ઢગલે ભરી રે લોલ. ૧૬૩
અનેક પુષ્પ કર્યાં બહુ હાર કે,
તેની છાબો ભરી રે લોલ;
મોગરા ચંપા અપરંપાર કે,
માળી[1] જાળી ભરી રે લોલ. ૧૬૪
નાડું મંગાવ્યું છે શેર બાર કે,
બિજોરાં બહુ રે લોલ;
સોપારી શ્રીફળનો નહિ પાર કે,
ચૂડીઓ ચાંલ્લા સહુ રે લોલ. ૧૬૫
સોના રૂપાની મૂરતિ[2] કરાવી કે,
છાયાદાન છાલિયો રે લોલ;
નવ શ્રીફળ નવ ચીર મંગાવી કે,
પરનાળો[3] બાંધી શાળિયો રે લોલ. ૧૬૬
ધોળાં રાતાં[4] કાપડાંમાં ચીર કે,
ઘઉં ચોખે ભરી રે લોલ;

1' 2 'મદ્દરત' 3 'પનાળો', 'પ્રણાળો' 4 'કાપલામાં'

નવ ગ્રહે તેડાવ્યા વીર કે,
બેસાર્યા આસન કરી રે લોલ. ૧૬૭
મો ડાભ ને બીજ અનાર કે,
પલાશ[1] પૂરી થઈ રે લોલ;
અગર કપૂર તેલ તે સાર કે,
કેસર કુંકુમ સહી રે લોલ. ૧૬૮
અબીલ ગુલાલ સિંદૂર છે સાર કે,
કપૂર-કાચલી રે લોલ;
સુખડ ઘસાવી શેર બે ચાર કે,
ભર્યાં કૂંડાં કાચલી[2] રે લોલ. ૧૬૯
ખીર રંધાવી તાવડા બે ચાર કે,
દ્રાખ નાખી કરી રે લોલ;
ખાંડ નંખાવી ઘૃતની ધાર કે,
જવતલ ટોપલા ભરી રે લોલ. ૧૭૦
દહીં દૂધ ને મધ સમસ્ત કે,
ગોર સંપૂટ કરે રે લોલ;
કાળીને કહે છે ગોર અગસ્ત કે,
'બેસો આસન ઠરે રે લોલ.' ૧૭૧

[હોમવિધિ-પ્રસંગ]

આસન આવી બેઠાં મહાકાળી કે,
ઋષિ ટોળે મળ્યા રે લોલ;
દેવ-દેવીઓએ સૌ ભાળી કે,
આવી ભેળ્યાં મળ્યાં રે લોલ. ૧૭૨
વરુણ કર્યાં આચારજ ગોર કે,
સહસ્ર અઠ્યાશીયે રે લોલ;

૧ 'પાલાશ્ય' ૨ 'કાછલી'

નાડું બાંધી સોપારી–મહોર કે,
આપી બેસાર્યાં પાસીએ રે લોલ. ૧૭૩
વળતી ગોરે ગણપતિપૂજન કે,
કર્યાં પ્રેમે ભરી રે લોલ;
બીજું માતૃકા–પૂજન અન્ય કે,
ધૂપ દીપ નૈવેદ કરી રે લોલ. ૧૭૪
નવ ગ્રહ સ્થાપન, કર્યાં પૂજન કે,
રુદ્ર કળશે ધરી રે લોલ;
પાન મુદ્રાર્પણ[1] શ્રીફળ ધર્યું જન કે,
ગંગાજળ ભરી રે લોલ. ૧૭૫
મસ્તકે નાડું બાંધ્યું સાર કે,
કળશ કરમાં ધર્યો રે લોલ;
ગોર આચાર્ય કરે ઉચ્ચાર કે,
'વચમાં મેહેલો ખરો રે લોલ.' ૧૭૬
પૂજા સંકલ્પ કરાવ્યા માત કે,
અગ્નિકુંડમાં ધરી રે લોલ;
આચારજ નવ નવ કરે પાઠ કે,
નવે માળા કરી રે લોલ. ૧૭૭
ખીર જવ તલ સોંપ્યા સમસ્ત કે,
આપે પાત્રમાં ભરી રે લોલ;
નોંધે આસામી ગોર અગસ્ત કે,
નવ કુંડે ખરી રે લોલ. ૧૭૮

[ સ્વાહાવચનથી આહુતિપ્રદાન ]

'સ્વાહા' 'સ્વાહા' કરીને હોમે કે,
ખીર જવ તલ સહુ રે લોલ;

[1] 'મહોપણ'

સરુવે ઘી હોમે છે ગૅાર કે,
'સ્વાહા' બોલે બહુ રે લોલ. ૧૭૯
કવચે કવચે નાળિયેર ચીર કે,
'સ્વાહા' કહી હોમતા રે લોલ;
ઉપર ઘીનાં તપેલાં વીર કે,
રેડે રેલતાં રે લોલ. ૧૮૦
અર્ઘપાદ્યે બિજોરાં સાર કે,
હોમે મધુપાનને રે લોલ;
નાખે સરસવ મૂઠી લગાર કે,
ભરપૂર સામાનને રે લોલ. ૧૮૧

[ પૂર્ણાહુતિની સજાઈ ]

પૂર્ણાહુતિનો સમો ત્યાં થાય કે,
નોબત વાજતી રે લોલ;
ભેરી ભૂંગળો ગીત ગવાય કે,
મહાકાળી બિરાજતી રે લોલ. ૧૮૨
પૂજન દશ દિક્પાલનું થાય કે,
'લક્ષ્મીહોમ' કરી રે લોલ;
દશ દિશાએ દીવડો મેલાય કે,
પૂજન ક્ષેત્રપાળ ખરી રે લોલ. ૧૮૩
ચોમુખો દીવો કોહોલું છારોડું[1] કે,
મૂકે ચાચર-વાટ-શું રે લોલ;
એક પૈસે બ્રાહ્મણ લઈ દોડું કે,
ધારાવાડી[2] કરી નાઠશું રે લોલ. ૧૮૪
હોમે પૂર્ણાહુતિ નાળિયેર કે,
ચીર ઉપર ધરી રે લોલ;

---

૧ 'છરોડું'=મૃત્તિકાનું કૂંડું ૨ માર્ગે જળની ધારા કરતાં કરતાં

સિંદૂર ચાંલ્લા ચૂડી, સૌએ નાળિયેર કે,
ગોર સરુવે કરી રે લોલ. ૧૮૫

[ શક્રાદયસ્તુતિ સહિત પૂર્ણાહુતિ ]

'શક્રાદય' સહુ ઋષિ ભણે છે કે,
ઊભા રહીને રે લોલ;
નોબતં ગડગડે, ગુણી ગણે છે કે,
એકેકને કહીને રે લોલ. ૧૮૬
'જે જે' 'ઉદ્દો' કરીને હોમે કે,
'જે અંબે' 'જે અંબે' કહે રે લોલ;
ભૂવા ડાકલાં ચોદિશ ઘૂમે કે,
પરનાળે ઘી વહે રે લોલ. ૧૮૭
અગ્નિ-ઝાળ ગગનમાં ચાલી કે,
કુંડ નવે ભરી રે લોલ;

[ આશિષગ્રહણ ]

ગોરજી સરુવો કુંડમાં ઘાલી કે,
ગોર આસકા કરી રે લોલ. ૧૮૮
નિરાંતે બેઠાં ગોર મહાકાળી કે,
આચારજ શીઘ્ર થઈ રે લોલ;
છાયાદાન કરાવ્યાં સંભાળી કે,
સંકલ્પ કર્યો સહી રે લોલ. ૧૮૯
આપી ભૂરસી દક્ષિણા મહોર કે,
શોહોર શીદ સૌ કરો રે લોલ?
બ્રાહ્મણ સૌને બેસાડ્યા ઠોર કે,
એક કરમાં ધરો રે લોલ. ૧૯૦
આજ્ઞા માગી ઊઠ્યાં મહાકાળી કે,
બેઠાં આસન જઈ રે લોલ;

[ નવરાત્ર-પારણાં, દશરા નૈવેદ્યવર્ણન ]

નવ નવરાતર નિત્ય દીવાળી કે,
નારદજી તેડ્યા સહી રે લોલ. ૧૯૧
દસરાએ પારણાં થાય કે,
નારદ કરે નોતરાં રે લોલ;
શાક પાક પકવાન બહુ થાય કે,
વહેલાં[1] આવે સરોતરાં રે લોલ. ૧૯૨
ચૂરમું લાડુ ને દૂધપાક કે,
લાપસી શીરો પૂરી રે લોલ;
સૂરણ કેરાં છે નરમ શાક કે,
રાયતાં ભજિયાં કરી રે લોલ. ૧૯૩
વેઢમી સાથે પૂરણ-પોળી કે,
વડાં ખીર[2] આકળા રે લોલ;
વેઢમી કરી, ભરી ઘી બોળી કે,
નૈવેદ કરે કાળકા રે લોલ. ૧૯૪
નવ કુંભની નવ ભરી થાળ કે,
સીવડાં દીવડાં કરી રે લોલ;
નવ નવ ખંડ ભર્યાં રસાળ કે,
દીવડા કરી નૈવેદ ભરી રે લોલ. ૧૯૫
ગાઈ થાળ આરતી થાય કે,
ઘંટા વાજતાં રે લોલ;
પુષ્પાંજલિ કરી પડતાં પાય કે,
'જે જે' કરી ગાજતાં રે લોલ. ૧૯૧

[ દશામી-મસાદનું શક્તિ-પંક્તિ ભોજન ]

જમવા આવ્યાં શકતોનો સાથ કે,
ચોસઠ જોગણી રે લોલ;

૧ 'પહાણાં' ૨ 'પડાં પીર'

છપન કોટિ ચામુંડા સંઘાથ કે,
જમવા રસ ભોગણી રે લોલ. ૧૯૭
બેઠાં શક્તીનાં ટોળાં સાથ કે,
ઘાલ્યો ઘણી થઈ રે લોલ;
બાવંન વીરને સુંપણુ સાર કે,
પીરસો મહાકાળી કહી રે લોલ. ૧૯૮
પરથમ બાજઠ પડિયા સાર કે,
શાક સઉમાં ભરી રે લોલ;
લાડુ દૂધપાક ને કંસાર કે,
શીરો પૂરી ખરી રે લોલ. ૧૯૯
મીઠાઈ મેવા પકવાન બહુ કે,
એ સઉને મૂકિયાં રે લોલ;
શાક તરકારી ભજિયાં સઉ કે,
કોને નવ ચૂકિયાં રે લોલ. ૨૦૦
શયતાં સંસારી સઉ મેલે કે,
પીરસે સઉ હાર-શું રે લોલ;
કંસાર-માંહે રોટલી ભેળે રે,
'જમો હવે, વાર શું રે લોલ?' ૨૦૧
ભોજન કરે શકતો સંગાથ કે,
દેવી ભોગણી રે લોલ;
પાન સોપારી બીડલાં હાથ કે,
જમ્યાં રસ-ભોગણી[1] રે લોલ. ૨૦૨
ભાત દાળ કઢી છે વડીની કે,
જમ્યાં તરપત થઈ રે લોલ;
ભોજન કરી ઊઠ્યાં છે વળી કે,
સઉ આસને જઈ રે લોલ. ૨૦૩

---
[1] ર ભોગ્યણી '

[ દેવાદિ પંક્તિ-ભોજન ]

જગિયા[1] સઉએ સજ્જ કરાવી કે,
તેડાવ્યા દેવ સહુ રે લોલ;
આસન આસન ઠીક કરાવી કે,
ચોરાશી સિદ્ધ, બહુ રે લોલ. ૨૦૪

સહસ્ર અઠ્યાશી ને નવ નાથ કે,
દેવ તેત્રીસ કરોડ-શું રે લોલ;
છપ્પન કરોડ જાદવ સાથ કે,
બેઠા જોડે જોડ-શું રે લોલ. ૨૦૫

પાંડવ મહાદેવ ને ભગવાન કે,
ઇંદ્ર અમર સઉ રે લોલ;
સઉને પહોંચાડી સામાન કે,
પાક સરવે બહુ રે લોલ. ૨૦૬

'જે જે મહાકાળી' કરી પરસાદ કે,
જમે ભાવે કરી રે લોલ;
શ્લોક ભણે સૌ પાડી સાદ કે,
ભાત દાળ ને કઢી રે લોલ. ૨૦૭

પાન સોપારી આપે સઉ હાથ કે,
ઘણું ભાવે ખરી રે લોલ;
'ધન ધન દેવ' બોલે નવનાથ કે,
ઊઠ્યા આચમન કરી રે લોલ. ૨૦૮

[ વ્રત-પારણાનો આનંદ ]

વળતી નવદુર્ગા મહાકાળી કે,
બાવન વીર-શું રે લોલ;

---
[1] 'જાયગા'

પારણું કરે છે સૌ સંભાળી કે,
ધીરજ ધીર–શું રે લોલ. ૨૦૯
પારણાં કરી ઊઠ્યાં સઉ શક્ત કે,
ભગત ભવાનિયો રે લોલ;
જયજયકાર થયું સઉ જક્ત કે,
મહા વરદાનિયો રે લોલ. ૨૧૦

[ વ્રત-ઉત્થાપના ]

મહાકાળી મુખથી કહે ગૌર કે,
'આવ્યું મન આપના રે લોલ;
પૂજા કરાવી પાછલે પહોર કે,
કરાવી ઉથાપના રે લોલ.' ૨૧૧
જવારા લઈ દેવ સમસ્ત કે,
શમીપૂજન કર્યાં રે લોલ;
પૂજા કરાવે ગૌર અગસ્ત કે,
સકળ કારજ સર્યાં રે લોલ. ૨૧૨
દેવ દેવી સૌ માગી વિદાય કે,
એકાદશી દિન છે રે લોલ;
નરનારી સહુ લાગી પાય કે,
સહુ શક્તને આધીન છે રે લોલ. ૨૧૩

[ દેવી-દેવ વિદાય ]

મહાકાળીનું મુખ વદે વચન કે,
'વહેલાં પધારજો રે લોલ,'
દેવ અમર કહે સૌ, 'ધન્ય ધન્ય કે,
રૂડા કામે કહાવજો રે લોલ.' ૨૧૪
અઠ્યાશી સહસ્ર આપી દક્ષિણાય કે,
મહોરો ખોબા ભરી રે લોલ;

ગોર આચારજને તેડાય કે,
ફૂંદાં મહોર કર ધરી રે લોલ. ૨૧૫
દક્ષણા લઈ, દઈ આશીર્વાદ કે,
ગોર ઋષિ સધારીઆ રે લોલ;
પગે લાગીને લઈ પરસાદ કે,
મારગે પધારીઆ રે લોલ. ૨૧૬
શિવ વિષ્ણુ ઇંદ્ર માગી વિદાય કે,
'કાળી ! કરુણા કરો રે લોલ;'
પગે લાગીને પંથ પળાય કે,
શક્તિ સમરણ ધરો રે લોલ. ૨૧૭
આવી બ્રહ્મા નારદ કહે છે કે,
'આજ્ઞા દીજિયે રે લોલ;
શક્તનું ધ્યાન રુદેમાં રહે છે કે,
સુંપો કામ[1] કીજીએ રે લોલ.' ૨૧૮

[નવદુર્ગા વિદાય]

ચોસઠ જોગણી ને ચામુંડાય કે,
નવદુર્ગા સહી રે લોલ;
માગી વિદાય મંદિર સહુ જાય કે,
વળાવી ગઢ પર રહી રે લોલ. ૨૧૯

[નવનાથ વિદાય]

છેલ્લા પાંડવ ને નવ નાથ કે,
'આગના અમને કરો રે લોલ;
[મહાકાળીને જોડે હાથ કે,]
કર માથે ધરો રે લોલ.' ૨૨૦

૧ 'શુભ કામ'

અંબા બહુચરે માગી વિદાય કે,
અંબા આરાસુરમાં ગયાં રે લોલ;
બહુચર રથ બેસીને જાય કે,
સલખનપુર રહ્યાં રે લોલ. ૨૨૧

[ નવકુંભ-નવરાત્રિપૂજન, ફલશ્રુતિ ]

નવ-કુંભ નવરાતરને ગાય કે,
શીખે ને સાંભળે રે લોલ;
તેને સહાય મહાકાળિકા માય કે,
પ્રેમે પાળિકા મળે રે લોલ. ૨૨૨
ગરબો ગાઈ સુણી કરે દાન કે,
પદારથ ચાર-શું રે લોલ;
માણુસ જીવે ઘણું બહુ માન કે,
અંતે ઉદ્ધાર-શું રે લોલ. ૨૨૩
આપે નિર્ધનિયાને ધન કે,
બંધાવે વાંઝ પારણાં રે લોલ;
આંખે દેખાડે આંધળાં અન્ય કે,
વસાવે દીધાં બારણાં રે લોલ. ૨૨૪
ખોડા ઠૂંઠા અપંગ ને લૂલાં કે,
ચલાવે પાગ-શું રે લોલ;
મહારણમાં મારગ જે ભૂલ્યાં કે,
મુકાવે[1] સામો વાઘ-શું રે લોલ. ૨૨૫
ભાવે ભજતાં[2] તે સમરશે માત કે,
ચિત્ત ચરણે ધરી રે લોલ;
તે ગર્ભવાસી નહિ સાક્ષાત કે,
સંસાર જાય તરી રે લોલ. ૨૨૬

---

૧ 'મુકામે સામો વાઘશું રે' ૨ 'ભમતા'

[ રચનાતિથિ : કવિ-પરિચય ]

સંવત સત્તર દસ અઢાર કે,
શ્રાવણ માસમાં રે લોલ;
શુધપખવાડિયું સાતમ ગુરુવાર કે,
ગરબો થયો ખાસમાં રે લોલ. ૨૨૭
રાજનગર નવેપરે વાસ કે,
જાણે જગત સહુ રે લોલ;
માત સ્મરણ છે શ્વાસેશ્વાસ કે,
માત પાસે રહું રે લોલ. ૨૨૮
ભટ મેવાડા જ્ઞાતિ પવિત્ર કે,
સુત–હરિભટ કહે રે લોલ;
મારે શક્તિ સાથે છે મિત્ર કે,
રુદિયામાં રહે રે લોલ. ૨૨૯
કર્યું છે કાલિગાન–ચરિત્ર કે,
વલ્લભ મુખથી રે લોલ;
કરજો એ ગુણગાન પવિત્ર કે,
મટાવે દેહ–દુઃખથી રે લોલ. ૨૩૦

## બાર માસની લાવણી

કારતક માસે માત કાળિકા, પાવા રે ગઢ પર બિરાજતી;
કૃષ્ણ–સ્વરૂપે કાળી કહીએ, મધુરસ મોરલી બજાવતી. ૧
માગશર માસે માત બહુચરા, નવખંડ જુગમાં તું વ્યાપી;
દેશ દેશમાં ગૉખ બનાયા, મહોર[1] છાપ તેરી લાગી. ૨
પોષ માસ પારવતી કહીએ, શંકર પર છાયા ધરતી;
વૃષભવાહની સદા કલ્યાણી, શિર પર ગંગા વિરાજતી. ૩

[1] 'મોર'

મહા મહિને મહંમાયા કહીએ, માયા જગતમેં તું વ્યાપી;
નવે દિન નવરાતર ખેલે, મહોર છાપ તેરી લાગી.
ફાગુન માસે ફગવા ખેલે, ભર ભર ઝોલી ગુલાલ-કી;
ચૂવા ચંદન ઔર અરગજા, ભર લે મટકી કેસર-કી.
ચૈતર માસે માત ચંડિકા, ચામુંડા નામ ધરાવતી;
ચંડમુંડ કો માર ચલી મા, ચૌસઠ ખપ્પર ધરાવતી.
વૈશાખ માસે માત સિંધવાઈ, હાથ લિયા મધુ-કા પ્યાલા;
સબ દૈતન કો માર ચલી મા, કિયા દેવ-કા રખવાલા.
જેઠ માસે જગદંબા કહીએ, જે જનેતા જુગતન-કી;
ગરીબ ગુરબાં યાદ કરંતાં, વહારે ચઢજો ભક્તન-કી.
આષાડ માસે આદ્ય ઈશ્વરી, આરાસુરમાં બિરાજતી;
દેશ દેશ-કા સંઘ જ આવે, શિર પર છત્ર ધરાવતી.
સાવન માસે માત સિંધવાઈ, સતખનપુર આઘે બેઠી;
ધન્ય ભાગ્ય ભક્તન કો કહીએ, બહુચર મા નજરે નીરખી. ૧
ભાદરવે મા ભદ્રકાલિકા, ભક્તિ કર લો દુર્લભ-સે;
ખીર ખાંડ ઔર ગરડ જલેબી, નિવેદ્ય કર લો જુક્તિ-સે. ૧
આસો માસે આઈ દશેરા, આધા રાજ્ય જુગ મેં તેરા;[1]
કાલી-રાત કા સાધન કર લો, દીવાલી કા દિન ચોરા. ૧૨
પૂરણ માસ પુરુષોત્તમ કહીએ, સંત ઉદર-સે હૈ ગ્યાની;
સન્મુખ હોકર વલ્લભ બોલે, બહુચર મા નજરે જાની. ૧૩

*

૧ 'આજ્ઞા જુગમેં હૈ તેરા'

| ગરબા | | પૃષ્ઠ |
|---|---|---|
| ૧ | 'હો બહુચરી'નો ગરબો ... | ૨૩૧ |
| ૨ | 'આદ્ય ઉત્પત્તિ'નો ગરબો ... | ૨૩૨ |
| ૩ | 'દેવી-પરાક્રમ'નો ગરબો ... | ૨૩૫ |
| ૪ | 'શિરોમણિ'નો ગરબો ... ... | ૨૪૩ |
| ૫ | 'ભાવે ભજો જો'નો ગરબો ... | ૨૪૬ |
| ૬ | 'બહુચરાજી'ની-પંચતીર્થીનો ગરબો | ૨૪૮ |
| ૭ | નવરાત્રિ કલશ-સ્થાપનનો ગરબો ... | ૨૫૯ |
| ૮ | નવરાત્રિનો ગરબો ... ... | ૨૬૫ |
| ૯ | 'આગર'નો ગરબો ... ... | ૨૭૪ |
| ૧૦ | 'રમવા નીસર્યાં મા'નો ગરબો ... | ૨૭૬ |
| ૧૧ | 'શણગાર'નો ગરબો ... ... | ૨૮૦ |
| ૧૨ | 'સામણા'નો ગરબો ... ... | ૨૮૬ |
| ૧૩ | 'લોલ'નો ગરબો ... ... | ૨૯૭ |
| ૧૪ | 'સનખનપુરમાં દીવાળી'નો ગરબો | ૩૦૩ |
| ૧૫ | 'સનખનપુર ગામની શેરીઓ'નો ગરબો | ૩૦૫ |
| ૧૬ | બહુચરાજીના મહિના ... ... | ૩૦૯ |

## 'હો બહુચરી'નો ગરબો

આદ્ય શક્તિ તુજને નમું, હો બહુચરી,
ગણપત લાગું પાય;
સ્તુતિ કરું સહુને ગમું, હો બહુચરી;[1]
વાણી દ્યો મુજ માય. ૧
વાણી આપો પરમેશ્વરી, હો બહુચરી:
ગુણ તમારા ગવાય;
ચોસઠ બહેની મળી[2] સામટી, હો બહુચરી:
માન સરોવર જાય. ૨
માન સરોવર ઝીલતાં, હો બહુચરી:
કરતાં તે નિત્ય વિલાસ;[3]
સલખનપુર સોહામણું, હો બહુચરી:
ત્યાં તમારો વાસ. ૩
સર્વે મળી કીધી સ્થાપના, હો બહુચરી:
કહેવડાવ્યું 'બહુચર' નામ;
સામસામા બે ઓરડા હો બહુચરી:
સોનું ઘડે સોનાર;
ઘડિયા બાજુબંધ બેરખા, હો બહુચરી:
ઘડિયા એકાવલ હાર. ૪
પ્રથમ ચરિત્ર તમે કર્યાં હો બહુચરી:
માર્યો તે મહિષાસુર;
રક્ત નયણે કરી મારિયો, હો બહુચરી,
રક્ત ચલાવ્યાં પૂર. ૫

---

૧ 'દીન જાણી દયા કરો, હો બહુચરી: મુખ માગું તે થાય.'
૨ 'એકઠી' ૩ 'લાલ વિલાસ'

માર્યો તે મરઘ બોલાવિયા, હો બહુચરી:
મુગલ તણા ઘટમાંય;[1]
શુંભ નિશુંભ હાથે હણ્યા, હો બહુચરી:
માર્યા તેને પળમાંય. ૬
ઘોડીનો ઘોડો કર્યો, હો બહુચરી:
સ્રીનો કર્યો પુરુષાય;
હોમ હવન ત્યાં થાય છે, હો બહુચરી:
શ્રીફળ ઘણાં હોમાય. ૭
બ્રહ્મ વેદ ભણાય છે, હો બહુચરી:
આનંદ ઉત્સવ થાય;
ચરણ પખાળી તુજને નમે, હો બહુચરી:
હવન ઘણેરા થાય. ૮
વાડવ જમે તે તુજને ગમે, હો બહુચરી:
ખીર ખાંડ ઘૃત હોમાય. ૯
કર જોડીને વિનવે, હો બહુચરી,
વલ્લભ તારો દાસ,
સદા સેવક છે તાહરો, હો બહુચરી:.
રાખો ચરણની પાસ. ૧૦

## 'આદ્ય ઉત્પત્તિ'નો ગરબો

સલખનપુર સોહામણું રે, મા મંદિર આવ્યાં,
બહુચર લીલ-વિલાસ રે, મા મંદિર આવ્યાં.
સુભગ ગોખને ભામણે, મા મંદિર આવ્યાં,
ઝળહળ જ્યોત પ્રકાશ રે, મા મંદિર આવ્યાં.

૧ 'આરાસુરતણા ગઢમાય.'

મહુરત વિના મહિમા અધિક, ગૌખ જોખ નિજ ધામ રે;
પ્રત્યક્ષ જન જોતાં અધિક, દેવ દૈત્ય વિશ્રામ રે. મા૦ ૨
અકળ ચરિત્ર કળે ન કો,[1] અગમ અભેદ અછેદ રે;[2]
તુજ વિના અવર મળે ન કો, વાણી વખાણે વેદ રે. મા૦ ૩
કૃપા કરી કળિ કાળમાં, કર્યાં ભક્તનાં કાજ રે;
નિજ જન પ્રતિપાલવા, પ્રગટ્યાં બહુચર આજ રે. મા૦ ૪
પશુપંખી નરનારનાં, કર્યાં કર્મ નિસ્તાર રે;
કંઈ તાર્યાં અનુહારનાં,[3] અગણિત ગુણવિસ્તાર રે. મા૦ ૫
પ્રથમ નિકટ પુર કાલરી, સોલંકી રાજાન રે;
આઈએ કરી અમરાપુરી, સુખી પ્રજા ને પ્રધાન રે. મા૦ ૬
શિશુ વરસ દસબારનાં, પશુ ચરાવે વંન રે;
તાંદુલ ગ્રહી નીમારના, બેઠાં સહુ આસંન રે. મા૦ ૭
એક કહે ચઢાવીએ, પ્રગટ કરીને પાત્ર રે;
બહુચરને આરોગાવિયે, અહીં જમાડીએ જાત્ર રે. મા૦ ૮
ગૌખ ઘડ્યો, માટી ખણી,[4] વૃક્ષ વરખડીને હેઠ[5] રે;
ઊભા સહુ પાયે પડી, કરે વરખડીને ઠેઠ રે. મા૦ ૯
એક પાત્રમાં આ હાર મૂકી, કરે કુમાર વિચાર રે;
એક કહે કૃપા આજ રે,[6] કરીએ[7] નૈવેદ્ય આ વાર રે. મા૦ ૧૦
એકે સંભારી[8] ઝૂલડી, ધર્યો ગુંજલે હાથ રે;
કર ગ્રહી કાઢી ફૂલડી, હરખિયો શિશુ-સાથ રે. મા૦ ૧૧
એકે તો તે લેઈ કરી, તાંદુલ ભરિયુ અન્ન રે;
એકે ચૂલ્યે ખોયણી ધરી,[9] કીધો હુતાશન રે. મા૦ ૧૨

૧ 'કલા કળે ન કો' ૨ 'અગમ ભેદ અછેદ' ૩ 'કંઈ તર્યાં અનુહારમાં' ૪ 'લઈ' ૫ 'ઠેર', 'થડ' ૬ 'એક પાત્રને આપડે': 'એક કરે આંડાં ક્યાંહાં જડે' ૭ 'અવટાવિયે' ૮ 'સંભાળી' ૯ 'ચૂલે ખણી ધરી'

તાંદુલ પાક ઉતારિયા, કરી ફૂલડી થાળ રે;
શિશુએ હાથ પ્રસારિયા,[1] ઊભા સહુ ગોવાળ રે. મા૦ ૧૩
મહિષ એક જઈ લાવિયો, ગ્રહી કર્ણ બે બાંહ્ય રે;
એકે છડીએ[2] ચઢાવિયો, પડ્યું શીશ ભૂમિ-માંહ્ય રે. મા૦ ૧૪
સખા સર્વ ક્રીડા તજી, ચકિત[3] થઈ ગયાં બાળ રે;
એવે કો સેના સજી, પંથ પળ્યો મહિપાળ રે. મા૦ ૧૫
દેખી[4] દૂર ઊભા શિશુ, ગયો રાય તેણે ઠામ રે;
જુએ તો લોમ પડ્યો પશુ, 'મહિષ હણ્યો શે કામ[5] રે?' મા૦ ૧૬
પૂછે રાય પ્રત્યે[6] પ્રત્યે, 'કને નથી તલવાર રે;[7]
મહિષ હણ્યો તમે શા વતે?[8] કહો મુને સૌ પ્રકાર રે.' મા૦ ૧૭
રાય સાન્નિધ્ય કહે બાળકાં, 'અમ કુળદેવ્યા એહ રે;
બહુચર સહુ પ્રતિપાળકા, થાપ્યો ગોખ અમે એહ રે.' મા૦ ૧૮
મહિષ વેહ્યો સોટી વડે, ફૂલડિયે કીધું નૈવેદ્ય રે;'
રાય ગોઠવણ મનમાં ઘડે,[9] ભૂર વિચારે ભેદ રે. મા૦ ૧૯
નરપતિ નમી કરે વિનતિ, 'અમો પણ છું પરદેશ રે;
'જો હોય બહુચર મા છતી, સૈન્ય સરવ લ્યો શેષ રે.' મા૦ ૨૦
બાળક કહે 'બધા લીજિયે, બહુચરીનો પરસાદ રે;
પ્રાણીમાત્રને દીજિયે, ધરે ન કો' વિખવાદ[10] રે.' મા૦ ૨૧
ફૂલડીથી ગ્રહી તાંદુલા, ભરી ભરી આપે હાથ[11] રે;
કો નવ લહે કશી કળા, તૃપ્ત થયો સહુ સાથ[12] રે. મા૦ ૨૨
એમ કટક ફૂલડીએ જમ્યુ, નિર્મુખ ન રહ્યું કોઈ રે;
બાળ-કૃત્ય[13] બાળા ગમ્યુ, ચકિત થયું દલ જોઈ રે! મા૦ ૨૩

૧ 'શેષ હાથમા સારિયા' ૨ 'છડી લઈ' ૩ 'ચકિત' ૪ 'દુખિયા' ૫ 'વધ્યો શા કામ?' ૬ 'પ્રત્ન' ૭ 'નથી કર હથિયાર રે' ૮ 'કેવી રીતે' ૯ 'રાય હૃદે ગોઠવણ ઘડી' ૧૦ 'વિશ્વાસ' ૧૧ 'બાળ' ૧૨ 'ભૂપાળ' ૧૩ 'બાળચરિત્ર'

સૈન્ય સહિત સુણી રાય થયો, પળ્યો પંથ લેઈ નામ રે;
વિજય કરી નગરે ગયો, થયાં સિદ્ધ સહુ કામ રે.[૧] મા૦ ૨૪
વલ્લભ ભટ[૨] કરે વિનતિ, નવખંડ ચાલ્યું નામ રે;[૩]
બહુચર માની કૃપા વતી, સાર્યાં સેવકનાં કામ રે. મા૦ ૨૫

## 'દેવી–પરાક્રમ'નો ગરબો

સલખનપુર શોભા ઘણી રે, મા મંદિર આવ્યાં;
બહુવિધ લીલ-વિલાસ રે, મા મંદિર આવ્યાં.
અખિલ બ્રહ્માંડની એ ધણી,[૪] મા મંદિર આવ્યાં;
જે પ્રગટ પીઠ પ્રકાશ રે. મા મંદિર આવ્યાં. ૧
દ્વિતિયા દૈતની[૫] કહું કથા મા, સાંભળતાં સુખ થાય રે;
કદી ન આવે આપદા મા, મહેર કરે મહમાય રે. મા૦ ૨
આવ્યો અસુર પારા ભણી મા, કપટે ભરિયો ક્રોધ રે;
ભક્ષ કર્યો મૃગડો હણી મા, કરી ધર્મવિરોધ[૬] રે. મા૦ ૩
માત-માહાત્મ્ય લહ્યું નહિ મા, અભિમાને થયો અંધ રે;[૭]
કહે, 'બહુચર હવે કયાં ગઈ?', મૂઢ બોલ્યો મતિમંદ રે.[૮] મા૦ ૪
મૃગ ભક્ષી ભૂમિએ પડ્યો મા, કહ્યું 'જઈશ પ્રભાત રે';
આવી ઊંઘ ને તહીં અડ્યો મા, રહી પાછલી રાત રે. મા૦ ૫
સર્વ મૃગડે શબ્દ સુણાવિયો, ત્યારે ઉદર કર્યો ઉચ્ચાર રે;
ઉદર વીંધીને[૯] આવિયો મા. બહુચરીને દરબાર રે. મા૦ ૬
મૂઓ મૃગડો થયો જીવતો મા, ક્ષણું ન લાગી વાર રે;
લહ્યું ન કોઈએ કયાં હતો મા, તત્ક્ષણ આવ્યો બહાર રે. મા૦ ૭

૧ 'સર્યાં મનોરથ કામ રે' ૨ 'જન' ૩ 'સિદ્ધ પીઠ નિજ ધામ રે' ૪ 'દૈવત પરાક્રમ અતિ ઘણું' ૫ 'દૈતની' ૬ 'કરી વિરોધ' ૭ 'અભિમાનભર્યો ધંધ રે' ૮ 'અમ મુખે બોલે અંધ રે' ૯ 'વિદારીને!'

ચાચરમાંહે મૃગડો વડો મા,[1] સન્મુખ ગોખ સોહાય રે;
અસુર આપ પરચો જડ્યો મા,[2] પાપી પડ્યો[3] પડી પાય રે. મા૦ ૮
બ્રહ્મ-ભાટ-કુળ અવતર્યો મા,[4] મુન્ય[5] રહ્યો વરસ તેર રે;
મા સાન્નિધ્ય દેહરે રહ્યો મા, કવિ કર્યો કુબેર રે. મા૦ ૯
નગર નેણુ અનોપ-થી[6] મા, નારસિંહ રાજન રે;
લક્ષ વરાં લખમી હતી મા, પણ ઉદર નહિ સંતાન રે. મા૦ ૧૦
ઘેર ઘરુણીએ ટોકિયો મા,[7] ચેત્યો ચિત્ત તે દિશ રે;
રાયે વિચારી જોયું સહુ મા, 'ઉપાસું અંબે ઈશ રે.' મા૦ ૧૧
તેડાવિયા વિપ્ર બહુ મા, પ્રસન્ન થઈ પ્રત્યક્ષ રે;
પ્રીત કરી પૂજા કરે મા, કર્યાં પાર્થિવ લક્ષ રે. મા૦ ૧૨
લક્ષ પૂજા વીતી ગઈ મા, હવો યજ્ઞનો આરંભ રે;
હવન હોમ પૂરા થયા મા, પોખ્યા બહુવિધ બ્રહ્મ રે. મા૦ ૧૩
દાન વિપ્રને દીધાં તહીં મા, હય ગજ રથ ભંડાર રે;
દ્વિજવર કહે ટોળે થઈ મા, 'ક્ષિતિપતિ ધન્ય અવતાર રે!' મા૦ ૧૪
આશીર્વાદ દ્વિજે કર્યો મા, દક્ષિણ કર ગ્રહી દર્ભ રે;
વળાવી વિપ્રને નમી રહ્યો મા, દિવસ સાતમે ગર્ભ રે. મા૦ ૧૫
ત્યાં રાયને ફળ આપિયું મા, કહી પત્ની એકની ટેક રે;
જઈ સદન સધે કહ્યું મા, 'હશે પુત્ર જ એક રે.' મા૦ ૧૬
રાયનું તરત દુઃખ કાપિયું મા, ગયો આપ ભુવન રે;
જઈ ફળ એને આપિયુ મા, રહ્યો ગર્ભ સાતમે દિન રે. મા૦ ૧૭
દશમાસે પ્રસવી 'સુતા' મા, એણે કહ્યો છે 'બાળ' રે;
ત્યાંથી આવી વધામણી, કહ્યું રાયને તત્કાળ રે. મા૦ ૧૮

૧ 'ચાચર વિષે સ્વમૃગ વર્યો' ૨ 'અસુરે ખરો પરતો લહ્યો' ૩ 'પડ્યો' ૪ 'બ્રહ્મભટ કુંભ અવતર્યો' ૫ 'મુનિ' ૬ 'શોભા ઘણી' ૭ 'ઘરમા ટોકયો તારુણી, ચેત્યો રાય તે મન.'

મહિપતિને આવ્યો સુત મા, 'ટળી વાંઝિયા ગાળ, કહે રાય રે;'
માત ખેલાવે માનતા મા, 'કુંવર' કરીને ગાય રે. મા૦ ૧૯
દિનદિન પ્રત્યે કહે કાનમાં મા, થાય વિસ્મય, પુત્રીને કહે પુત્ર રે;
સજ્જન સુખે કહે સાનમાં મા, હવે હર્યું ઘર-સૂત્ર રે. મા૦ ૨૦
ભિન્નભાવ ચિત્ત ના તજે મા, પુત્રીને કહે પુત્ર રે;
વસ્ત્ર આભરણ સુતનાં સજે મા, જામો પટકો પાઘ ને ધૂત્ર રે. મા૦ ૨૧
ઢાલ તલવાર કમર કસી મા, ફરે નગ્ર અવાસ રે;
એવો પુત્ર પરણાવ્યો હસી મા. આપ્યો મહેલનિવાસ રે. મા૦ ૨૨
નર નિરખે કરી સજ્યો મા, સ્ત્રીઓ ન પામે તાગ રે;
દિન દિન પ્રત્યે પ્રૌઢી થઈ મા, ધરે જનેતા લાગ રે;
લઘુ અવસ્થા વહી ગઈ મા, થયાં ત્રયોદશ વર્ષ રે. મા૦ ૨૩
'કૃષ્ણ કુંવર' કહે માવડી મા, 'કૃષ્ણ કુંવરી' કહે છે લોક રે;
સુત ચઢી બેસે ચાવડી મા, નગર કહે નર કો'ક રે. મા૦ ૨૪
રાજકુંવરી રુદિયે બળે મા, પ્રગટી બુદ્ધે આઘાત રે;[1]
કારણ કોઈએ નવ કળે મા, થાય વિશ્વમાં વાત રે. મા૦ ૨૫
વાત સાસરે જઈ મળી મા, તેડ્યો જમાઈ પહેલ રે;
પ્રપંચ કરી પાછી વળી મા, આવી પોતાને મહેલ રે. મા૦ ૨૬
શોચે કુંવરી અટારિયે મા, જો વગોવું જાત રે;
જો હું મરું કટારિયે મા, તો ગાળ માત ને તાત રે. મા૦ ૨૭
'હવે આ દુઃખ શેં મટે? મા,' (એમ વિચારે મન રે;)
'કે કાશીએ જાવું ઘટે મા, નીકર વેઠું વન રે. મા૦ ૨૮
કાયા કરું હું નર-તણી મા, અવર નહિ ઉપાય રે;
બુદ્ધિ-બળ બાળા ઘણી મા, આ કોઈને નવ કહેવાય રે. મા૦ ૨૯
તે મર્મ નવ જાણે કોઈ મા, રાખી હૈયામાં વાત રે;
જાવાને તત્પર થઈ મા, ન કહ્યું માત ને તાત રે. મા૦ ૩૦

૧ 'પ્રગટી બુદ્ધિ આઘાતે રે'

શ્રાવણ સુદ તિથિ સપ્તમી મા, પુષ્ય નક્ષત્ર ગુરુવાર રે;
જાણીને શુભ નિર્ગમી મા, હવે જાવું નિરધાર રે. મા૦ ૩૧
ગણેશ સમરી[1] આશમાં મા, રાખી દૃઢ શ્રદ્ધાય રે;
સજ્યાં વસ્ત્ર ક્ષણ શ્વાસમાં મા, ઊઠી અરધ[2] નિશાય રે. મા૦ ૩૨
સજ્જ થઈ મંદિરથી પળી મા, મેહેલી ઉઘાડાં દ્વાર રે;[3]
હયશાળા નીરખી વળી મા, હૈડે શોચ અપાર રે. મા૦ ૩૩
અશ્રીએ અશ્વિની ઓળખી મા,[4] ભીંડ્યો કાઠડો તંગ રે;
ન લીધી કોઈ સંગે સખી મા, લીધી અશ્વિની સંગ રે. મા૦ ૩૪
'જય ગણપતિ !'[5] એમ ઊચરી મા, થઈ અશ્વિનીએ અસવાર રે;
પરવરી, જેમ જાયે પરી મા, પોઢ્યા[6] સૌ પ્રતિહાર રે. મા૦ ૩૫
નગર-વિશેથી નીસરી મા, તજ્યાં તનયા-સુખ રે;
વિચારે રુદેમાં ફરી ફરી મા, દેવું દેહને દુઃખ રે. મા૦ ૩૬
પુરુષ પ્રાણીમાં પરવરી મા,[7] પશ્ચિમે કર્યું પ્રયાણ રે;
દ્વારામતી નિરખું હરિ મા, કાહાવે પુરુષપુરાણ રે. મા૦ ૩૭
નિર્ભે થઈ ગઈ મારગે મા, પોહોતી ઉદયાભાણ રે;
લહ્યું નહિ કો'વહાણાં લગે મા, થયું સવારે જાણ રે. મા૦ ૩૮
રાજા રાણી શય્યા તજી મા, બેઠાં પટ પડસાલ રે;
'કુંવર નથી ઊઠ્યા હજી મા,' કહ્યું દાસીને હાલ રે. મા૦ ૩૯
સુણી વચન દાસી ધસી મા, કરી મહેલમાં ભાળ રે;
સેજ સૂની જોઈ ખસી મા, પડી ઉદરમાં ફાળ રે ! મા૦ ૪૦
દાસ દાસી દોડે દશે દિશા મા, શોધ્યા સરવે અવાસ રે;
'કુંવરમહેલથીક્યાંવસ્યાંમા,'કરીખબરથયાઉદાસ રે.[8] મા૦ ૪૧

૧ 'ગદાધરને સમરી' ૨ 'અધર' ૩ 'બળે ઉઘાડ્યાં દ્વાર રે' ૪ 'અશ્વ અશ્વિની ઓળખી' ૫ 'આદ્ય વિષ્ણુ' ૬ 'પ્રૌઢા' ૭ 'પુરુષપણાને પરવરી' ૮ 'બધા વાસ રે'

રાણી રૂવે રંગમહેલમાં મા, ભૂમિ પછાડે શિર રે;
'ત્રિકમ ચૂક્યાં ટહેલમાં મા, તો રૂઠ્યા જુગદીશ રે!' મા૦ ૪૨
નરપતિ કહે નારને મા, 'કરો કાંઈ મતિ શાંત રે;
ઉમાપતિ સંભારિયે મા, કાં કરો કલ્પાંત રે? મા૦ ૪૩
લખ્યા લેખ ન મટે કદી મા, પુત્રી તણાં તે પાપ રે;
ઈશ્વિરે ફેડી આપદા મા, ટળ્યા જગત અભિશાપ રે.' મા૦ ૪૪
રાય કહે રાણી કને મા, 'વાતે વણસે કામ રે;'
સમજ્યાં બે અન્યોઅન્યે મા, કહ્યું 'પુત્રી ગઈ પરધામ રે.' મા૦ ૪૫
પશ્ચિમ પંથે પુત્રી પળી મા, પ્રબળ બાણે તેગ રે;[1]
પલક એક તે ઊકળી મા, વાધી વાયુ-વેગ રે.[2] મા૦ ૪૬
વિષમ વાટ, વન-ભય ઘણો મા, ગિરિ ગહન વન છે પ્રૌઢ રે;
શબ્દ સુણીને સિંહ તણો મા, સૂતા થઈ દિગ્મૂઢ રે. મા૦ ૪૭
રીંછ વાઘ વરુ વિકટ મા, ભરે ચોદિશ ફાળ રે;
કૃષ્ણ કુંવરી[3] પહોતી નિકટ મા, મધ્ય ચોક ચૂંવાળ રે. મા૦ ૪૮
પથિક મળ્યા બે મારગે મા, દીઠી માની છાપ રે;
કુંવરી પળી પારા લગે મા,[4] છે બહુચર આપોઆપ રે! મા૦ ૪૯
માતના માનસરોવરે મા, મન કર્મ વચને નહાય રે;
બહુચર મા કૃપા કરે મા, પહોચે મન આશાય રે. મા૦ ૫૦
વાધ્યા પથિક, પૂઠે વધી મા, ગઈ પંથીની સાથ રે;
જાયે અર્થ જો આંહી સધી[5] મા, તો એજ દ્વારિકાનાથ રે. મા૦ ૫૧
વાધ્યા પંથી વહી પૂઠી મા,[6] ગઈ માનસરોવર સંગ રે;
જેમ રહે બાંધી મૂઠી મા,[7] લહે ન કોયે અંગ રે. મા૦ પર

---

૧ 'પ્રબળ આણી વેગ રે' ૨ 'ભરે વળી વાયુ વેગ' ૩ 'રૈફદમ કુંવરી' ૪ 'કહ્યું પગો પારા લગે' ૫ 'સુધી' ૬ 'વાધ્યા પથિક પોતે વધી' ૭ 'રહેલો બાંધી બધી'

શ્રાવણ સુદ તિથિ સપ્તમી મા, પુષ્ય નક્ષત્ર ગુરુવાર રે;
જણાવી શુભ નિર્ગમી મા, હવે જાવું નિરધાર રે. મા૦ ૩૧
ગણેશ સમરી[1] આશમાં મા, રાખી દૃઢ શ્રદ્ધાય રે;
સજ્યાં વસ્ત્ર ક્ષણ શ્વાસમાં મા, ઊઠી અરધ[2] નિશાય રે. મા૦ ૩૨
સજ્જ થઈ મંદિરથી પળી મા, મેહેલ્લી ઉઘાડાં દ્વાર રે;[3]
હયશાળા નીરખી વળી મા, હૈડે શોચ અપાર રે. મા૦ ૩૩
અસ્રીએ અશ્વિની ઓળખી મા,[4] ભીંડ્યો કાઠડો તંગ રે;
ન લીધી કોઈ સંગે સખી મા, લીધી અશ્વિની સંગ રે. મા૦ ૩૪
'જય ગણપતિ !'[5] એમ ઊચરી મા, થઈ અશ્વિનીએ અસવાર રે;
પરવરી, જેમ જાયે પરી મા, પોઢ્યા[6] સૌ પ્રતિહાર રે. મા૦ ૩૫
નગર-વિશેથી નીસરી મા, તજ્યાં તનયા-સુખ રે;
વિચારે રુદેમાં ફરી ફરી મા, દેવું દેહને દુઃખ રે. મા૦ ૩૬
પુરુષ પ્રાણીમાં પરવરી મા,[7] પશ્ચિમે કર્યું પ્રયાણ રે;
દ્વારામતી નિરખું હરિ મા, કાહાવે પુરુષપુરાણ રે. મા૦ ૩૭
નિર્ભે થઈ ગઈ મારગે મા, પોહોતી ઉદયાભાણ રે;
લહ્યું નહિ કો'વહાણાં લગે મા, થયું સવારે જાણ રે. મા૦ ૩૮
રાજા રાણી શય્યા તજી મા, બેઠાં પટ પડસાલ રે;
'કુંવર નથી ઊઠ્યા હજી મા,' કહ્યું દાસીને હાલ રે. મા૦ ૩૯
સુણી વચન દાસી ધસી મા, કરી મહેલમાં ભાળ રે;
સેંજ સૂની જોઈ ખસી મા, પડી ઉદરમાં ફાળ રે ! મા૦ ૪૦
દાસ દાસી દોડે દશે દિશા મા, શોધ્યા સરવે અવાસ રે;
'કુંવરમહેલથીક્યાંવસ્યા?મા,'કરીખબરથયાઉદાસ રે.[8] મા૦ ૪૧

૧ 'ગદાધરને સમરી' ૨ 'અધર' ૩ 'બળે ઉઘાડ્યાં દ્વાર રે' ૪ 'અશ્વ અશ્વિની ઓળખી' ૫ 'આદ્ય વિષ્ણુ' ૬ 'પોઢ્યા' ૭ 'પ્રુરુષપણાને પરહરી' ૮ 'બધા વાસ રે'

રાણી રૂવે રંગમહેલમાં મા, ભૂમિ પછાડે શિર રે;
'ત્રિકમ ચૂક્યાં ટહેલમાં મા, તો રૂઠ્યા જુગદીશ રે!' મા૦ ૪૨
નરપતિ કહે નારને મા, 'કરો કાંઈ મતિ શાંત રે;
ઉમાપતિ સંભારિયે મા, કાં કરો કલ્પાંત રે? મા૦ ૪૩
લખ્યા લેખ ન મટે કદી મા, પુત્રી તણાં તે પાપ રે;
ઈશ્વરે ફેડી આપદા મા, ટળ્યા જગત અભિશાપ રે.' મા૦ ૪૪
રાય કહે રાણી કને મા, 'વાતે વણસે કામ રે;'
સમજ્યાં બે અન્યોઅન્યે મા, કહ્યું 'પુત્રી ગઈ પરધામ રે.' મા૦ ૪૫
પશ્ચિમ પંથે પુત્રી પળી મા, પ્રબળ બાણે તેગ રે;[1]
પલક એક તે ઊકળી મા, વાધી વાયુ-વેગ રે.[2] મા૦ ૪૬
વિષમ વાટ, વન-ભય ઘણો મા, ગિરિ ગહન વન છે પ્રૌઢ રે;
શબ્દ સુણીને સિંહ તણો મા, સૂતા થઈ દિગ્મૂઢ રે. મા૦ ૪૭
રીંછ વાઘ વરુ વિકટ મા, ભરે ચોદિશ ફાળ રે;
કૃષ્ણ કુંવરી[3] પહોતી નિકટ મા, મધ્ય ચોક ચૂંવાળ રે. મા૦ ૪૮
પથિક મળ્યા બે મારગે મા, દીઠી માની છાપ રે;
કુંવરી પળી પારા લગે મા,[4] છે બહુચર આપોઆપ રે! મા૦ ૪૯
માતના માનસરોવરે મા, મન કર્મ વચને નહાય રે;
બહુચર મા કૃપા કરે મા, પહોંચે મન આશાય રે. મા૦ ૫૦
વાધ્યા પથિક, પૂંઠે વધી મા, ગઈ પંથીની સાથ રે;
જાયે અર્થ જો આંહી સધી[5] મા, તો એજ દ્વારિકાનાથ રે. મા૦ ૫૧
વાધ્યા પંથી વહી પૂઠી મા,[6] ગઈ માનસરોવર સંગ રે;
જેમ રહે બાંધી મૂઠી મા,[7] લહે ન કોયે અંગ રે. મા૦ ૫૨

૧ 'પ્રબળ આણી વેગ રે' ૨ 'ભરે વળી વાયુ વેગ' ૩ 'રૈકદમ કુંવરી' ૪ 'કહ્યું પગો પારા લગે' ૫ 'સુધી' ૬ 'વાધ્યા પથિક પોતે વધી' ૭ 'રહેજો બાધી બધી'

તેજણથી ટપ ઊતરી મા, તજ્યાં વસ્ત્ર તત્કાળ રે;
ના'વા મન દૃષ્ટિ કરી મા, મન વિચારે બાળ રે. મા૦ ૫૩
'મન સંગાથે આ ઘડી મા, દાખો દિલથી દયાય[1] રે;
તું ને સાચી કહે સહુ માવડી[2] મા,
આ અશ્વિની અશ્વ જ થાય રે. મા૦ ૫૪
બહુચરી હોય જો અહીં ખરી મા,[3]
તો અન્ય નહિ આરાધું માય રે;'
ઘોડી તે જલમાહે ધરી મા, પારખું જોવા જાય રે. મા૦ ૫૫
અશ્વિની અવની મહીં મા, આહોટી છે ત્યાંહ રે;
ઘોડીનો ઘોડો તહીં મા, વળી કૂતરી નાહી તે જળમાંય રે. મા૦ ૫૬
થયો કૂતરીનો કૂતરો જહીં મા, મન–ભ્રાંતિ પામી નાશ રે;
પીઠ પ્રગટ[4] દીઠી તહીં મા, પોહોતી મનની આશ રે. મા૦ ૫૭
ગઈ નારી નીરમાં ધરી પાવલો મા, પામી મનોરથ આપ રે;
નારીનો થયો નાવલો મા, તે બહુચરનો પરતાપ રે. મા૦ ૫૮
પુરુષ–તન પામ્યો ભલો મા,[5] કૃપા કરી મહંમાય રે;
માનસરોવર નાહી વળ્યા મા, વસ્ત્ર સજીને કાય રે. મા૦ ૫૯
પછી આવી ગોખે કળ્યાં મા, કરી ધ્યાન, જપિયુ નામ રે;
બહુચર બાઈ તેને મળ્યાં મા, મહા તેજનું ધામ રે. મા૦ ૬૦
જે જે સ્વરૂપ કહે તે તણું મા, શીશ ચરણે રાખ્યુ ઘણી વાર રે;
મા લઘુરૂપ પરાક્રમ ઘણું મા, કોણ પામે પાર રે? મા૦ ૬૧
પૃથ્વીને પાયે પડ્યો મા,[6] થયો અશ્વ અસવાર રે;
આવીને મંદિરે અડ્યો મા, મળ્યો સહુ પરિવાર રે. મા૦ ૬૨

---

૧ 'દાય' ૨ 'સ્વામિની' ૩ 'બહુચર એ અહીંયાં ખરી મા૦ તો હું નાહાણું કાય રે' ૪ 'પ્રત્યક્ષ' ૫ 'પુરુષાર્થ પૂરણ મળ્યો' ૬ 'આજ્ઞા લઈ ત્યાંથી વળ્યો'

આજ્ઞા લઈ ત્યાંથી વળ્યો મા, થયો અશ્વ અસ્વાર રે;
આવીને મંદિર મળ્યો મા, ભેટ્યો સૌ પરિવાર રે. મા૦ ૬૩
મુક્તાએ વધાવે માવડી મા, હરખ્યાં સજન સહુ સાથ રે;
પિતા આપે ગરથ[1] ગાવડી મા, બ્રાહ્મણ ભાટને હાથ રે. મા૦ ૬૪
માત તાત કહે રીતથી મા, 'જાવું સંઘ લઈ સાથ રે;
પૂજાપો ગ્રહી પ્રીતથી મા, જોડીને બે હાથ રે.' મા૦ ૬૫
મંદિર આવ્યાં મ્હાલતાં મા, હૈયે હર્ષ ન માય રે;[2]
તાલ મૃદંગ વજાડતાં મા, ભક્ત ઘણા ગુણ ગાય રે.[3] મા૦ ૬૬
આનંદ ઓચ્છવથી ગમ્યાં મા, બહુચરને દરબાર રે;
આદ્ય સ્થાનકે આવી નમ્યાં મા. સરવે કો નરનાર રે. મા૦ ૬૭
સ્ત્રી-પુરુષ સહુ પ્રેમથી મા, બોલે 'બહુચર' માય રે;
પૂજા કીધી બહુ નેમથી મા, હોમહવન અતિ થાય રે. મા૦ ૬૮
બ્રહ્મભોજન કરવા ભાવથી મા, ખરચે ધન અપાર રે;
બહુચર ગુણ ગાતાં કથી મા, નરનારી સહુ સાર રે. મા૦ ૬૯
ઓવારણાં લે અતિ ઘણાં મા, પાય પડીને જાય રે;
દૈવતમાં[4] કાંઈ નથી મણા મા, તે આદ્ય-શક્તિ કહેવાય રે. મા૦ ૭૦
નવખંડમાં એની નામના મા, ચાલી તે વિખ્યાત રે;
નિજ જનની કરી કામના મા, મનવાંછિત દે માત રે. મા૦ ૭૧
દિલ્લીપતિ આવ્યો દેખવા મા, પ્રત્યક્ષ પારખું પ્રૌઢ રે
કુદૃષ્ટે જાય પરખવા મા, મંદ-મતિ થયો મૂઢ રે. મા૦ ૭૨
માજી કોપ્યાં ક્રોધથી મા, ઊડ્યા ભમરા કરોડ રે;
બહુચર-માના વિરોધથી મા, કાયાએ નીકળ્યા કોઢ રે. મા૦ ૭૩
બેગમને વ્યાપી વેદના મા, ગર્ભ ગળવા સાર રે;
ઉદરમાં કરે ખેદના મા, તે ન જાણ્યું નિરધાર રે. મા૦ ૭૪

૧ 'પ્રત્યક્ષ', 'દ્રવ્ય' ૨ 'હૈયે ધરીને હરખ રે' ૩ 'ગાયે ગીત ગુણી લક્ષ રે' ૪ 'દેવીમાં'

પુરપતિ પાયે પડી મા, ધરે બહુચરાનું ધ્યાન રે;
'આ પતીજ[1] મુજને જડી મા, હવે મેં મૂક્યું અભિમાન રે. મા૦ ૭૫
હવે પ્રાણ તુજ ચરણે ધર્યો મા, કરજો મુજ કૃપાય રે;'
પછી પાયે પડીને પરવર્યો મા, નિજ ધામ ચાલ્યો રાય રે. મા૦ ૭૬
દિલમાં દેવી નિશ્ચે કરી મા, આવ્યો પોતાને ઘેર રે;
પ્રગટ પીઠ છે એ ખરી મા, કરી સેવકને મહેર રે. મા૦ ૭૭
વાંઝ બંધાવે પારણાં મા, દીધે-દ્વાર વસતી થાય રે;
બોબડા બોલે ઉચારણાં મા, ખોડાં ચાલે પાય રે. મા૦ ૭૮
આંખે દેખે આંધળાં મા, બહેરાં સાંભળે કાન રે;
મરવા પડ્યાં જે માંદલાં મા, તે જીવે નિદાન રે. મા૦ ૭૯
સેવકને પ્રતિપાળવા મા, એ મોટી મહેરબાન રે;
અતિ અભય-પદ આલવા મા, નહિ કો એહ સમાન રે. મા૦ ૮૦
બ્રહ્મા ભૂલ્યા ભેદમાં મા, પાર નવ પામે શિવરાય રે;
વિષ્ણુ વિમાસણ વેદમાં મા, નારદ નાચે, ગુણ ગાય રે. મા૦ ૮૧
કરોડ તેત્રીસ દેવતા મા, ભૂલા ભમે ભૂપાળ રે;
ઇન્દ્રાદિક તે સેવતા મા, યક્ષ કિન્નર દિક્પાળ રે. મા૦ ૮૨
'ઉત્પત્તિ' કીધી આઈ એ[2] મા, જાણે જે નિજ જન રે;
બહુચરના ગુણ ગાઈ એ[3] મા, માને સહુનું મન રે. મા૦ ૮૩
ગરબો ગાય ને સાંભળે મા, તેની માજી પૂરે આશ રે;
બહુચર મા સફળે ફળે મા, પામે વૈકુંઠવાસ રે. મા૦ ૮૪
કર જોડી કહું કરગરી મા, લાગું તમારે પાય રે;
સાહ્ય કરો સલખનપુરી મા, તું મારે મોટી સાહ્ય રે. મા૦ ૮૫
બુદ્ધ આપે તું બહુચરી! મા, મૂઢ કવયિતા થાય રે;[4]
તુજ પ્રતાપે કહું ઊચરી મા, દુર્મતિ સઘળી જાય રે. મા૦ ૮૬

૧ 'પ્રતીક', 'પ્રતીત' ૨ 'આઈની' ૩ 'ગાઈને' ૪ 'બુદ્ધિ આપ તું બહુચરી, મૂઢ કવિતા ગાય રે'

કરુણાનિધિ કરુણા કળી[૧] મા, માજી! સુણજો વાત રે;
લાગું પાય લળી લળી મા, તું છું માત ને તાત રે. મા૦ ૮૭
બહુચર માત કૃપાવતી મા, સાર્યાં સેવકનાં કામ રે;
વલ્લભ જન કરે વિનતિ મા, નવખંડ ચાલ્યું નામ રે. મા૦ ૮૮

## 'શિરોમણિ'નો ગરબો*

શ્રી સલખનપુર 'સકલ-શિરોમણિ' રે,
સરવ સંસારતણું જે સાર;
જ્યાં વસે બહુચર મા ત્રિભુવન-ધણી રે,
આઈજી નોંધારાં-આધાર. ૧
અકળ કળા ન કળાણી કો થકી રે,
ઈશ્વરી, અગમ અભેદ અછેદ;
મહાતમ માર્કંડ કહે ગ્હેરાં-થકી રે,
વિધવિધ વાણી વખાણે વેદ. ૨
'કરુણાકર' કહાવ્યાં કળિકાળમાં રે,
કરવા કોટિ કોટિ ઉપકાર;
ભગવતી બેઠાં ભડ ચૂંવાળમાં રે,
ભરવા ભક્તતણા ભંડાર. ૩
નજર કરી નીરખું[૨] નારાયણી રે,
ન ગણું નાનું કીધું નાક;[૩]
સહસ-એક સ્વર્ગ થકી શોભા ઘણી રે,
ત્રિપુરી તત્ક્ષણ તાકી હાક.[૪] ૪
ગુણનિધિ ગંભીર ગાજો ગોખમાં રે,
સહુ સેવકની કરવા સાર;[૫]

---

૧ 'ફરી' * પાઠાન્તર: અથ 'સલખનપુરીનો ગરબો' ૨ 'નીરખું', 'નીરખો' ૩ 'નમણું નાનું કીધું નાક' ૪ 'તાકો તાક' ૫ 'સહાય'

નિજજન નિત્યપ્રતિ રાખે મા શેખમાં રે,
શરણુ ગયા તે ઊતર્યા પાર! ૫
પ્રત્યક્ષ પારો પૃથવીમાં ખરો રે,
પુરુષ – પ્રેમદા – પૂરણુ – આશ;
સાચે મન જે જન સેવા કરે રે,
અવિચલ આપે મા ધન્ય ઘરવાસ.[1] ૬
બિરદે બિરાજે બળવંત બહુચરી રે,
બહુ બુધવંતી મા બાળે વેશ;
હરિહર વિધિ વરત્યા[2] જશ ઊચરી રે,
સેવે સદાયે સુરપતિ શેષ. ૭
માહાતમ મોટું મહી-મધ્ય માતનું રે,
માનવ! માને મૂકી મેલ;[3]
જીવન-મુક્ત કરે જન જાતને રે,[4]
પાંચ પદારથ પામે પહેલ.[5] ૮
સુરપુર નરપુરે નાગપુરે નહીં રે,
નિશદિન પોતે[6] નવલો રંગ;
અડસઠ તીરથથી અદકું અહીં રે,
આલે અલૌકિક અભંગ.[7] ૯
જે ફળ જાચે જન જઈ કાશીએ રે,
ગયા ગદાધર પરસે[8] પાય;
તે ફળ પારા પાસે નિવાસીએ રે,
'વરદા' આપે બહુચર માય. ૧૦

---

૧ 'ઘર ઘરવાસ' ૨ 'વરજો' ૩ 'માન વિમાને મૂકિયે મેલ'
૪ 'જીવન મુક્તિ કરે જનજાતનુ' ૫ 'વ્હેલ' ૬ 'નિત્ય નિત્ય નવલો રંગ' ૭ 'આળે અવિલોકિક અભંગ', 'આલે અવિયોગી અતિભંગ'
૮ 'પડશે પાંય', 'પાસે જાય'

જે ફળ માધવટો કર્યે[૧] પ્રયાગમાં રે,
ત્રિવેણી[૧] વાણારસી વેગે નાહાય;
ના'તાં વાવકુંડ અનુરાગમાં રે,
તે ફળ દે દેવી દાતાય. ૧૧
કાવડ વૈજનાથને અર્પતાં રે,
કંકણ જઈ પેહેરે કેદાર;
તે ફળ ચૈતરે[૨] ત્રિપુરા તર્પતાં રે,
ભગવતી બ્રાહ્મણનો અવતાર. ૧૨
જે ફળ હોય જગન જાગે કરી રે,
જપ તપ વ્રત કીધે ફળ થાય;
તે ફળ પામે ફરતાં ચાચરે રે,
જો નિર્મળ મન ગરબો ગાય. ૧૩
જન જુગ જીતે જસ ગાઈને રે,[૩]
જો જનુનીને આવ્યો[૪] પેટ;
આ અવતાર ન ઓળખ્યાં આઈને રે,
જીવ્યું જાણજો દૈવની વેઠ! ૧૪
ગોખને જોખમાં જોશો જે ઘડી રે,
માન સરોવર કરશો મરજન રે;[૫]
પ્રણમશો[૬] પ્રીતે પાયે પડી રે,
બહુચર મા દેશે દરશન. ૧૫
માજીએ મહાપાપી પાવન કર્યાં રે,
પ્રગટ થઈ નવ લેહેતાં પુણ્ય;
ભક્ત થતાં ભવ ભાગ્યભર્યાં રે,[૭]
નવ નિધ આણે, નવ રહે નુન્ય.[૮] ૧૬

૧ 'વેણી' ૨ 'ચૈતન' ૩ 'જન થઈ જુગ જીત્યો જશ ગાઈને' ૪ 'નાવ્યો' ૫ 'મનરંજન' ૬ 'વરણવશો' ૭ 'ભગવત થતાં ભવ ભાગ્ય ભલાં ભર્યાં રે' ૮ 'આપી નવ રહી ન્યૂન'

સેવ્યે સદાયે મહાસુખ પામીએ રે,
સમરથ સલખનપુરની રાય;
દાસ થતાં, દુઃખ દોહ્યલાં વામીએ રે,
ભજતાં ભવની ભાવટ જાય. ૧૭
પર-ઉપકાર-કરણ પરમેશ્વરી રે,[1]
મહિસ્થલ માત રાખજો મામ;[2]
વાત જ વાત કરી વિશ્વેશ્વરી રે,[3]
વલ્લભ વાડવનો વિશ્રામ. ૧૮

## 'ભાવે ભજો જો'* નો ગરબો

( રાગ–સારંગ સોરઠી : તાલ–રૂપક )

આળી બહુચર માને ભાવે ભજો જો,
મનસા વાચા કર્મણા મમતા તજો જો;
મૂરખ મન, શું જાણે મુક્તિતણો મજો જો ?
જીવન જશ લેવા એ પદને યજો જો. આળી૦ (ટેક.)
સેવો સલખનપુરની રાઓ કે,
દેહ ધરીને પામ્યા દાઓ કે,'
એક-મને આઈને આરાવો કે,
ચાચરમાં નાચી, ગરબા ગાઓ કે. આળી૦ ૧
જો જન થઈ જાણો તો કહું જક્તને જો,
સેવો સલખનપુર સાચી શક્તને જો;
ભજતાં એક-ભવીઆં કીધાં ભક્તને જો,
તાર્યાં ઠાર્યાં રંગે આરક્તને[4] જો;

૧ 'પર ઉપકાર કરો પરમેશ્વરી રે' ૨ 'માય' ૩ 'વાત જ વિશ્વેશે વિશ્વેશ્વરી' * પાઠાન્તર: 'બહુચરાનો રંગ' એ નામથી 'બૃહત્ કાવ્યદોહન'માં પ્રગટ. ૪ 'આસક્તને'

જીવન-મુક્ત કર્યાં તે પ્રાણી કે,
જીવ્યાં શત શરદે સુખ માણી કે,
નવે નિધ આવી ભુવન ભરાણી કે,
અંગે આપદા અંશ ન જાણી કે.[૧] બાળી૦ ૨
તે માટે ગુણ ગાવા ત્રિપુરાતણા જો,
જે દશ દિન દેવીને વહાલા ઘણા જો;
એ દિન જાણે દુનિયામાં રાજા રાણા[૨] જો,
તે દિન દેવી માણે મૂકી મણા જો;
જો જનનીને જોવા ચાહો કે,
એ રસ રસના નિત્ય સરાહો કે,
ભક્ત ભવાનીના કહેવાઓ કે,
સેહેજે સુધાસિંધુમાં નાહો કે. બાળી૦ ૩
એક સમે આસોમાં આઠે ઈશ્વરી જો,
પડવે પહેલે પહોરે જગદીશ્વરી જો;
રંગે રથ બેસી રમવા નીસરી જો,
નવમી રથ હાંકે માત ચંડેશ્વરી જો;[૩]
પશ્ચિમપથે[૪] કર્યાં પ્રયાણ કે,
ચપલ ગત્યે ચાલે કેકાણ કે,
મન બધ[૫] બહુચર મઠ મેલાણ કે,
રથ પથ વાધ્યો થકી ડેડાણ[૬] કે. બાળી૦ ૪
બહુચર ચાચરમાં રમતાં'તાં રંગમાં જો,
ગાતાં'તાં ગુણનિધ ગાન સુગંધમાં જો;
અલબેલી આઠે પહોર ઉમંગમાં[૭] જો,
સરખેસરખી સખીઓના સંગમાં જો;

---

૧ 'અંગે આપદા અસુ ન અણી કે' ૨ 'ઘણા' ૩ 'મા ચંડી ખરી જો' ૪ 'પંડે' ૫ 'મન મધ' ૬ 'વાધ્યો ડેડાણ' ૭ 'ઉજમમાં'

ખેચર ખબર લઈને આવ્યો કે,
સમાચાર માજીને સંભળાવ્યો કે,
આવી નવ જાણે અંબાવ્યો કે,
રથ આંબલિયોમાંહે રખાવ્યો કે. બાળી૦ ૫
સલખનપુર રાણી સામાં સંચર્યાં જો,
પારેથી પ્રેમ ધરી પગલાં ધર્યાં જો;
અવિલોકતી[1] અન્યોન્ય અમી ઝર્યાં જો,
ભેટ્યાં ભગવતીઓ બધાં બાથે ભર્યાં[2] જો;
બોલ્યાં બહુચર મધુર વચન કે,
ધન્ય ધન્ય આજુનો દિન કે,
મહામાયા મન થયાં મગન કે,
સર્વે સાથે કર્યાં ગમન[3] કે. બાળી૦ ૬
કાલી કામાક્ષી ને કાંકરેશ્વરી જો,
હરસિદ્ધ હિંગોલી ને ગાત્રેશ્વરી જો;
અંબા ચંડી ને માર્કંડેશ્વરી[4] જો,
મઢમાં મળી ઊભાં બધ પરમેશ્વરી જો;
આપ્યાં આગળથી આસન કે,
જડિયાં મણિમુક્તા ને રતન કે,
બેઠું શક્તિ-તણું સાજન કે,
શરદ શશી-શાં વિમલ વદન કે. બાળી૦ ૭
બહુચર બોલ્યાં: 'સખીઓ સહુ કહીં ગઈ જો ?
પ્રથમે પૂજાપો[5] લાવો, વેળા થઈ જો,
ચંદન અક્ષત કુમકુમ કુસુમે ગ્રહી[6] જો;'
એમ કહી બહુચર આસન બેઠાં જઈ જો;

૧ 'અવિલોકની' ૨ 'બાવે ભર્યાં' ૩ 'ગવન' ૪ 'મા કંટેશ્વરી'
૫ 'પૂજા' ૬ 'કઈ'

સખીઓ સરવ સજીને આવી કે,
પાણે પૂજાપો ગ્રહીને લાવી કે,
પ્રૌઢાં પાનપાત્ર ભરાવી કે,[1]
લીધાં ભાજન ભોગ ધરાવી કે. બાળી૦ ૮
અંબા કહે 'અભ્યંગ'[2] આપું અમે જો,
ચંડીને કહે 'ચંદન ચર્ચો તમે જો;'
કાળી ચાંદલિયા કાઢે કુંકુમે જો,
ચોખા ચોઢે હરસિદ્ધ હાથે સમે જો;
પૂજી પુષ્પ સમર્પ્યાં હાર કે,
પુનરપિ પારિજાત મંદાર કે,
આગળ મૂક્યા ભોગ અપાર કે,
આચમન કીધાં કરીને આહાર કે. બાળી૦ ૯
અંબા કહે, 'બહેન ! આજ્ઞા દીજીએ જો,
પહેલે મધુપાન સરવ સહી કીજીએ જો;'
બહુચર કહે, 'પાત્ર ભર્યાં તે લીજીએ જો,
માતંગી ! મન માને તેમ પીજીએ જો;'
કર કર પાત્ર કનકનાં દીધાં કે,
ભગવતીઓએ અંજલી ભરી ભરી લીધાં કે,[3]
પ્રેમ ધરી પરિપૂરણ પીધાં કે,
મગન થઈ સુખવાસજ કીધા કે. બાળી૦ ૧૦
મદથી[4] ઉન્મદ થઈ ઊઠ્યાં આઈઓ જો,
આપેથી પારા પ્રાસ પળાઈઓ જો;[5]
ચાચર પૂંઠળ વીંટી વળાઈઓ જો,
રમવા મધ્ય બધી મળાઈઓ જો;[6]

૧ 'પ્રેમે પુષ્પે દેઈ વધાવી કે' ૨ 'અસંગે' ૩ 'ભગવતીઓએ ભાવ ધરી લીધા રે' ૪ 'મદમા' ૫ 'આલેથી પારે પાગ પળાઈયો જો' ૬ 'રમવા માટે મોટ મળાઈઓ જો'

બોલ્યાં હરસિદ્ધ ને હિંગોલી કે,
'સુણીએ સકલ ભવાની ભોળી કે,
આજ મળી મનગમતી ટોળી કે,
કીજે રાતદિવસ રંગરોળી કે' બાળી૦ ૧૧
કાળી બહુચરને કહે, 'કાંઈ ઊચરો જો,
તે સૂર ભરીએ જે બહેનો તમે ભરો જો;'
અંબાને કહો જે આલાપ કરો જો,
મહાસુખ લેવાનો આ સમો ખરો જો;
સુણી સલખનપુરીએ સૂર લીધા કે,
શક્તે સરવ બરાબર દીધા કે,
અંબે આલાપ ક્રમબદ્ધ કીધા કે,
મહામાયાના મનોરથ સીધ્યા કે. બાળી૦ ૧૨
વીણા આદે વાજાં વેદે કહ્યાં જો,
કર કિંકરીઓએ બધાં તે ગ્રહ્યાં જો;
શક્તિઓના સૂર-શું[1] સૂર મળી રહ્યા જો,
ઘૂઘરે ગત અવર કો ન બધે વહ્યાં જો;[2]
બોલ્યાં બહુચર અંબા સાથ કે,
આવડમાંહે[3] કશી ન અણાથ કે,
તે તુક શક્તિઓ કહે સંગાથ કે,
ત્રિપુરા તાળી દે બધ હાથ કે. બાળી૦ ૧૩
વળી વચમાં ઊભાં રહી તુક ઊચરે જો,
હેડણુ[4] લેતાં હાથ બેઠા ધરે જો;
બોલતાં વચમાં હાથ ઊંચા કરે જો,
ચટકે ચાચર ચાલે ને પૂંઠે ફરે જો;[5]

૧ 'સૂર સરવે' ૨ 'ઉમટ ગતે અવનવી કરે એ બધાં જો'
૩ 'આવડ્યામાંહે' ૪ 'હેડપણ' ૫ 'વળતાં વચને કર ઊંચા કરે જો'

મહા મનોહર કરતાં ગાન કે,
મધ્ય મધ્ય માત કરે મધુપાન કે,
નિત ઉપજાવે અવનવાં તાન કે,
વાજાં વાંજે ગત અનુમાન કે. બાળી૦ ૧૪

ડાબાજમણી તાલી દે દેવીઓ જો,
ઘૂંઘટે[1] ગત્ય કરે મા કેવીઓ જો,
જ્યમ જ્યમ ગત બદલે ત્યમ તેવીઓ જો,
મહા ચતુર-સુજાણ જનની જેવીઓ જો;
ખૂંદે ઊંચાંનીચાં થઈને કે,
સન્મુખ એકએકને કહીને કે,
બહેનો બધ બરાબર રહીને કે,
કાળી 'જે જે' કહે મધ્ય જઈને કે. બાળી૦ ૧૫

હરણે હંબોડા લે હાથે કરી જો,
જનુની બધ રહી લેડ, બરાબરી જો;
અંબા સાથે મળી માત બહુચરી જો,
હંબોડા લેઈને કૂદડીઓ ફરી જો;
મહારાસ[2] મચ્યો ચાચરમાંહીં કે,
જે રાસ[3]ના નવખંડે, નહિ કયાંહી કે,
પ્રેમ-પયોધિ પ્રગટ્યો જ્યાંહી કે,
ત્રિપુરા તૃપ્ત થઈ બધ ત્યાંહી કે. બાળી૦ ૧૬

વ્યોમે વિમાન રહ્યાં બધાં છાઈને જો,
બેઠા સુરપતિ સંગ સમાઈને જો;
અવિલોકે આપે આપ ગમાઈને જો,
મન-શું મન સોંપ્યું બહુચરબાઈને જો;

૧ 'ઉગટે', 'હુપટે' ૨ 'મહારસ' ૩ 'રસ'

ચંદન પુષ્પ સમર્પે પાણ્ય કે,
મધુરે મેઘતણે એંધાણ્ય કે,
વદે દેવ 'જે જે' મુખવાણ્ય કે,
જયમુનિ પાઠ કરે પારાંણ કે. બાળી૦ ૧૭
ત્રિભુવન રાણી નવરાત્રિ રમી વળ્યાં જો,
દેવી દરબાર થકી દેહેરે પળ્યાં જો;
ભાવે ભોજન લેવા ભેળાં ભળ્યાં જો,
બહુચર કહે લાવો પાક, સહુ મળ્યાં જો;
સખીએ સર્વે રસોઈ નીપાઈ કે,
તત્ક્ષણ લાવ્યાં અંબા આઈ કે,
સર્વે આરોગે પાક સવાઈ[1] કે,
હાસ્ય વિનોદ કરે હરખાઈ કે. બાળી૦ ૧૮
ભોજન કરી ઊઠ્યાં સકલ ભવાનીઓ જો,
મુખમાં મુખવાસ કરી મુસકાનીઓ જો;[2]
મઠ જાવા મહામન મલકાનીઓ જો,
રથમાં મળી બેઠાં મહા વરદાનીઓ જો;
બહુચર-માંથી થયાં વિદાય કે,
'કરજો (બહુચર કહે) ક્રિપાય કે,'
રથ જેમ વેગે પવન[3] પળાય કે,
મઠ મઠ પોહોતાં બધ મહંમાય કે. બાળી૦ ૧૯
આસન બેસી અંબા કહે ઇશને જો,
'બહુચરના ગુણ ગાશે નિશદિનને જો;
તે જન પદવી પામે અમરીશને જો,
બહુચર મુજને[4] તેમ જગદીશને જો;

૧ 'સહરાઈ' ૨ 'ફેર ફૂદડી ફરે વિશ્વની રાણીઓ જો' ૩ 'પંથ'
૪ 'મુજ'

બધી બહેનોમાં એ મુને વાહાલી કે,
મેં મારે મન નિવૃત્ત[1] આલી કે,
જાંહાં હું જાઉં મનગમતે ચાલી કે,'
શિવને સુણતાં મન થઈ ખુશાલી કે. બાળી૦ ૨૦

શંકર કહે એ ગરબો ગાજે સહુ જો,[2]
નર નારી ધારી દેહ, વૃદ્ધ લઘુ જો;
સુખ સંપત પામો ને દુઃખ વામો બહુ જો,
ધન ધાન્ય ને શ્રેય દારા સુત ને વહુ જો;[3]

આઠે પહોર રહે ઉલ્લાસ કે,
અંબા બહુચર પૂરે આસ કે,[4]
મારો બહુચરમાં નિવાસ કે,[5]
આરાસુર પ્રત્યક્ષ આવાસ કે.[6] બાળી૦ ૨૧

એ બે બેનોમાં અંતર કશો નથી જો,
મહામુનિએ નિશ્ચે મન કીધું મથી જો;
ઉત્પત્તિ પ્રતિપાલણ લય બધું એહથી જો,
એહના યશ વેદપુરાણ કહે કથી જો;

તે ત્રિપુરાને લાગું પાય કે,
એ મન માગું બહુચર માય કે,
પાળો પ્રજા, ઘણું પીડાય કે,
ભટ વલ્લભ તારા ગુણ ગાય કે. બાળી૦ ૨૨

---

૧ 'મારા મનની વત' ૨ આ કડી બધી પ્રતોમાં નથી. ૩ 'ધન ધાન્ય સેવે દારા સુતને બહુ જો' ૪ 'બહુચર પૂરે મનની આશ કે' ૫ 'ઊગ્યા જાયે કાળ આકાશ કે' ૬ 'આરાસુર પર્વત આવાસ કે'

## બહુચરાજીની પચતીર્થીનો ગરબો

માજી! તારું કારણ કળયુગમાંહ્ય રે,
બાળી બહુચરા રે મા;
માજી! તું બૂડતાં સાહે બાંહ્ય રે,
માજી! તું નિર્મળ ગંગા કાય રે;
તું આવી અમૃત પાય. બાળી૦
સલખનપુર વાસો વસે રે મા,
મદે ભરી[1] મા મસમસે રે મા;
મુખ જોવા મનડું ધસે રે મા,
માજી! તારું સુંદર વદન સોહાય રે. બાળી૦
ગોખ જોખમાં નીરખતાં રે મા,
પારો[2] તે પ્રત્યક્ષ પરખતાં રે મા;
અમૃત આઈજી વરસતાં રે મા,
માજી! મને તે કેમ વીસરી જાય રે? બાળી૦
આદ્ય સ્થાનકે આવી નમે રે મા,
મન અન્ય ક્યાંહી નવ ભમે રે મા;
ત્રણ તાપ તનના શમે રે મા,
મા! તું વેદવાયક કહેવાય રે. બાળી૦
માનસરોવર ઝીલતાં રે મા,
પાપ ગયાં પગ પીલતાં રે મા;
રોમ રોમ તન ખીલતાં રે મા,
મા! તેં કોમળ કીધી કાય રે. બાળી૦
વાવ કુંડ નાહી વળ્યાં રે મા,
કોટિક કર્મ કૂડાં બળ્યાં રે મા;

---

૧ 'મધસરી' ૨ 'પરતો'

બહુચર મા પોતે મળ્યાં રે મા,
મા ! તારું સિદ્ધક્ષેત્ર મહિમાય રે. બાળી૦
ચાચર, ચાલીને આવતાં રે મા,
સ્થાનક[1] શીશ નમાવતાં રે મા;
આપો મા ! મન-ભાવતાં રે મા,
માજી ! તું પૂર્વજનમની સાહાય[2] રે. બાળી૦
ગાનતાન ગરબે કરે રે મા,
તાળી દેઈ ચાચર ફરે રે મા;
'ઉદય ઉદય' મુખ ઊચરે રે મા,
મા ! તું દોહ્યલાં વામે દુઃખ રે. બાળી૦
પૂજા પુષ્પે સમર્પતાં રે મા,
પાન પ્રસાદે અર્પતાં રે મા;
તુઠે ત્રિપુરા તર્પતા રે મા,
મા ! તે સોહેલાં પામે સુખ રે. બાળી૦
પ્રદક્ષિણા દે આતમાં રે મા,
મન રાખે જગમાતમાં રે મા;
ન આવે જન-જાતમાં[3] રે મા,
મા ! તું વિષમ-વિઘન-હરનાર રે. બાળી૦
નમણુ નરનારી ગ્રહી રે મા,
ધરે શિર 'જે જે' કહી રે મા;
સકળ તીરથ વળે અહીં[4] રે મા,
મા ! તું કુરુક્ષેત્ર કેદાર રે. બાળી૦
પંચ તીરથી એ પૂજતાં રે મા,
અરુણ ઉદે મુખ[5] ગુંજતાં રે મા;

૧ 'અશોક' ૨ 'સાહ' ૩ 'જમ-યાતમા' ૪ 'સહી'
૫ 'હદે સૂત્ર'

સપરિવારે સહુ જતાં રે મા,
મા ! તારું દૈવત બધ્ય દરબાર રે. બાળી૦
યથાશક્તિ હવન કરે રે મા,
બ્રહ્મ-ભોજન ભાવે ખરે રે મા;
આદ્યશક્તિ અભરે ભરે રે મા,
મા, તું આપે પદારથ ચાર રે. બાળી૦
અરચે તે અરધ નિશા વિખે રે[1] મા,
બહુચર મા લેખે લખે રે મા;
યશ આયુષ આપે અખે રે મા,
મા ! વળી[2] ધન દારા સંતાન રે. બાળી૦
આરતીસમે[3] લે ઓવારણાં રે મા,
વાંઝ બંધાવે પારણાં રે મા;
દીધાં વસાવે બારણાં રે મા,
મા ! તેને અવસાને વિમાન રે. બાળી૦
ઘંટા[4] ગ્રહીને વજાડતાં રે મા,
માઢ માજીનો ગજાડતાં રે મા;
મુખડું જોઈ ને મન લાડતાં રે મા,
મા ! તું નોધારાં-આધાર રે. બાળી૦
દે દક્ષિણા દેહેરે રહી રે મા,
કામ ક્રોધ મોહને દહી રે મા;
દાનપાત્ર દેવી લહી રે મા,
મા ! તું પ્રત્યક્ષ દ્વિજ અવતાર રે. બાળી૦
પારે આવે[5] જન પ્રેમ શું રે મા,
વરસ એક મધ્ય[6] નેમ શું રે મા;

૧ 'નિશાસમે' ૨ 'માજી ! તેને' ૩ 'આરતી-શું' ૪ 'ઘંટ'
૫ 'આવ્યા' ૬ 'બધ'

વામે દિન સુખ ખેમ-શું રે મા,
મા! તું આ સંસારનું સાર રે. બાળી૦
વન-તરુવર શોભા ઘણી રે મા,
જુવે જન જે જે ભણી રે મા;
માયા મહંમાયા-તણી રે મા,
મા! તું વ્યાપિક વિવિધ પ્રકાર રે. બાળી૦
મદભર્યાં મૃઘડાં રમે રે મા,
ઊડી અરણ્ય-ઉદે સમે રે મા;
બહુચરી! તું કેહે તે ગમે રે મા,
મા! તું પંખી-મુખ પરમાણ રે. બાળી૦
બહુચર મા બરદે ભરી રે મા,
દોહત્રાં દાસ-તણાં[1] હરી રે મા;
નારી નર ક્ષણમાં કરી રે મા,
મા! તું જુગ સચરાચર જાણ રે. બાળી૦
ધારી ધ્યાન હ્રદે ધરે રે મા,
માના મનમાંહે[2] મુદે રે મા;
હોચે કરમ-તણા ઉદે રે મા,
મા! તું ભોળી ભવાની માત રે. બાળી૦
દેવી દેવ જહીંતહીં રે મા,
ત્રણભુવન તોલે નહીં રે મા;
પ્રગટ પીઠ લહું અહીં રે મા,
મા! તારી નિપટ અટપટી વાત રે. બાળી૦
સુર-તણી વાહારે ચઢી રે મા,
જીત્યા દૈત્ય ઘડી ઘડી રે મા;

૧ 'દોહસ દાસતણી' ૨ 'મન મોહે'

માર્યો મહિષાસુર વઢી રે મા,
મા ! તું ભૂપતિની પ્રતિપાળ રે.[૧] બાળી૦
સરજે પાળે ને સંહરે રે મા,
અજરઅમર ન માર્યે મરે રે મા;[૨]
કામ અગોચર કંઈ કરે રે મા,
મા ! તું કાળ–હરણ મહાકાળ રે. બાળી૦
નિરાધાર આધારમાં રે મા,
જીવ સફળ[૩] અવતારમાં રે મા;
શક્તિ સબળ સંસારનાં રે મા,
મા ! તું નરવિણ[૪] રાખણ નીર રે. બાળી૦
સ્વર્ગ મૃત્યુ પાતાળમાં રે મા,
બહુચર બહુ બદ[૫] બાળમાં રે મા;
મોડણ[૬] મહા મોહ જાળમાં રે મા,
મા ! તું આપે અધીરને ધીર રે.[૭] બાળી૦
નેણે નેહભરી ન્યાળતાં રે મા,
પલક પલક મન[૮] વાળતાં રે મા;
જનમ–મરણ–ભય ટાળતાં રે મા,
મા ! તું અભય પદ–દાતાર[૯] રે. બાળી૦
લાગું પાય લળી લળી રે મા,
માગું મનમાની રળી રે મા;
પૂરો આશ વળી વળી રે મા,
મા ! તું સેહેજ કરણ ભવપાર રે.[૧૦] બાળી૦

---

૧ 'ભૂપતિ સથી પ્રતિપાળ' ૨ 'આજ આઈ અમૃત ઝરે રે મા' ૩ 'સકલ' ૪ 'નિર્મળ' ૫ 'બળ', 'બુધ' ૬ 'ચોટણ' ૭ 'માજી તું આપે અધીરાં ધીર રે' ૮ 'નવ' ૯ 'અમેપદ દાતાર' ૧૦ 'સેજ કારણ ભવપાર રે'

જનમ સફળ કરો જાઈને રે મા,
જાવુ જુગમાંથી કમાઈને રે મા;
ભાવ ધરી ભજે આઈને રે મા,
મા! તે નર ના'વે ગર્ભવાસ રે. બાળી૦
કર જોડી કહું દરગરી રે મા,
બાંહ ધરો શિર બહુચરી રે મા;[1]
આહ્લાય[2] કરો મલ્લખનપુરી રે મા,
ના ! તારો વલ્લભ દાસનો દાસ રે. બાળી૦

## નવરાત્રિ કળશ-સ્થાપનનો ગરબો*

મારી બહુચર બાઈ રે,
એક દિન આઈજી આનંદમા રે મા;
મારી બહુચર બાઈ રે,
બહુચરાજી બહુ સુખ કંદમા રે મા. (ટેક) ૧
બેઠા'તા હાસ્ય-વિલાસમા રે મા;
ઊપન્યુ તે આસો માસમા રે મા. ૨
ત્રણસે ને સાઠ દિવસ વર્ષના રે મા;
તેમાં નો'રતાના નવ દિવસ હર્ષના રે મા. ૩
બાળી બહુચરાએ એમ ધારિયુ રે મા;
'વ્રત કરું હું' વિચારિયું રે મા.[3] ૪
પ્રતિપદા આસોતણી રે મા;
ઊઠ્યા સવારે શિરોમણિ રે મા. ૫
પરિયક મૂકીને પરવર્યા રે મા;
લડસડતા ડગલા ભર્યા રે મા. ૬

---

૧ 'આય ધરો શ્રી બહુચરી રે મા' ૨ 'સાભળજો'
* પાઠાન્તર 'ગરબો નવરાત્રિનો' ૩ 'વ્રત કરવાનુ વિચારિયુ રે મા'

સખી સકલ[1] આવી મળ્યાં રે મા;
નિત્ય-નિ'મ કરવાને વળ્યાં રે મા. ૭
નિત્યનિયમ સઘળાં થયાં રે મા;
માત મજ્જન[2] કરવા ગયાં રે મા. ૮
મજ્જન કરીને આવિયાં રે મા;
વસ્ત્ર-આભૂષણ મંગાવિયાં રે મા. ૯
જડ્યાં જડાવ ઝાલ ઝૂલનાં રે મા;
અંબર[3] અધિક અમૂલનાં રે મા. ૧૦
વસ્ત્ર-આભૂષણ ધારિયાં રે મા;
નયણે તે કાજલ સારિયાં રે મા. ૧૧
કેસરની આડ કપોલ-શું રે મા;
કુંકુમનું બિંદુ મધ્ય ગોલ-શું રે મા. ૧૨
સુધા[4] પીધાં તે કલ્લોલ-શું રે મા;
મુખડાં ભર્યાં તે તંબોળ-શું રે મા. ૧૩
બરદે બોલ્યાં તે બાળી બહુચરા રે મા;
સખી પ્રત્યે એમ ઊચર્યાં રે મા. ૧૪
'હું નવરાત્રિ વ્રત એ કરું રે મા;[5]
ખાંત્ય થઈ, હું કહું ખરું રે મા. ૧૫
કર જોડી કહે કિંકરી રે મા;
'આઈજી! ભલે ઇચ્છા કરી રે મા. ૧૬
જે જોઈએ તે મંગાવીએ રે મા;
અદ્ભુત ઓલ[6] રંગાવીએ રે મા.' ૧૭
પ્રથમે પૂજાપો આણિયો રે મા;
જે પરાપૂર્વે પ્રમાણિયો રે મા. ૧૮

૧ 'સર્વે' ૨ 'માર્જન' ૩ 'અમર' ૪ 'સુરા' ૫ 'હું નવરાત આદરું રે મા' ૬ 'આલ'

મંડપ થકી મોહેલે ગયાં રે મા;
કુંભ સ્થાપવાને સજ્જ થયાં રે મા.[1] ૧૯
માએ મુનિને તેડાવિયા રે મા;
સહસ્ર અઠ્ઠ્યાશી ત્યાં આવિયા રે મા. ૨૦
અવિલોક્યાં આવી આઈને રે મા;
પ્રણમ્યાં શ્રીબહુચર બાઈને રે મા. ૨૧
વિપ્ર વદે 'માત! શું કહો? રે મા;'
આઈ કહે 'દશ દિન આંહીં રહો રે મા. ૨૨
હું નવરાત કરું રીત–શું રે મા;
પાઠ કરો નિત્ય પ્રીત–શું રે મા.' ૨૩
માત વાત કહી થયાં કામમાં રે મા;
ઋષિ ગયા આરામમાં રે મા. ૨૪
ભક્ષ ભોજન કર્યાં ભાવતાં રે મા;
વાડવને લાડ લડાવતાં રે મા. ૨૫
કહે બ્રાહ્મણ[2] 'ભાગ્ય આપણાં ભળ્યાં રે મા;
જપ તપ વ્રત સફળે ફળ્યાં રે મા. ૨૬
દેહ દમતા જે કારણે રે મા;
તે જોઈ જઈશું માને વારણે રે મા.' ૨૭
સુણી વચન ત્રિપુરાતણાં રે મા;
આસન કીધાં આપ–આપણાં રે મા. ૨૮
મહૂરત જોઈને મુનિ વળ્યા રે મા;
તપસી ટોળે થઈને પળ્યા રે મા. ૨૯
દેવી વદે વેળા થઈ રે મા;
સંખી સામગ્રી લેઈને ગઈ રે મા. ૩૦

૧ 'થાપવા કુંભ તત્પર થયાં રે મા' ૨ 'બ્રહ્મા'

મૃત્તિકા મંગાવી મુનિજને રે મા;
આસન કીધું કુંભનું મુન્યે રે મા. ૩૧
જવના જવેરા[1] વાવિયા રે મા;
માંહે ગંગાજળ સિંચાવિયાં રે મા. ૩૨
હેમનો[2] કલશ હીરે-જડ્યો રે મા;
વિશ્વકર્માએ વિધ્યે ઘડ્યો રે મા. ૩૩
નિર્મળ નીર ભરાવિયું રે મા;
શ્રીફળ શીશ ધરાવિયું રે મા. ૩૪
કુંભ ગ્રહ્યો કરે યત્ન-શું રે મા;
મુદ્રાર્પણ મૂકી મધ્ય રત્ન-શું રે મા.[3] ૩૫
ભવ બ્રહ્મા ને શ્યામને રે મા;[4]
આસન બેઠાં અભિરામને[5] રે મા. ૩૬
કર ઉપર કુંભ રાખિયો રે મા;
મહામુનિએ મંત્ર ભાખિયો રે મા. ૩૭
અંતર ઇચ્છા આઈ ઊપન્યાં[6] રે મા;
પહેલે પહોરે કરી સ્થાપના રે મા. ૩૮
હેતે[7] ધર્યો કુંભ હસ્તકે રે મા;
માળ બંધાવી[8] મસ્તકે રે મા. ૩૯
અલવે થકાં[9] આઈ ઈશ્વરી રે મા;
પ્રેમે પૂજે જગદીશ્વરી રે મા. ૪૦
અર્ઘ્યપાદ્ય પહેલા[10] કર્યાં રે મા;
ચંદન કુમકુમ-શું ભર્યાં રે મા. ૪૧
અબીલ ગુલાલ કઢાવિયા[11] રે મા;
સિંદૂર સહિત ચઢાવિયાં રે મા. ૪૨

૧ 'જવારા' ૨ 'હાથે' ૩ 'મુદ્રા પણ મધ્યે રત્ન-શું' રે મા'
૪ 'ભવ બ્રહ્માને સ્વામિની રે મા' ૫ 'અભિરામિની' ૬ 'આપનાં'
૭ 'હેઠે' ૮ 'વધાવી' ૯ 'હર્ષથકી' ૧૦ 'પહેલે' ૧૧ 'ઉડાવિયા'

પુષ્પ સમગ્ર સમર્પિયાં રે મા,
સાત ફેરા સાથે અર્પિયાં રે મા ૪૩
ધૂપ દીપ ને ફૂલ ધારતી રે મા;
કરી કપૂરની આરતી રે મા ૪૪
નવનવાં નૈવેદ્ય ધારતી રે મા,
પછી કરી પંચ આરતી રે મા. ૪૫
પૂજી પધાર્યો પ્રણમી રે મા;
પુષ્પે વધાવ્યાં વર્ણવી રે મા. ૪૬
મહામુનિ સહુ કો વને રે મા;
પૂજા કરાવી હોમશે રે મા. ૪૭
ચાચર ચાલ્યા ચાહીને રે મા,
ડાક વગાડે દર સાહીને રે મા. ૪૮
ગરબો ગાયો તે સખી-સંગમા રે મા;
સાત રાત માત માત-રંગમા રે મા.[1] ૪૯
અષ્ટમી ગમી ને કીધો જજ્ઞને રે મા,
આહુતિ આપી અગ્નિને રે મા. ૫૦
નવ દિનના ખેલ નવનવા રે મા;
બહુચર ચાચરમા હવા રે મા ૫૧
દશમે દિવસે કર્યો પારણા રે મા,
ખેચર સુ[2] મોકલ્યા હકારણા રે મા ૫૨
ઋષિ સકલ બોલાવિયા રે મા,
પોષી સંતોષી વળાવિયા રે મા. ૫૩
ચોસઠ માને તેડાવિયા રે મા;[3]
અંબિકા સહિત બધા આવિયા રે મા. ૫૪

૧ 'સાત રાત માત માતંગના રે મા' ૨ 'ખેચર મોકલ્યા તે કારણે રે મા' ૩ 'ચોસઠ ને નવ તેડાવિયા રે મા'

આલમાં[1] તેડ્યાં આઈને રે મા;
મંડપમાં બેઠાં ભરાઈને રે મા. ૫૫
પ્રથમ પૂજા કરી પ્રેમ-શું રે મા;
આઈ આરોગાવ્યાં નેમ-શું રે મા. ૫૬
ભોજન મંગાવ્યાં ભાવતાં રે મા;
બહુચર બેઠાં મધ્ય આવતાં રે મા. ૫૭
જનની જમે ને કરે રળી[2] રે મા;
શક્તિ સકલ ટોળે મળી રે મા. ૫૮
શોભા જોઈને સંભારીએ રે મા;
કોટિ કામ શશી સૂર્ય વારીએ રે મા. ૫૯
ભોજન લેઈને ભવાનીઓ રે મા;
મધ્ય મઠ જાયે મહેરબાનિયો રે મા. ૬૦
ખાનપાન કરી પરિધાન-શું રે મા;
શિખ કરી સન્માન-શું રે મા.[3] ૬૧
ગાઈ વાઈ દ્રાઇ[4] ધાઈ જોખમાં રે મા;
બહુચર બેઠાં જઈ ગોખમાં રે મા. ૬૨
આસન બેસીને આઈજી ભણ્યાં રે મા;
એ ગરબાને આદર ઘણાં રે મા. ૬૩
ગાય ગવરાવે કો'કને રે મા;
જીવત જીતે ત્રૈલોકને રે મા. ૬૪
દશ દિન મન-સાથ સાંભળે રે મા;
રિધ સિધ નિધ આવીને મળે રે મા.[5] ૬૫
ધન દારા સંતાન-શું રે મા;
અંતે પળે વિમાન-શું રે મા. ૬૬

---

૧ 'આપે તે' ૨ 'લળી' ૩ 'સખી સહુ સનમાન-શુ રે મા', 'શિખ દીધી સન્માન-શું રે મા' ૪ 'દાહી' ૫ 'તેનાં જપ તપ વ્રત સફળે ફળે રે મા'

'એ ગરબાને વર આપિયો રે મા;'
એમ કહીને કુંભ ઉથાપિયો રે મા. ૬૭
બહુચર બરદે વદે બહુ રે મા;
વેદ પુરાણ કહે સહુ રે મા. ૬૮
નરક–નિવારણ નામ છો રે મા;
ભટ વલ્લભનો વિશ્રામ છો રે મા. ૬૯

## નવરાત્રિનો ગરબો

શ્રી સલખનપુરમાં સાચી માતા બહુચરા રે,
પુરુષાં પહેલી માયા અપરંપાર રે,
જેની માયા મંડાણ વસુંધરા રે;[1]
[ વલણ ]
નિત નિત નિગમ નિરંતર ગાય,
આઈને નમે ઇંદ્રાદિક રાય,
પુરુષ પુરાણે નવ પરખાય. સલ૦ ૧
મુખડું માજીનું શરદ શશી જસું રે,
જોતાં જોડ જમલું[2] ના'વે કશું રે,
મહા દુ:ખમોચન[3] મન માહારે વસ્યુ રે;
[ વલણ ]
માત અસું મહીં–મધ્ય નહિ કોય,
આઈજી અમૃત દષ્ટે જોય,
તાહારા[4] તેજે ત્રિભુવન રહ્યું મોહ્ય. સલ૦ ૨
આરાસુર–રાણી આસો માસમાં રે,
આસનથી ઊઠ્યાં હાસ્ય વિલાસમાં રે,

૧ 'વસુધા ધરે રે' ૨ 'મળતું' ૩ 'મુખમોચન' ૪ 'તારણ'

આવ્યાં સલખનપુરમાં એક શ્વાસમાં[1] રે;

[ વલણ ]

મઠ મધ્ય માંડ્યો[2] માત પ્રવેશ,
બેઠાં બહુચર બાળે વેશ,
સૌભાગ્ય સરખાં પરમ સુવેશ. સલ૦

નિશ દિન નવલે રંગ રહે રસરાસમાં રે,
મહાસુખ માણે સલખનપુર વાસમાં રે,
જાણે જવરલો જે જન નિજ દાસમાં રે;

[ વલણ ]

એક સમે આઈ થયાં ઉલ્લાસ,
અંતર ખેલ ખેલવા ખાસ,
અંબે અગમ હુઓ આભાસ. સલ૦ ૪

સમ-અંતર એકે બહેનો બે મળી રે,[3]
માણે મનશું તે[4] મનમાની રળી રે,
દેવી દહેરા પૂંઠળ આવ્યાં વળી રે;

[ વલણ ]

બેઠાં માન-સરોવર પાળ,
શીતલ વન તરુવર દ્રુમડાળ,
બોલ્યાં બહુચર મા તત્કાળ.[5] સલ૦ ૫

અંબા રમવા આરત ઉરમાંહી રે,[6]
ગરબો ગાયો તે દિવસ થયા કાંઈ રે,
ચાલો ચાચર આપણે રહીએ જાઈ રે;

૧ 'શ્વાસોશ્વાસમાં' ૨ 'કીધો'
૩ 'બોલ્યાં અંતર એક મિન બંને મળી રે' ૪ 'માનો અંતર-શું અતિશે મનમાની રળી રે' ૫ 'તે કાળ' ૬ 'આરત-શું ઊભાં થાઈ રે'

[ વલણ ]

રૂડાં રંગભર્યાં નવરાત્ર,
ચૂવા ચંદન ચર્ચ્યાં[1] ગાત્ર,
રમીએ રાત દિવસ પ્રભાત. સલ૦ ૬

આનંદે અંબા મુખથી ઊચરી રે,
બીજી બેનો તેડાવો બહુચરી રે,
ખેચર ક્ષણમાં આવ્યો તેડી કરી જે;

[ વલણ ]

આવ્યાં નગરકોટની રાય,
સાથે સિંધવાઈ ઉમિયાય,
તત્ક્ષણ આવ્યા નવદુર્ગાય સલ૦ ૭

પહેલે પોહોતાં પાવેથી કાળિકા રે,
ઉત્તર દિશેથી આવ્યા આઈ અંબિકા રે,
ભાવથી ભેટ્યાં મા ભ્રમરાળિકા જે;

[ વલણ ]

આગળ હિંગળાજ ને હરસિદ્ધ,
પૂંઠળથી પીતાંબરા ય પરસિદ્ધ,
વરદા સમા[2] આવ્યા વરસિદ્ધ. સલ૦ ૮

છપ્પન નવ ચૌસઠ ચાલી આવિયા જે,
બહુચર માયે મહમા પધરાવિયા જે,
માતા માહોમાહી મન ભાવિયા જે;

[ વલણ ]

આપ્યા આસન આદર માન,
બહુવિધ ભોગ, ધર્યાં પકવાન,
સરસા આપ્યા સરામર[3] પાન. સલ૦ ૯

---

૧ 'અર્ચિત' ૨ 'વરદા સમાના' ૩ 'સુરાસુર'

પૂજી પોષી સંતોષી જોગણી રે,
એક એકથી અધિકાં અમલ આરોગણી રે,
રીઝયાં માતા મનમાં મહારસ-ભોગણી રે;

[ વલણ ]

કરતાં કુશલ–કારિણી વાત,
હેડે હોંશ ભર્યો હરખાત,
ગુણનિધિ ગંભીર ગોરાં ગાત્ર. સલ૦ ૧૦
બાળી બહુચર બોલ્યાં અંબા પ્રત્યે રે,
ચાચર દીવા મૂકી પૂરી ઘૃતે રે,
હરખે ગાવો, વાવો, ખૂંદો નૃતે રે;

[ વલણ ]

ધન ધન ધન આજનો દિન,
ત્રિપુરા તનમન માત મગન,
શોભા–સાગર પુર–સલખન. સલ૦ ૧૧
સુણતાં ક્ષણું એકે ઊઠ્યાં અંબા ધસી રે,
સન્મુખ શક્તિઓ[1] પ્રત્યે બોલ્યાં હસી રે,
રમવા સજ થાઓ, મણા ન કરો કશી રે;

[ વલણ ]

ખટદશ સજો સજની અંગ,
સુંદર ધારો વસન[2] સુરંગ,
ચાચર સાંચરીએ સહુ સંગ. સલ૦ ૧૨
ષોડશ સજ્યાં દિન ષોડશ વાર શી રે,[3]
સઘળી સરખી શશી રવિ આભા-રખી રે,[4]
લલિતા કલ્યાયણુ[5] બહુચર મા લખી રે;

---

૧ 'સેવકો' ૨ 'વસ્ત્ર' ૩ 'દિન સોળ સવાલખી રે' ૪ 'સઘળી સરખી શશા અભારખી રે' ૫ 'લલિતા લોપનને'

[ વલણ ]
તે રમવામાં મન આનંદ,
મોદભર્યો મલકે મંદમંદ,
આઈજી આજ[1] આનંદકંદ. સલ૦ ૧૩
અદ્‌ભુત અંબર અંબા અંગે ધર્યાં રે,
ઉત્તમ અંતરતર અમોઘે ભર્યાં રે,
અંતર ગમતાં આપોઆપે આવર્યાં રે;
[ વલણ ]
ઉજ્જ્વલ નીલ પીત ને શ્યામ,
કોર કસુંબલ કસબી કામ,[2]
નવલ નવેલી ન લહું નામ.[3] સલ૦ ૧૪
આંગી આછી અંગે[4] આઈ-તણે રે,
પેહેરી ઘેરી રંગે ઘણે રે,
સૂંથણું રંગ સુંદીર બહુચરને બણે રે;
[ વલણ ]
માની ઓઢણી લાલ ગુલાલ.
ભરિયાં ભાગ્ય ભવાની ભાલ,
મા મતવાલી હાલહવાલ. સલ૦ ૧૫
મઢથી મદમાતાં થઈ પળ્યાં રે,
ચાચર સન્મુખ વાતો કરતાં વળ્યાં રે,
જોતાં જોગણીઓ જન ટોળે મળ્યાં રે;
[ વલણ ]
ઊભલાં બહુચર મધ્ય દરબાર,
જનની જન જન ફરતી હાર,
ખૂંદવા ખાંતે માત ખરાર. સલ૦ ૧૬

૧ 'આતુર' ૨ 'કોર કસુંબી કસબી કામ' ૩ 'અવલ નવેલા નવ લહું નામ' ૪ 'અંગે આજી આછી'

કર જોડી કાળિ કહે કુંડે રહો રે,
બોલી બહુચરિયા મા (કહ્યું) મારું લહો રે,
પેહેલાં પદ કો કસે તે પૂંઠે કહો રે;

[વલણ]

માનો માત માહારો બોલ,
ક્રીડા કીજે કોટિ કલ્લોલ,
આનંદ ઊપજ્યો અધિક અતોલ.' સલ૦ ૧૭
વાયક લાયક સુખદાયક સાંભળી રે,
જેને જે-શું રંગ તે તેમાં ભળી રે,[૧]
ચતુરા ચાચર સ્થળ ઊભાં મળી રે;[૨]

[વલણ]

અગણિત[૩] અંતર ઉર ઈચ્છાય,
'જય જય જય' કહે જગદંબાય,
ચોદિશે 'ઉદ્દો ઉદ્દો' કહેવાય. સલ૦ ૧૮
ધારી સૂર ભારી ભગવતીઓ ભરે રે,
આલાપે બહુચર મન સૌનાં હરે રે,
મુખથી તુંક કહે ને તાળી દઈને ફરે રે;

[વલણ]

જગત જનેતા જુગતે ગાય,
લઈ તાળી કર થૈ થૈ થાય,
રમઝમ ઝાંઝર ઝમકે પાય. સલ૦ ૧૯
વાજાં છત્રીસે લાગ્યાં વાજવા રે,
માંડ્યો રાસ દરબાર ચોદિશ ગાજવા રે,[૪]
ગુણ ગાંધર્વ કિન્નર લાગ્યા લાજવા રે,

---

૧ 'ત્યા ત્યા મળી રે' ૨ 'પૂંઠળ ઊભાં વળી રે' ૩ 'અતિશે'
૪ 'માંડ્યા મંડપ ચોદિશ ગાજવા રે'

[ વલણ ]

નારદ શારદનું શું ગાત્ર,
તિલોત્તમા રંભા કેઈ માત્ર,[1]
ગુણીજન ભૂલ્યા થઈ ગુણપાત્ર સહ૦ ૨૦
હોડે હું બોડા લે છે કૂદડી રે,
ખળકાવે કંકણ[2] કરમુદ્રડી રે,
ચળકે ચરણા ચોળી રંગ ચુંદડી રે,[3]

[ વલણ ]

રંગ રસ વળીઓ આડો આક,
તોવળા તાન ન ચૂકે ટાક,
લચી લચી લેતા લહેકે લોક. સહ૦ ૨૧
મહારસ ઊપજ્યો, શુદ્ધ ભૂલી સર્વની રે,
ગતમત ભૂલી પ્રાણીજન ગર્વની રે,
કહે કોણ શક્તિઓ ફળી પર્વની રે,[4]

[ વલણ ]

પૂરણ પ્રગટ્યો પ્રેમ-પ્રવાહ,
ચંડિકા ઘૂમે મહાચિત્ત ચાહ,
રંગ રસભીના રમે ઉમિયાય સહ૦ ૨૨
ગાયા વાદ્યા દ્રાયા નવરાતથી રે,
સૌ કો રીઝ્યા બહુચર માતથી રે,
દહેરે આવી બેઠા પરભાતથી રે,

[ વલણ ]

વિજયા—દશમી—કે દિન,
વિશ્વવિજયી કીધું[5] ત્રિભુવન,
પ્રત્યક્ષ પૂરણ માત પ્રસન્ન સહ૦ ૨૨

---

૧ 'તિલોત્તમા રંભા કોણ માત્ર' ૨ 'ખસકાવે પોંચી' ૩ 'સૌએ ઓઢી નાના રંગ ચુંદડી રે' ૪ 'કરે કોણ ચૂકતે આ ક્રિયા પર્વની રે' ૫ વિશ્વ જે રિઝો

વીત્યાં નવરાત્ર પ્રભાતે પારણાં રે,
હરખે હિંગોળી કરે હકારણાં રે,
આવે ઈશ્વરીએ લેઈ ઓવારણાં રે;
[ વલણ ]
ખટરસ સાર્યાં સમાર્યાં અન્ન,
બેઠાં બહુચર બધાં આસન,
ભાવે ભવાની લે ભોજન. સહ૦ ૨૩
પોળી મઠમાં બેઠાં પરમેશ્વરી રે,
મુખમાં મુખવાસ કર્યાં વિશ્વેશ્વરી રે,
આરતી વાતી સારતી[1] અમરેશ્વરી રે;
[ વલણ ]
માત વધાવ્યાં મણિ મુક્તાય,
દરશન ઘો નિત્ય સંજુક્તાય,
દેવી ભૂ–દાતા ભુક્તાય.[2] સહ૦ ૨૪
અંતરીક્ષ નીરખે અમર શું અંગના રે,
વરસે કુસુમો વળી કંઈ કંઈ રંગના રે;
'જે જે' ઉચ્ચાર કરે સુર સંગના[3] રે;
[ વલણ ]
મોહ્યાં સ્વર્ગ મૃત્યુ પાતાળ,
સુંદર સુંદરી રૂપ રસાળ,
બહુરંગી બહુચરિયા બાળ. સહ૦ ૨૫
નવ દિન[4] સખી થયાં સોહાગનાં રે,
ઊઠ્યાં ઈશ્વરીએ માગી આગના રે,
બહુચર કહે,'શું કહું સુખ સુજભાગ્યનાં રે!'

૧ 'સજી' ૨ 'કરુણા કરીએ મેંમાય' ૩ 'સૌ સંઘાં' ૪ 'શુભ સાર'

[ વલણ ]

અરસપરસમાં થયાં વિદાય,
નીરખતાં[1] નયણે નવ તૃપ્તાય,
નિજ નિજ ભુવન–ભુવન–પ્રતિ જાય. સલ૦ ૨૬

આસન આપ–આપણે ઊતર્યાં રે,
જોતાં જનની જન જાત્ય સહુ તર્યાં રે,[2]
આપ્યાં સ્થાપ્યાં ઘરસૂત્ર ક–સૂતર્યાં રે;

[ વલણ ]

ઘેર ઘેર માનિની મંગલ–આચાર,[3]
કુમકુમ હાથા, તોરણ દ્વાર,[4]
નવખંડ નીરખે નર ને નાર. સલ૦ ૨૭

ગરબો નવરાત્રિ તણો ગાશે સુખે રે,
સુખ સંપત્તિ–શું જાશે દિન સુખે રે,
દુરીજન દોહ્યલા દીન થાશે દુઃખે રે;

[ વલણ ]

એમ કહે આદ્ય શક્તિ નિરધાર,
આઈજી ! તું અધમ–ઓધારણહાર,
વલ્લભ સમરે વારંવાર. સલ૦ ૨૮

---

૧ 'વરસતાં' ૨ 'જોત જોગણીઓ સૌ તર્યાં રે' ૩ 'ઘેર ઘેર વર્ત્યો જયજયકાર' ૪ 'તરિયા તોરણ બાંધ્યાં દ્વાર'

# ગાગરનો ગરબો*

[ બાલા બહુચરાને નમન ]

આદ્ય ઈશ્વરીને હું નમું રે મા;
કરે કરમ વાંકું સમું રે મા.
આપે અવિચળ વાયકા રે મા;
વિવિધ વિવિધ વરદાયકા રે મા. ૧
વ્યાપિક અકલ સચરાચરે રે મા;
સ્થાપિક[1] સકલ ગોખ ચાચરે રે મા. ૨
સહખનપુરમાં બિરાજતી રે મા;
સદા સેવક શિર છાજતી[2] રે મા. ૩
બાલ સ્વરૂપ બાળા–તણું રે મા;
પ્રાક્રમ મોઢ કર્યાં ઘણું રે મા. ૪
અકળ ચરિત્ર કર્યાં અવનવાં રે મા;
જે દેવ થકી તો નથી હવાં રે મા. ૫

[ ખગોળની ગાગરે ]

ગગન મંડળ કરી ગાગરી રે મા;
સુંદર સકલ શોભા ભરી રે મા. ૬
આપે ભવાની ઉમંગ–શું રે મા;
રાસ રમે મધ્ય રંગ–શું રે મા. ૭
નવ ગ્રહમાં સહુથી વડો રે મા;
આદિત્ય અખંડ કર્યો દીવડો રે મા. ૮
ઝળહળ જ્યોત બિંબ ગોળ–શું રે મા;
ઊગ્યો શશી તે કલા સોળ–શું રે મા. ૯

---

* આ ગરબો 'બહુચરાની ગાગર' નામથી 'બૃહત્ કાવ્યદોહન ભાગ ૫'માં છાપ્યો છે (પૃ. ૭૫૦–૫૧). ૧ 'સ્થાનક' ૨ 'ગાજતી'

કોણ કળા ભગવતીના ભેદની રે મા;
કોડિયું કર્યું તે મ્હાયે મેદની રે મા. ૧૦
વાતી[1] વિશાળ મધ્ય મેરની રે મા;
યોજન પંચાસ લક્ષ ફેરની[2] રે મા. ૧૧
સાત સાગર ભર્યાં ઘી–તણા રે મા;
એવા બહુ ખેલ બહુચરાતણા રે મા. ૧૨
જોતાં જુગત જુગતી મલી રે મા;
ચોહોદિશે ચારુ[3] મુક્તાવલી રે મા. ૧૩
સ્થાવર જંગમ અનુરાગ–શું રે મા;
ખાંતે બિરાજે વિભાગ–શું રે મા. ૧૪
કચ્છપની ગાદી કરી રે મા;
મહામાયાએ માથે ધરી રે મા. ૧૫
માને મળી તે મન લાગની[4] રે મા;
ઉપર ઊઢાણી[5] શેષનાગની રે મા. ૧૬
અકલ[6] આકાશની આંકણી રે મા;
ગાગર ઉપર ધરી ઢાંકણી રે મા. ૧૭

[ ગાગરનો અન્ય પ્રકાશ ]

તેત્રીસ કરોડ વિસ્મે' થયા રે મા;
આપે આપ ભૂલી ગયા રે મા. ૧૮
ઊચર્યો અમર એકઠા મથી[7] રે મા;
ગાગરનાં તેજ–તુલ્ય કો' નથી રે મા. ૧૯
ત્રણ[8] ભૂમાં કો' ન શકે કથી રે મા;
ગુણવંતી થઈ તે તે થકી રે મા. ૨૦

---

૧ 'બાતી', 'ભવાની' ૨ 'પેરની' ૩ 'ચાર' ૪ 'લાગણી' ૫ 'ઓઢણી' ૬ 'સકલ' ૭ 'એકઠા હથી' ૮ 'ગુણ'

પરમ મનોહર દૂઝતી[1] રે મા;
સુખે તે દેવને સૂઝતી રે મા.[2] ૨૧
આઠે પહોરે[3] તે અમી ઝરે રે મા;
જગત પાન તે બધાં કરે રે મા. ૨૨
વરસે તે વિવિધ પ્રકાર-શું રે મા;
આવે અખંડ ચાર ધાર-શું[4] રે મા. ૨૩
અઝર[5] ઝરે તે આઠ યામનાં રે મા;
ધર્મ અરથ મોક્ષ કામનાં રે મા. ૨૪
અતિ અદ્ભુત વસ્તુ જે હતી રે મા;
પ્રગટ કર્યાં ચારે શ્રુતિ રે મા. ૨૫
નિર્માં નિગમ નિજ ધામનાં રે;
વિશ્વતણા તે વિશ્રામનાં રે. ૨૬

[ ગાગરમાં બ્રહ્માંડ ]

ત્રણ્ય દેવ ગાગરમાં વસે રે મા;
સદા સમીપ, ન જોઈ ખસે રે મા.[6] ૨૭
શિવ[7] વિષ્ણુ વસે છે અંતરે રે મા;
બ્રહ્મા વસે છે નિરંતરે રે મા.[8] ૨૮
આદ્ય અનાદ્ય અળવે[9] કરી રે મા;
ગાગર ધરે શિર[10] બહુચરી રે. ૨૯
અજર અમર ઈશ્વરી અને રે મા;
સૌ રાસ રમે રસાલી બને રે મા.[11] ૩૦

---

૧ 'દુર્જતી' ૨ 'સર્વે સદૈવને રે મા' ૩ 'આપે અપાર' ૪ 'આધાર-શું' ૫ 'અમૃત', 'અજર' ૬ 'સદા સમીપે જોઈ રસે રે મા' ૭ 'આદ્ય' ૮ 'સવ બ્રહ્મ શું નિરંતરે રે મા' ૯ 'અવળે' ૧૦ 'શિરા' ૧૧ 'રાસ રમે રંગ રસાલા બની રે મા'

નીરખી શોભા તે સુખસાગરે રે મા;
ચૌદ લોક મોહ્યા[1] માની ગાગરે રે મા. ૩૧

[ ગરબાનો મહિમા ]

ગાગરનો ગરબો ગાયે પ્રેમ–શું રે મા;
તેને બહુચરાજી સાહ્ય થાય નેમ શું રે મા. ૩૨
કરી કૃપા તે કળિકાળમાં રે મા;
એવાં બરદ બહુચરા બાળમાં રે મા.[2] ૩૩
માની[3] તે મહાજને મહાતમે રે મા;
તારું પારખું પ્રગટ[4] પુરુષાતને રે મા. ૩૪
દેવી દયાળ આદ્ય અંતની રે મા;
સદા સહાય થાય સાધુ સંતની રે મા. ૩૫
પ્રેમ ધરીને પાયે લાગશે રે મા;
તેની ભવની ભાવઠ ભાગશે રે મા. ૩૬
ઉપમા અધિક તે આપું[5] કશી રે મા?
વિશ્વંભરી તે વિશ્વમાં વસી રે મા. ૩૭
અધમ ઓધારણ આપ છો રે મા;
મારે સહોદર[6] મા બાપ છો રે મા. ૩૮
જૂઠા જનમ જાણો સદા રે મા;[7]
એવું જાણીને હરો આપદા રે મા. ૩૯
કરગરી કહું તે કારણે રે મા;
ભટ વલ્લભ મેવાડો માને વારણે રે મા. ૪૦

---

૧ 'ચળ્યા' ૨ 'એવાં બહુ બળ બહુચરાજી બાળમાં રે મા' ૩ 'માજી' ૪ 'પ્રત્યક્ષ' ૫ 'કરી' ૬ 'સદા' ૭ 'જૂઠો તે ક્રમ જાણી સદા રે મા'

## ‘રમવા નીસર્યાં મા’ નો ગરબો×

( ‘વેણુ વાગે છે’– એ રાગ )

પરથમ સમરું સરસ્વતી ને ગણપતિ લાગું પાય,
રમવા નીસર્યાં મા.
અલબેલી સહુ જોગણી, ને ગરબો ગાવા જાય;
રમવા નીસર્યાં મા. ૧
લીલા તે ગજનો કંચવો, ને કસબે ભરિયો તાર. રમવા. ૨
લેંઘો પહેર્યો લાખનો, ને ખૂબ બની છે ખાપ;
સાળુ સુંદિર ઓઢણી, ને સરસ બની છે છાપ. રમવા. ૩
પાયે તે નૂપુર ઝણઝણે, ને ઝાંઝરનો ઝમકાર;
અણવટ વિછુવા શોભતા, ને મેખલા ઝીણી સાર. રમવા. ૪
કાંબી કલ્લા ઠમઠમે, ને ઘૂઘરીનો ઘમકાર;
હાથે ચૂડી હેમની ને, નંગ જડ્યા ઝાટકાર. રમવા. ૫
કમ્મા ઝગકે ટાકણી, ને કાડે દાણા ચાર;
ગળે તીપારો હેમનો, ને ચૌરસો ચંદન હાર. રમવા. ૬
બાહે બાજુબંધ બેરખા, ને પોચિયુ લટકે હાથ;
વાંક વિચિત્ર ને લહેરિયાં, તે ફૂમતા ફેરે સાથ. રમવા. ૭
પરવાળાંની પાસ રે, ને મુક્તાફળનો હાર;
હીરા, માણેક, મોગરા ને રત્ન–જડિત્ર અપાર. રમવા. ૮
તાંત–સંતિયુ ને ટીલડી, ને નાકે નમણો મોર;
ફૂલર દીસે હેમનું, ને ઝૂમણાંનો ઝકઝોર. રમવા. ૯
કાને કુંડલ ઝળહળે, ને તેજ–તણો નહિ પાર;
લોલક ઝગકે હેમનાં, ને હીરા–જડિત્ર અપાર. રમવા. ૧૦

× ભાણદાસની ગરબી ‘વેણુ વાગે છે’ નો ઢાળ

નયણે તે કાજળ સારિયાં, ને કેસરવર્ણી આડ;
ચોખ્ખા કપાળે ચાંદલો, ને ચોખા ચોઢ્યા લલાટ રમવા. ૧૧
વેણી ગૂંથી વિવેકથી, ને તરત જ ભરિયાં તેલ;
અત્તર બહેકે અતિ ઘણાં, ને ફાયું દીસે ફૂલેલ. રમવા. ૧૨
સેંથે સિંદૂર સારિયાં, ને દરપણ લીધાં હાથ,
એક એક જોડે મળી, જે સરવે એની સાથ;
સજી શણગાર ઊભાં રહ્યાં, ને શોભે સહુ સંગાથ. રમવા. ૧૩
અધર-મુખ પરવાલડાં, ને મુખે ચાવ્યાં તંબોળ;
દંત બત્રીસ દાડમ કળી, ને બહુ રંગ રાતા ચોળ. રમવા. ૧૪
મુખની શોભા બહુ બની, ને શશિયર ઊગ્યો સૂર,
સરખેસરખી સહુ મળી, ને જોબનમાં ભરપૂર;
સાતે ઊગ્યા સામટા, ને તેથી અદકું નૂર. રમવા. ૧૫
સોના-ગરબો શિરે ધર્યો, ને રમતાં વાધ્યો રંગ;
સલખનપુરના ચોકમાં, ને ચોસઠ બેહેની સંગ. રમવા. ૧૬
ફેર ફરે બહુ ફૂદડી, ને માતા મંગળ ગાય;
મુખથી એવું ઊચરે, ને 'ઉદો' 'જય જય' થાય. રમવા. ૧૭
છત્રીસ વાજાં વાજિયા, ને શરણાઈઓનો શોર;
ખગોળ ભૂંગળ ગાજી રહ્યા, ને થાયે શોહિરબકોર. રમવા. ૧૮
ઢોલ વાજે દુંદુભી, ને ખૂબ બન્યો છે ખેલ;
તાલ મૃદંગના વાજતા, ને ફરતી ફૂદડી ફેર. રમવા. ૧૯
નવરાત્રિ તો નવે રમ્યાં, ને તૃપત થયાં તંન;
દશરાને દિને પારણાં. ને હોમ કીધાં હવન. રમવા. ૨૦
રમી-જમીને ચાલિયાં, ને દેવી ગયાં દરબાર;
બહુચર ગુણવંતી ગોખમાં, ને સુખ પામ્યા સંસાર. રમવા. ૨૧
માગ્યાં-પૂરણ માત છો, ને ધન દારા સંતાન;
આશરો રાખે તાહરો, તે પામે પૂરણ માન. રમવા. ૨૨

તિથિ અજવાળી બીજ છે, ને લખિયો છે ગુરુવાર;
ગાય શીખે ને સાંભળે, તેની બહુચર આવે વાહાર. રમવા. ૨૩
કળિકાળનાં વારમાં મા! તું છે તારણહાર;
વલ્લભ ધોળાભાઈને, આઈ! તારો આધાર. રમવા. ૨૪

## શણગારનો ગરબો

[ મંગલાચરણ ]

પ્રથમ પાર્વતીના પુત્રને, પાયે નમું રે લોલ;
દીન જાણી, વાણી દીજિયે, કહું સમું રે લોલ. ૧
સરસ્વતી તમ ચરણ–પ્રતાપથી રે લોલ;
નવ નિધ, રિધ સિધ, આપો આપથી રે લોલ. ૨
કરું ગાન, ધરું ધ્યાન, બહુચરા–તણું રે લોલ;
કરો સાર, વારંવાર, શું કહું ઘણું રે લોલ? ૩

[ ગરબે રમતા જોગમાયા ]

આજ બહુચરાજી માત, ગરબે રમે રે લોલ;
સુરીનર, મુનિવર, સહુને ગમે રે લોલ. ૪
માજી રૂપ રાધિકા–થકી ઘણું બણી રે લોલ;
કોટિ કામ, શશિ સૂર્યની છબી હણી રે લોલ. ૫
રતિ[1] રોહિણી રન્નાદે, આદિ સુંદરી રે લોલ;
પલક પલવટે ઉમા, રમા પુરંદરી રે લોલ. ૬

[ સ્વરૂપવર્ણન ]

વેણી વાસુકી–સરીખી, શિશ રાજતી રે લોલ;
ક્ષુદ્ર–ઘંટ ગોફણાને, મધ્ય ગાજતી રે લોલ. ૭

---

૧ 'રાત', 'રેખ'

ભરી માંગ[1] મુક્તા તે મહામૂલ્યની રે લોલ;
રાજે રાખડી રૂડી તે, રત્ન-તુલ્યની રે લોલ. ૮
ફૂલી ખીટલી, સેંથો ભર્યો, સમો પડ્યો રે લોલ;
ચાક ચમરી-શો[2] ચોટલો કટિ અડ્યો રે લોલ. ૯
શ્રવણ સુંદર[3] આકાર, સર્વ સીપના રે લોલ;
સોળ શોભીતા શણગાર સર્વ નીપના રે લોલ. ૧૦

[ શણગારવર્ણન ]

કાને વાળિયો જડાવ, ઝાલ ઝૂમખાં રે[4] લોલ;
જ્યોત્ય[5] મોતિયે પરોવ્યાં ઝૂમે[6] લૂમખાં રે લોલ. ૧૧
સોના સાંકળી-સરસાં સિક્કા-જડામણી રે લોલ;[7]
કોર તોરણ મોતીની દીસે[8] દામણી રે લોલ. ૧૨
તેજ શું કહું તાટંક, તેણે[9] લોલકે રે લોલ;
કલા-ફૂલ[10] જડ્યાં નંગ, તે અમૂલકે રે લોલ. ૧૩
અર્ધચંદ્રમા[11] કપોલ, શું કહું કથી રે લોલ?
ચૌદ ભુવનમાં, બહુચરા સમુ નથી રે લોલ. ૧૪
ભાલ લાલ આડ કુમકુમની રાતડી રે લોલ;
તપે ટીલડી, કહી ન જાય વાતડી રે લોલ. ૧૫
ત્રિકુટી[12] મધ્યે, સિંદૂરની બિંદી કરી રે લોલ;
ચોઢ્યા ચોખલા, કપોલ લોલ-શું ભરી રે લોલ. ૧૬
ભ્રકુટી કમાન, કાન-કોર-શું અડી રે લોલ;
કીર નાસિકા વીંધી, વિધિ-કરે ઘડી રે લોલ.[13] ૧૭

---

૧ 'માળ', ૨ 'ચમરી-શું' ૩ 'સ્વરણ સીંદુર' ૪ 'જડ્યાં લાલ જડાવ ઝૂમખાં રે' ૫ 'જ્યોતિ' ૬ 'લુબે' ૭ 'સાકળા સરી, શિક્કા-જડામણી રે લોલ' ૮ 'દીપે' ૯ 'તાટંક તળે' ૧૦ 'કડા ફૂલ, 'કલ્લા ફૂલ' ૧૧ 'અર્ધ ચંદ્ર છે' ૧૨ 'ત્રિપુટી', 'ભ્રકુટી' ૧૩ 'વિરેહી કરે તે ઘડી રે લોલ', 'વિધિ કરે તે ઘડી રે લોલ'

આંખ ઉપમાને ના'વે, કોઈ પલવટે રે લોલ;
વર્ણું વર્ણું જે અન્ય, ઉપમા ઘટે રે લોલ. ૧૮
પદ્મ દીપક તારાનાં તેજ ત્યાં ગળ્યાં રે લોલ;
મીન ખંજન[1] મૃગ, માન મૂકીને પળ્યાં રે લોલ. ૧૯
લક્ષ લક્ષ કાંતિ તિલકની, લીલા જુવે રે લોલ;
ગૌર ગાલમાં ત્રિલોક, મોહ્યાં ત્રાજુવે રે લોલ. ૨૦
મોહ-રૂપ ધર્યું બહુચર મા, બાળીએ રે લોલ;
ગ્રહ ચાર રહ્યા વેસરની વાળીએ[2] રે લોલ. ૨૧
ગુરુ હિમ, લાલ ભોમ, ભૃગુ મુક્તમાં રે લોલ;
શનિ કીકીયે[3] જોતાં જણાય યુક્તમાં રે લોલ. ૨૨
અધર-બિંબ, કે પ્રવાલ[4] લાલમાં મળી રે લોલ;
દંત-પંક્તિ જુક્તિ, દાડમ કેરી કળી રે[5] લોલ. ૨૩
ચગકે ચૂનીયે જડાવ ભાવ રેખમાં રે લોલ;
વદન નીરખતાં ન મળે મીન મેખમાં રે[6] લોલ. ૨૪
હાવભાવ-શું કટાક્ષ નેન સેનનું રે લોલ;
ચિબુક ચારુ વચ્ચે,[7] બિંદુ પડયું મેનનું રે લોલ. ૨૫
કંઠ કોકિલા કપોત, જોત પોતની રે લોલ;
ભાનુ-યુક્તિને પ્રમાણ[8] તે ઉદ્યોતની રે લોલ. ૨૬
કોટે ચીણ-માલા, ચંપકલી ચમકતી રે લોલ;[9]
ઘણી ઘુઘરી અરીસે, દીસે ઘમકતી રે લોલ. ૨૭
ગળે ઘરેણાં થયાં ઘણાં ઘચુંબળે[10] રે લોલ;
કનક સાંકળી તુશી. દોરો ઝૂમી વળે રે લોલ. ૨૮

---

૧ 'ખંજર' ૨ 'વેરસની વાળીએ' ૩ 'ટીકીએ' ૪ 'અધરબિંબ કે મવાળી' ૫ 'દંતપંક્તિ શુક્ત દાડમ જેવી કળી રે' ૬ 'ન આવે મેરાનમેષમાં રે' ૭ 'બિંદુ પડે મેનનું રે લોલ' ૮ 'ભાણુ જુક્તને પ્રમાણ' ૯ 'કેટે ચેણમાળા ચમકલી ચમકિત રે લોલ' ૧૦ 'કચુંબસે'

હીરસાંકળી પોશીતી[1] સેર ચારની રે લોલ;
મુક્તા–માળા તે એકાવલ હારની રે લોલ. ૨૯
બેહ મૂલમાં,[2] હીરાના ઝલકારડા રે લોલ;
પારિજાતક મંદાર કેરા હારડા રે લોલ. ૩૦
બાહુ–દંડ જુગમ, સૂંઢ સરખા સહી રે લોલ;
હાથ હાથની,[3] હાથેલિયે મથ્યાં મહી રે લોલ. ૩૧
અતિ અદ્ભુત, અંગૂઠા સંગ આંગળી રે લોલ;
અનુમાનમાં આવે, તે મગની ફળી રે લોલ.[4] ૩૨
નખ વીસ, રાત દિવસે તારા તપે રે લોલ;
અન્ય ઉપમા તે, અર્થ વ્યર્થમાં ખપે રે લોલ. ૩૩
બાંહિં બાજુબંધ, બહેરખાં ને ફૂમતાં રે લોલ;
બાંધ્યાં બાદલે બન્યાં રહ્યાં છે ઝૂમતાં રે લોલ. ૩૪
પાણ ચૂડલો, પ્રમાણ ચતુર રંગનો રે લોલ;
અતિ અરુણ તરુણ દંત, તે માતંગનો રે લોલ. ૩૫
બેહુ[5] કોરમાં, જડાવ લાલની[6] કણી રે લોલ;
મધ્ય માણેક, હીરાની હાથ–કંકણી રે લોલ. ૩૬
હાથે પોંચીઓ, જવાળી ભળી કંગની રે લોલ;
છલા છાબ, આરસી અતિ સુચંગની રે લોલ.[7] ૩૭
ઉર ઓપતું રસાળ તે વિશાળ–શું રે લોલ;
કમળ–કોષ[8] કુચ–અગ્રમાં મરાલ–શું રે લોલ. ૩૮
કંચુકી કનકકિનાર, હારશું બની રે લોલ;[9]
ચુવા ચંદન ચરચિત, સુગંધ સોહની[10] રે લોલ. ૩૯

૧ 'પાસીતે', 'પાશીની' ૨ 'બે હમેલમાં' ૩ 'હાથીની'
૪ 'એક એક અનુમાન ગગફળીની રે લોલ' ૫ 'બાહુ' ૬ 'માલની'
૭ 'જડી શુ ચંગની રે' ૮ 'કોમલ કુચ' ૯ 'કંચુકી કનકની, હાર
સુબની રે લોલ' ૧૦ શોરાની', 'સોસની.'

લેંચો લાહ્યનો પેંચો, તે રંગ જૂજવે રે લોલ;
કસબકોર, જોર સાણુ કસુંબે ચૂવે રે લોલ. ૪૦
પેટ પોયણી પ્રમાણ, ક્ષીણ લંકણી રે લોલ;
સજી મેખલા રસાલ કસી[1] કિંકણી રે લોલ. ૪૧
ઉદર ઉપર તે ત્રિવલી, વળી રહી રે લોલ;
ગિરિશ્વેત દેહ મધ્ય,[2] ત્રિવેણી વહી રે લોલ. ૪૨
નાભિકમલ[3] કૂવો કર્યો, બે-સુમારનો[4] રે લોલ;
ભર્યો વારિ તે અખૂટ, ઇંદુ-સારનો રે લોલ. ૪૩
કંઠ[5] હેઠ હેઠ વાંસો, તે એકત્ર છે રે લોલ;
અધોમુખનું અખંડ કેલપત્ર છે રે લોલ. ૪૪
કટિ કેસરી હરિ, નિતંબ સંદલી રે લોલ;[6]
જંઘા-જુગ્મ તે અધોમુખ છે કંદલી રે લોલ: ૪૫
ચારુ ચરણામાં, ચિત્ર લખ્યાં ચોદિશાં રે લોલ;[7]
પગ-આંગળાં વળ્યાં ચંપાકલી-જશાં રે લોલ. ૪૬
ભરી જાવક[8]-કટોરી, હેમ નાહાનિયો રે લોલ;
ઇંદુ-બિંબને[9] આકારે, એડી પાહાનિયો રે લોલ. ૪૭
જેહેર લંઘર તોડાને[10] ઘૂઘરી તળે રે લોલ;
પાય નૂપુર ને વિંછુવે મુનિ ચળે રે લોલ. ૪૮
નેણ કાજલ સાર્યાં તે કુમકુમ રોલ-શું રે લોલ;
મંદ હાસ્ય કરે, મુખ ભર્યાં તંબોલ-શું રે લોલ. ૪૯

[ગરબે ઘૂમતાં જોગમાયા]

ઠઠી ઠાઠ આઠ આઠ સખી સંગમાં રે લોલ;
બાળી બહુચરા, કરે કલ્લોલ રંગમાં રે લોલ. ૫૦

---

૧ 'કરી' ૨ 'પરસ્વેદભરી માય' ૩ 'કોમળ' ૪ 'સુમારનો' ૫ 'પૂંઠ' ૬ નિતંબ-શું દળી રે લોલ' ૭ 'ચારુ ચરણમાં ચરિત્ર લખ્યાં ચૌદ શાં રે લોલ' ૮ 'ઝાબક' ૯ 'ઇંદુ-બિંદુ' ૧૦ 'તોડા લે'

કરે ગાન તાન, પાન–પાત્ર હાથમાં રે લોલ;
ફરે[1] રમક ઝમક ઠમક, સખી–સાથમાં રે લોલ. ૫૧
દંત ઘૂંઘટ ગ્રહી રહી,[2] રસાલીઓ રે લોલ;
એક–એક–શું લે હાથોહાથ તાલીઓ રે લોલ. ૫૨
કેશ–પાશ કસી વાળિયા અંબોડલા રે લોલ;
ફેરફૂદડી ફરે ને લે હબોડલા રે લોલ. ૫૩
એ અખંડ ખેલ ખેલે બાળી બહુચરી રે લોલ;
ત્રણે દેવ લે ઓવારણાં, ફરી ફરી રે લોલ. ૫૪
વિષ્ણુ વાંસળી વજાડે, શબ્દ–નાદ–શું રે લોલ;
ડાક વાય[3] છે મહાદેવ, મરજાદ–શું રે લોલ. ૫૫
ધરી પાણિ પોથીઓ, તે મહાસુન્યમાં રે લોલ;
બ્રહ્મા વેદ ભણે, ચારે મુખ ધૂનમાં રે લોલ. ૫૬
પુષ્પ ચંદન વરસાવે,[4] વળી દેવતા રે લોલ;
અઠ્યાસી સહસ ઋષિ, ચરણ[5] સેવતા રે લોલ. ૫૭
ગિરિશ્વેત તજી, સેવક કાજે ધસી રે લોલ;
કળિકાળમાં સુંવાળમા, આવી[6] વસી રે લોલ. ૫૮
ભૂર શું લહે ભવાની કેરા ભેદને રે લોલ?
આદ્ય અંત એ અગમ્ય, વાત વેદને રે લોલ. ૫૯

[ગરબાની ફલશ્રુતિ]

આ અખંડ ગરબો ગાય, જે કોઈ માનવી રે લોલ;
ચરણ ચરણને ઉચ્ચારે, સ્નાન–જાહ્નવી રે લોલ. ૬૦
અષ્ટ સિદ્ધ નવે નિધ, લે ઓવારણાં રે લોલ;[7]
દેવી વાંઝિયાં બંધાવે દ્વાર પારણાં રે લોલ. ૬૧
મન મોહ્યું ગોખ ચાચર, સોહામણે રે લોલ,
ભટ વલ્લભ મેવાડો, માને ભામણે રે લોલ. ૬૨

૧ 'રમે' ૨ રમે' ૩ 'વગાડે' ૪ 'વર્ષ્યાં', 'વિમાને' ૫ 'સદાયે'
૬ 'આલે' ૭ 'નવે નિધ સિદ્ધ લીજિયે ઓવારણાં રે લોલ'

## ‘ભામણાં’નો ગરબો

બાળી રે બહુચરબાઈને ભામણે, હો બહુચર માતા;
માન્યુ મન ચાચરગોખ સોહામણે, હો બહુચર માતા. ટેક૦
પ્રથમે પ્રણામ કરું પરમેશ્વરી, હો બહુચર માતા,
કર જોડી લાગું પાય રે;
વાણી જાણી આપો મા ભુવનેશ્વરી, હો બહુચર માતા,
જ્યમ મન નિર્મલ થાય રે;
હો બાળી રે, બહુચરિયાબાઈને ભામણે, હો બહુચર માતા. ૧
બાલાપણુ ખોયુ બુધ્ય અબુધ્યમાં, હો બહુચર માતા,
જોબનમાં જાણી નહીં જાત્ય રે;
તરુણામાં[1] વિમાસું વિસુદ્ધમાં, હો બહુચર માતા,
વિષયાને વશ દિનરાત્ય રે.[2] હો બાળી રે૦ ૨
કુમત્ય કંઈ કીધાં કર્મ કુપાત્રમાં, હો બહુચર માતા,
કર ગ્રહી કરજો કૃપાય રે;
કરુણા કરી, કાપો અઘ પલવારમાં, હો બહુચર માતા,
કિંકરને કરી કરુણાય રે. હો બાળી રે૦ ૩
મેં મન મનસૂબો કીધો માંય રે, હો બહુચર માતા,
માગે માનવી જો મોખ રે;
ચાર પદારથ આપે ત્યાંય રે, હો બહુચર માતા,
અગણિત આપે એ ઓખ રે. હો બાળી રે૦ ૪
માગું મત્ય માજીનાં ગાવા, ગુણગાનને હો બહુચર માતા,
આદ્ય શક્તિને આરાઉં[3] રે;
હસીને હાથે સાહો હેવાનને,[4] હો બહુચર માતા,
તો કવિકુલમાં[5] કેહેવાઉં રે. હો બાળી રે૦ ૫

---

૧ ‘વવરાણો’ ૨ ‘વિશરામે વિખ દિનરાત રે’ ૩ ‘આઉં’
૪ ‘એ વાનને’ ૫ ‘કવિતાકુળમાં’

ત્રિભુવન-તારણ તુજ વિણ કો નથી, હો બહુચર માતા,
તેત્રીસ ક્રોડ શિરતાજ રે;
મુનિ મારકંડે મોંએ કહ્યું કથી, હો બહુચર માતા,
માજી તમે છો મહારાજાધિરાજ રે. હો બાળી રે૦ ૬
પૂર્વે પંડિત કીધા મહામૂઢને, હો બહુચર માતા,
તે માટે મુજને વિશ્વાસ રે;
કો નવ જાણે તારી ગત્ય ગૂઢને, હો બહુચર માતા,
અબુધની પૂરજો આશ રે. હો બાળી રે૦ ૭
મીઠી દષ્ટે[1] મુજને નિહાળજો, હો બહુચર માતા,
મનની મૂરખતા જાય રે;
પોતાનો જાણીને પ્રતિપાળજો, હો બહુચર માતા,
જ્યમ જસ જુગતે ગવાય રે. હો બાળી રે૦ ૮
તે માટે ત્રિપુરે! તમને વીનવું, હો બહુચર માતા,
તનના તિમિરને[2] કાપ રે;
ગુણનિધ ગરબો ગાયે તે તે કહું,[3] હો બહુચર માતા,
જક્ત-જનુની જસ આપ્ય રે. હો બાળી રે૦ ૯
ગરબો ગાતાં ધણિયાણી ગોખની હો બહુચર માતા,
અલબેલી આઠે જામ રે;
તે રસ ગાવા મનસા થઈ[4] જોખની, હો બહુચર માતા,
માતા રાખજો મામ[5] રે. હો બાળી રે૦ ૧૦
નવરાત્રિ રમ્યાં આસોમાં ઈશ્વરી, હો બહુચર માતા,
નવ સસ સજી શણગાર રે;
જુગતી-જોડી જોગણીઓની કરી,[6] હો બહુચર માતા,
મળી છે અટ દસ ચાર રે. હો બાળી રે૦ ૧૧

૧ 'મીટે' ૨ 'તનની મમતાને' ૩ 'ગુણનિધ ગોખ કહું હો બહુચરી' ૪ 'તે રસ ગાવાને મન ઇચ્છા થઈ' ૫ 'નામ' ૬ 'જોગણીઓ સહુ નીસરી'

અકેકી આભાએ અતિ આગળી,[1] હો બહુચર માતા,
અદ્દ્ભુત રૂપનિધાન રે;
માતંગી મા સલખનપુરમાં મળી, હો બહુચર માતા,
મન્મથ–મોડણ માન રે. હો બાળી રે૦ ૧૨
શશિવદની સોહીએ સકલ સાહેલીઓ, હો બહુચર માતા,
શીશ–નખ સારું સ્વરૂપ રે;
કર કર કામિનીઓ કંચન–વેલીઓ, હો બહુચર માતા,
એકથી એક અનુપ રે; હો બાળી રે૦ ૧૩
જોગણીઓ તે જોગે મળિયો જોખથી,[2] હો બહુચર માતા,
ભરજોબન બાળે વેશ રે;
બાળી બહુચરી આવ્યાં ગોખથી, હો બહુચર માતા,
સજી શણગાર સુદેશ[3] રે. હો બાળી રે૦ ૧૪
આભૂષણ[4] તે અંગોઅંગ ભવાનીઓ, હો બહુચર માતા,
હીરા મણિ માણેક જડાવ રે;
કર કંકણ ચૂડી તે મનમાનીઓ, હો બહુચર માતા,
વિવિધ વિચિત્ર બનાવ[5] રે. હો બાળી રે૦ ૧૫
ઉત્તમ અંબર ધાર્યાં એકેકીએ, હો બહુચર માતા,
અવનવાં અધિક અમૂલ્ય રે;
બીજાં બદલ્યાં મા બહુચર માજીએ, હો બહુચર માતા,
ત્રિભુવન ના'વે તુલ્ય રે. હો બાળી રે૦ ૧૬
આંગી અંગે રંગે સંગે ઘણી,[6] હો બહુચર માતા,
સૂંથણુ શોભિત[7] પાય રે;
ઓઢણુ આછી આઈજીને ઓઢણી, હો બહુચર માતા,
સરસ જે રંગ સોહાય રે. હો બાળી રે૦ ૧૭

૧ 'અકેકીએ ઝાલી આંગળી' ૨ 'જોગણીઓ તે ઝાઝે મળિયાં' ૩ 'સુદેહ' ૪ 'ભૂષણભૂષિત' ૫ 'મરજાદ' ૬ 'આંગી અંગે સંગે રંગે ઘણે' ૭ 'સરસ શોભિતા'

મઠમાં મળી બેઠાં મા ભાવે ભર્યાં,[1] હો બહુચર માતા,
મન્મથ મોડણ માય રે;
ગોટાં મદ્ય-પાત્ર મધ્યે ધર્યાં, હો બહુચર માતા,
પ્રેમ ધરીને પીવાય રે. હો બાળી રે૦ ૧૮
ભાવે ભોજન માજીએ મંગાવિયાં, હો બહુચર માતા,
ખટરસ સ્વાદ સંજોગ રે;
આસનમાં સહુ આધાં આવિયાં, હો બહુચર માતા,
ભાવે ભવાની લેજો ભોગ રે. હો બાળી રે૦ ૧૯
રંગે રમવા મા સહુ પરવારિયાં, હો બહુચર માતા,
કુમકુમ પીળ્યાં કપોળ રે;
કોડે કરી કાજળ લે નેણે સારિયાં, હો બહુચર માતા,
મુખડાં ભર્યાં છે તંબોળ રે. હો બાળી રે૦ ૨૦
બહુચર કેહ, બેચરને તેડી લાવિયાં, હો બહુચર માતા,
મઘવાના મહા ગુણીજન રે;[2]
વાજાં છત્રીસે વાગવા લાગિયા,[3] હો બહુચર માતા,
માન્યા મહામાયાનાં મન રે. હો બાળી રે૦ ૨૧
ઊઠી ઈશ્વરીઓ સહુ ઉમંગમાં, હો બહુચર માતા,
હળવેથી આવ્યાં બહાર રે;
ગરબો ગાવા માજી મહારંગમાં, હો બહુચર માતા,
ઊભાં દેવીને દરબાર રે. હો બાળી રે૦ ૨૨
ચોસઠ ચાચરમાં કુંડે વળાઈને,[4] હો બહુચર માતા,
હરખે-શું ફરતાં સોહાસ[5] રે;
શક્તિઓ સહુ રહી કર કર સાહીને, હો બહુચર માતા,
કીધા સૂર સકલ પ્રકાશ રે. હો બાળી રે૦ ૨૩

૧ 'ભાવે ભલા' ૨ 'મધ્યે મહા ગુણીજન રે' ૩ 'વાવા લાગિયા' ૪ 'કુંડે વળાઈયાં' ૫ 'સોહાય'

તે સૂર–શું ગુણીજને વાજાં મેળવ્યાં, હો બહુચર માતા,
કીધી અધિક ચતુરાઈ રે;
સર્વે શક્તિ સન્મુખ માને હવાં, હો બહુચર માતા,
અલાપે દે અંબાજી આઈ રે. હો બાળી રે૦ ૨૪
બોલ્યાં તુક મુખથી અંબા બહુચરી, હો બહુચર માતા,
બંન્ને બહેનોની જોડ રે;
તે તુક શક્તિઓ કહે ફરી ફરી, હો બહુચર માતા,
તદ્વત્ તાન મરોડ રે. હો બાળી રે૦ ૨૫
વાજાં વાજે છત્રીસે છંદમાં, હો બહુચર માતા,
ગાતાં તે ગાન રસાળ રે;
ઈશ્વરીઓ આવ્યાં અતિ આનંદમાં, હો બહુચર માતા,
તાન માન બદ્ધ તાળ રે. હો બાળી રે૦ ૨૬
રમકે ઝમકે ઠમકે, વાગે ઘૂઘરી, હો બહુચર માતા,
ઝાંઝરનો ઝમકાર રે;
ખાંતે ખેલે ખૂંદે સર્વે સુંદરી, હો બહુચર માતા,
ઉર સોહિયે પુષ્પના હાર રે. હો બાળી રે૦ ૨૭
લટકે મટકે ચટકે પગ[1] ચાલવે, હો બહુચર માતા,
ચાલે ચમકતી ચાલ રે;
સઘળી સમસ્થ સૂર–ગતને સંભાળવે, હો બહુચર માતા,
રચ્યો તે રંગ અજવાલ રે. હો બાળી રે૦ ૨૮
બાળા ચાલ્યાં કરતાં ફરતાં બહુ, હો બહુચર માતા,
ખેલવે સમોવડ અંગ રે;[2]
નીરખી લેતાં તન મનમાં તે સહુ[3] હો બહુચર માતા,
સાધી સુરસ રસ રંગ રે.[4] હો બાળી રે૦ ૨૯

૧ 'અંચ' ૨ 'અળવેશું મોરે અંગ રે' ૩ 'લલચી લે તાન તે બહુચરિયાં સહુ' ૪ 'સાધી સુગત્ય સુધાંગ રે'

ભગવતીઓ ભાવ દેખાડે આંખમાં, હો બહુચર માતા,
હસ્તક ભેદ દે હાથ રે;
કોટિ ભેદ કરે ચરણે ચલાવમાં,[૧] હો બહુચર માતા,
સામાસામી સંઘાત રે.[૨] હો બાળી રે૦ ૩૦

આપો–પે[૩] અરસપરસ દે તાલીઓ હો, બહુચર માતા,
ફરતાં ફૂદડી લે ફેર રે;
વચમાં રાસ લ્યે, દંડા રાસવાલીઓ,[૪] હો બહુચર માતા,
ધમકે ઘાઘરનો ઘેર રે. હો બાળી રે૦ ૩૧

હરખે હુંઓડા લેતાં હાથ-શું, હો બહુચર માતા,
અંબા ને બહુચર બાઈ રે;
સરખેસરખાં લે સહી સહુ સાથ-શું,[૫] હો બહુચર માતા,
ચામુંડા ને ચંડી ઉકાઈ રે. હો બાળી રે૦ ૩૨

સુર નીરખે શ્યામાસંગ વિમાનમાં, હો બહુચર માતા,
'ઉદ્દો ઉદ્દો' કહે આકાશ રે;
વરસે કર ચંદન પુષ્પ-શું ધ્યાનમાં[૬], હો બહુચર માતા,
અવિલોકે વિવિધ વિલાસ રે. હો બાળી રે૦ ૩૩

ઉમગ્યો રસ અતીશે, વિશ્વ વિસ્મે થયુ, હો બહુચર માતા;
સુર નર મુનિ શશિ સૂર રે,
જોતાં જુગતે જનમન મોહી રહ્યું, હો બહુચર માતા,
શોભા સકલ ભરપૂર રે. હો બાળી રે૦ ૩૪

ગાઈ વાઈ ગરબે રંગે રમી, હો બહુચર માતા,
સહુ કો સુખાળાં થાય રે;

---

૧ 'કટિ મેખ કરે કંઈ કંઈ ચરણ ચલાવમાં' ૨ 'શ્યામા સકલ સંઘાતમાં' ૩ 'આપ આપે' ૪ 'વચમા રસાળે દાંડિયા રસવાળીઓ' ૫ 'તાળીઓ' ૬ 'ગંધમાં,' 'સુધાનમાં'

વિજયા–દશમીને દિન દેવી જમી, હો બહુચર માતા;
મોહોલે આપ આપણે જાય રે. હો બાળી રે૦ ૩૫

'જેજે'કાર કરી જોગણીઓ જક્તને, હો બહુચર માતા,
જઈને બેઠાં નિજ ધામ રે;
આપ્યાં અભય પદ મા, નિજ ભક્તને, હો બહુચર માતા,
અધમઉદ્ધારણ નામ રે. હો બાળી રે૦ ૩૬

દુનિયામાં દેવ નહીં કો દેવી સમું, હો બહુચર માતા,
દુઃખ દારિદ્રય હરનાર રે;
તે માટે ત્રિપુરા કર જોડી નમું, હો બહુચર માતા,
કરજો સંભારીને[1] સાર રે. હો બાળી રે૦ ૩૭

સેવે દેવી જે જન સાચે મને, હો બહુચર માતા,
પામે પદારથ ચાર રે;
નરનારી ગાયે, સુણે અન્યોઅન્યે, હો બહુચર માતા,
ના આવે આપ અવતાર રે. હો બાળી રે૦ ૩૮

આદ્યે અંતે આ તું સંસારમાં, હો બહુચર માતા,
સર્વ શિરોમણિ શક્તિ રે;
માગું મા, આદ્ય અવતારમાં, હો બહુચર માતા,
ભટ વલ્લભને દેજો ભક્તિ રે;
બાળી રે બહુચરિયાબાઈને ભામણે, હો બહુચર માતા રે૦ ૩૯

---

૧ 'સાંભળીને'

## 'લોલ'નો ગરબો

( રાગ ગૌડી )

મારી માત બહુચરા રે લોલ,
દેવી! દૈત્ય સઉ[1] ચર્યા રે લોલ,
હરિ હર ઊચર્યા રે લોલ. મારી૦ ૧
સંભાર્યા સુરિનરે રે લોલ,
માન્યાં મહા મુનિવરે રે લોલ,
ધ્યાતા, ધ્યાન ધરે રે લોલ. મારી૦ ૧
વેદે જે વખાણિયાં રે લોલ,
શાસ્ત્રે સન્માણિયાં રે લોલ,
પુરાણે પ્રમાણિયાં રે લોલ. મારી૦ ૨
વારુ વિખ્યાતમાં રે લોલ,
જાણે જન જાતમાં રે લોલ,
રહી ગુજરાતમાં રે લોલ. મારી૦ ૩
બાળારૂપ બાળમાં રે લોલ,
એળે આવ્યાં આળમાં રે લોલ,[2]
ચાલ્યાં મા ચુંવાળમાં રે લોલ. મારી૦ ૪
સલખનપુર સીમમાં રે લોલ,
સરવ સુખ નીમમાં રે લોલ,
કહે વાણી કદીમમાં[3] રે લોલ. મારી૦ ૫
દેવી વસી દેવળે રે લોલ,
કુમકુમ કેવલે રે લોલ,
છબીલી મા છેવલે રે લોલ. મારી૦ ૬

---

૧ 'બહુ' ૨ 'અળવે આવ્યાં હાલમા રે લોલ' ૩ 'કહેવાની કદીમમાં'

રંગે બહુ[1] રાજતી રે લોલ,
છાકી છબી છાજતી રે લોલ,
ગોખે ચઢી ગાજતી રે લોલ. મારી૦ ૭

માછ નિત્ય મહાદશા રે લોલ,
જનની નહિ કો જશા[2] રે લોલ,
પોતે પદ[3] પાદશા' રે લોલ. મારી૦ ૮

મહારાજાધિરાજમાં રે લોલ,
સુરાં[4] શિરતાજમાં રે લોલ,
ગરીબાં-નિવાજમાં[5] રે લોલ. મારી૦ ૯

વેદે[6] વરદાયણી રે લોલ,
મનસા વાચા કાયની[7] રે લોલ,
નામે નારાયણી રે લોલ. મારી૦ ૧૦

માન્યુ મન માગશું[8] રે લોલ,
પ્રેમે પાગ[9] લાગશું રે લોલ,
અતિ અનુરાગ-શું રે લોલ. મારી૦ ૧૧

રમ્યાં નવ રાતરે રે લોલ,
મળી દશ માતરે રે લોલ,
વખાણું છું વાત તે રે લોલ.[10] મારી૦ ૧૨

આઈ, બુદ્ધિ આપીએ રે લોલ,
કબુદ્ધિને કાપીએ રે લોલ,
વાણી સ્થિર[11] સ્થાપીએ રે લોલ. મારી૦ ૧૩

સમે એક શક્તિઓ રે લોલ,
જ્યોતે[12] ઝઘમગતિયો રે લોલ,
લળી મળી લગતીઓ રે લોલ. મારી૦ ૧૪

---

૧ 'રંગેભરી' ૨ 'કોયગા' ૩ 'પત' ૪ 'સુરા' ૫ 'ગરીબનિવાજમાં' ૬ 'વદે' ૭ 'મને વચ કાયણી' ૮ 'માપસુરે' ૯ 'પાય' ૧૦ 'વ્યાપ્યા છુ ધ તરે રૈ લોવ' ૧૧ 'સર્વદા' ૧૨ 'જોતા'

નવે ખંડનાં[1] ધણી રે લોલ,
સકલનાં શિરોમણિ રે લોલ,
ભોળી ભાળતાં ભણી રે લોલ. મારી૦ ૧૫
કાત્યાયની કહે ત્યાંહાં રે લોલ,
મળી બેઠાં મા જ્યાંહાં રે લોલ,
'કહો, નો'રતાં કાંહાં રે લોલ ?' મારી૦ ૧૬
હસ્યાં દુર્ગા હઈયે રે લોલ,
'સુણો સહુ કો સહિયે રે લોલ,[2]
જંબૂદીપે જઈએ રે લોલ.' મારી૦ ૧૭
ઉમા સુણી ઓચરે રે લોલઃ
'ગોઠી ગોહ્ય ગોચરે રે લોલ,[3]
બધાં જઈએ[4] બહુચરે રે લોલ.' મારી૦ ૧૮
બાળા બુદ્ધ વાનમાં રે લોલ,
ભવાની મા ભાનમાં રે લોલ,
સૌને[5] સનમાનમાં રે લોલ. મારી૦ ૧૯
જાવું ત્યાંહાં જરૂર છે રે લોલ,
પ્રતાપે તે પૂર છે રે લોલ,
નિત્ય નવે નૂર છે રે લોલ. મારી૦ ૨૦
ભલી ભરતખંડમાં રે લોલ.
પ્રતાપે પ્રચંડમાં રે લોલ,
દૈત્ય ઉદ્દંડમાં રે લોલ. મારી૦ ૨૧
જોઈએ જઈ જોખમાં રે લોલ,
બેઠી હશે ગોખમાં રે લોલ,
સદા રહે શોખમાં રે લોલ.' મારી૦ ૨૨

૧ 'ખંડના' ૨ 'સુણી શુ કહે સહી રે' ૩ 'ગોઠી ગોઠણો ચરે રે લોલ', 'ગોઠી ગોવ્ય ગોચરે રે લોલ' ૪ 'બુધ્યે જોઈ' ૫ 'સારી'

ચાલ્યાં ચતુરા ગણી રે[1] લોલ,
પોતે પટરાગણી રે લોલ,
વારુ વરણાગ્યણી રે લોલ. મારી૦ ૨૩
સુતા–શૈલ શ્રીજીયે રે લોલ,
બ્રહ્મચારિણી બીજીયે રે લોલ,
ચંદ્રઘંટા ત્રીજીયે રે લોલ. મારી૦ ૨૪
કુષ્માંડા[2] તે ચારમી રે લોલ,
સ્કંદમાતા પાંચમી રે લોલ,
કાત્યાયની ષષ્ઠમી રે લોલ. મારી૦ ૨૫
કાળરાત્રિ સપ્તમી રે લોલ,
મહાગૌરી અષ્ટમી રે લોલ,
સિદ્ધિદાત્રી નવમી રે લોલ. મારી૦ ૨૬
ભાવે ભલી[3] ભાત્યસું રે લોલ,
પો'ત્યાં નિત્ય પાંત્યસું રે લોલ,
ખેલવા ખરી ખાંત–સું રે લોલ. મારી૦ ૨૭
સ્વરૂપે સોહાવતી રે લોલ,
ભજે મન ભાવતી રે લોલ,
ઉપમા ન આવતી રે લોલ.[4] મારી૦ ૨૮
આભૂષણ એટલાં રે લોલ,
જથા–જોગ્ય જેટલાં રે લોલ,
ત્રિપુરાને તેટલાં રે લોલ. મારી૦ ૨૯
ધરી બાર–ચારમાં રે લોલ,
ભરી બાર ચારમાં રે લોલ,
ખરી બાર ચારમાં રે લોલ. મારી૦ ૩૦

૧ 'ચાલ્યાં ચતુરાગણી રે' ૨ 'કુષ્માંડેતિ' ૩ 'ભાવે રૂળી'
૪ 'ઉપમા મન ના'વની રે લોલ'

પીતાંબર પહેરિયા રે લોલ,
લીલા લાલ લહેરિયા રે લોલ,
ઘણે રંગે ઘેરિયા[1] રે લોલ મારી૦ ૩૧
કાજળ નયને કર્યાં રે લોલ,
ભાલે કુંકુમ ભર્યાં રે લોલ,
અક્ષત-સુત[2] આવર્યા રે લોલ મારી૦ ૩૨
બેઠા બધા રથમાં રે લોલ,
પાને[3] લથપથમાં રે લોલ,
મોડણ મન-મથમાં રે લોલ મારી૦ ૩૩
તુરી પળ્યા તે ગમા રે લોલ,
જોયુ માથે જે ગમા રે લોલ,
વાધ્યા વાયુ-વેગમા રે લોલ મારી૦ ૩૪
આવ્યા માસ આસોએ રે લોલ,
નવે નવ વાસોએ રે લોલ,
પો'તા પવ પાસોએ રે લોલ મારી૦ ૩૫
તુરી તરુ અટક્યા રે લોલ,
છાયા ભણી છટક્યા રે લોલ,
આંબલીઓમાં એ ટક્યા[4] રે લોલ મારી૦ ૩૬
મૂકી રથને[5] ગયા રે લોલ,
ઓળે[6] એકઠા થયા રે લોલ,
ઠાઠે ઠઠ ત્યાં થયા રે લોલ[7] મારી૦ ૩૭
જાળી તેવી જોઈને રે લોલ,
મન રહ્યુ મોહીને રે લોલ,
કહે કોણુ કોઈને રે લોલ? મારી૦ ૩૮

૧ 'ગેહેરિયા' ૨ 'હર' ૩ 'પોતે ૪ 'અટક્યા' ૫ 'માંમા'
૬ 'આગે' ૭ ઠાઠે ઠઠ ઠાઠક્યા રે લોલ'

નવે આવતાં નમી રે લોલ,[1]
ગોખે બેઠાં ગમી રે લોલ,
આંખે આવ્યાં અમી રે લોલ. મારી૦ ૩૯
બેઠી બહુચરી તહીં રે લોલ,
સદાયે સુધામયી રે લોલ,
મળી મઠમાં[2] જઈ રે લોલ. મારી૦ ૪૦
ભવાની દશે ભળી રે લોલ,
મઠે તે બેઠાં મળી રે લોલ,
માંહોમાંહોમાં રળી રે લોલ. મારી૦ ૪૧
દાસી પાસે આવિયો રે લોલ,
પૃજાપો ચઢાવિયો રે લોલ,
માજીને મન ભાવિયો[3] રે લોલ. મારી૦ ૪૨
કહ્યુ ભાવતાં કર્યાં રે લોલ,
ચિત્તે આવતાં ચર્યાં રે લોલ,
સકલ કારજ સર્યાં રે લોલ. મારી૦ ૪૩
સંતોષી સાહેલીઓ રે લોલ,
ઊડી અલબેલીઓ રે લોલ,
નવલ નવેલીઓ રે લોલ. મારી૦ ૪૪
ગાવા ગરબે વળ્યાં રે લોલ,
પ્રેમે પારે પળ્યાં રે લોલ,
ચતુરા ચાચરે મળ્યાં રે લોલ. મારી૦ ૪૫
દશેદશ દેવીઓ રે લોલ,
કુંડે થઈ કેવીઓ રે લોલ,
તારા–પતિ જેવીઓ રે લોલ.[4] મારી૦ ૪૬

૧ 'નવે આવતી નમે રે લોલ' ૨ 'મઠ' ૩ 'મનાવિયાં'
૪ 'તારા તાપ તેવીઓ રે લોલ'

ભર્યાં સૂર ભામિની રે લોલ,
સાથે સર્વ શ્યામિની રે લોલ,
કરે કેલ્ય કામિની રે લોલ. મારી૦ ૪૭
ઉમા બહુચરા અલી રે લોલ,
ઓલ્યાં સાથે બે મળી રે લોલ,
બની બહેન કે[1] ભલી રે લોલ. મારી૦ ૪૮
સખી સાંભળી રહી રે લોલ,
કહી તેવી કહી રે લોલ,
વાહિ તાલને વહી રે લોલ. મારી૦ ૪૯
વાજાં વાજે છંદમાં રે લોલ,
મીઠાં મંદ મંદમાં રે લોલ,
ફરે ગતિ ફંદમાં રે લોલ. મારી૦ ૫૦
'ગોડી' ગાય ગાનમાં રે લોલ,
ન ચૂકે કો' તાનમાં રે લોલ,
સહુ સાવધાનમાં રે લોલ મારી૦ ૫૧
આવ્યો અલકાવતી રે લોલ,
ચૂડા ચલકાવતી રે લોલ,
ખાંપે[2] ખલકાવતી રે લોલ મારી૦ ૫૨
વાજે પાયે વાજણાં રે લોલ,
ઘણે ઘોર ગાજણાં રે લોલ,
વિચિત્ર વિરાજણા રે લોલ. મારી૦ ૫૩
બે પાસાએ બાળીઓ રે લોલ,
પાડે પાણિ તાળીઓ રે લોલ,
લચે લંક વાળીઓ રે લોલ. મારી૦ ૫૪

૧ 'બન કે' ૨ 'ખાંપે', 'ખૂંદે'

સાતે સૂર ત્યાંહાં મળ્યા રે લોલ,[૧]
ઉમંગ અંગમાં ભળ્યા રે લોલ,
બાળા બોલ[૨] સાંભળ્યા રે લોલ. મારી૦ ૫૫
કહ્યું સ્કંદ–માતને રે લોલ,
'પૂરો અર્ઘ્યપાદ્યને રે લોલ,
અણાવોને આદ્યને રે લોલ.' મારી૦ ૫૬
સુણી લાવી સુંદરી રે લોલ,
પાત્ર પ્રથમે ભરી રે લોલ,[૩]
કરાવ્યાં કરે કરી[૪] રે લોલ. મારી૦ ૫૭
ગાતાં રજની ગઈ રે લોલ,
ક્રીડા તે કરી રહી રે લોલ,
માને મનસા થઈ રે લોલ. મારી૦ ૫૮
નિમંત્રે નિશાચરે રે લોલ,
પહેલે પાન આચરે રે લોલ,
ચરે સીધી ચાચરે રે લોલ. મારી૦ ૫૯
ખરી ફરી ખેલિયો રે લોલ,
એકે ન એકલિયો રે લોલ;
બબ્બે થઈ બેલિયો રે લોલ. મારી૦ ૬૦
હંબોડા લે હોડ–શું રે લોલ,
જોડી જોડાજોડ–શું રે લોલ,
કરી ક્રીડા કોડ–શું રે લોલ.[૫] મારી૦ ૬૧
ફરી કૂદડી ફરી[૬] રે લોલ,
કરે કર–શું અડી રે લોલ,
સહુ કો' સરાસરી રે લોલ. મારી૦ ૬૨

૧ 'સાતે સુરમા ભર્યા રે લોલ' ૨ 'બોધ' ૩ 'પાત્ર પ્રથમા ભરી રે', 'પાથે પ્રથમા ભરી રે' ૪ 'હરિ' ૫ 'કરી કોડાકોડ-શું રે લોલ' ૬ 'વરી'

રહ્યો રંગ છાઈને રે લોલ,
ધસ્યા દેવ ધાઈને રે લોલ,
વિમાને વલાઈને[૧] રે લોલ. મારી૦ ૬૩

'જે જે જે ઉદો' કહે રે લોલ,
લ્હાવો દેવતા લહે રે લોલ,[૨]
અંતરિક્ષ ઊભા રહે રે લોલ. મારી૦ ૬૪

સમારી સુગંધને રે લોલ,
ચમેલી સુ-ચંદને રે લોલ,
વરસે માત-વૃંદને રે લોલ.[૩] મારી૦ ૬૫

રસીલી રમી રલી[૪] રે લોલ,
ચાલે ચરણે વળી રે લોલ,[૫]
બેઠાં મા મઠે ચઢી રે લોલ.[૬] મારી૦ ૬૬

આલી અન્ન લાવતાં રે લોલ,
મૂક્યાં મધ્ય આવતાં રે લોલ,
ભવાની લે ભાવતાં રે લોલ. મારી૦ ૬૭

ઊઠી બેઠાં આસને રે લોલ,
વાસ્યાં સુખવાસને રે લોલ;
હસી[૭] કરે હાસને રે લોલ. મારી૦ ૬૮

રાજે અમીર-સમી[૮] રે લોલ,
જુગે જુગત સમી રે લોલ,[૯]
વળ્યાં વિજય-દશમી રે લોલ. મારી૦ ૬૯

૧ 'પલાઈને' ૨ 'લાવે દેવતા લહે રે' ૩ 'સરવે માત વંદને રે લોલ' ૪ 'રળે', 'રહે' ૫ 'ચાલો ચરણે ચઢે રે લોલ' ૬ 'માત બેઠાં મઠે રે લોલ' ૭ 'હર્ષે', 'હાસી' ૮ 'અતિ રસની' ૯ 'જુગે જુગ જ સમી રે', 'જુગે જુગે રસની રે'

બાળા બહુચરાજીએ રે લોલ,
દુર્ગા કહે 'તે કીજિએ રે લોલ,'
દેવી વિદાય દિજિએ રે લોલ. મારી૦ ૭૦
બોલ્યાં બહુચરી તદા રે લોલ,
'સુણો શ્યામા[1] શ્રીમદા રે લોલ,'
વહેલાં આવો અ-વધાં રે લોલ.[2] મારી૦ ૭૧
બધાં બેઠાં તે રથે રે લોલ,
તુરી પળ્યા તે પથે રે લોલ,
કરી કેલ તે કથે રે લોલ. મારી૦ ૭૨
ખેલી ખેલ ખાસમાં રે લોલ,
હઈયે હુલાસમાં રે લોલ,
વસ્યાં વાસ વાસમાં રે લોલ. મારી૦ ૭૩
'જે જે' કરી જક્તને રે લોલ,
ભરી નિત્ય ભક્તને રે લોલ,
તાર્યાં છે શક્તને રે લોલ.[3] મારી૦ ૭૪
ગરબો ગાય સાંભળે રે લોલ,
સદા સફલે ફળે રે લોલ,
માતા બહુચરા મળે રે લોલ. મારી૦ ૭૫
કવિ કથને[4] કથી રે લોલ,
અનેક તે એકથી રે લોલ,
બહુચરા બીજી નથી રે લોલ. મારી૦ ૭૬
દેવી, મા દયાળ છો રે લોલ,
પ્રજા-પ્રતિપાળ છો રે લોલ,
કંટકોની કાળ છો રે લોલ.[5] મારી૦ ૭૭

૧ 'શ્યામ' ૨ 'એ વિદા રે લોલ', 'વહેલા આવો એ વીદા રે લોલ'
૩ 'તર્યા છે શક્તને રે લોલ', 'યશ આ રક્તને રે લોલ' ૪ 'કથની'.
૫ 'કંટકની મા કાળ છો રે લોલ'

બહુચરાજી બળિયમાં રે લોલ,
કરે કોઈ ઇષમાં રે લોલ,
ના'વે નર રિષમાં રે લોલ. મારી૦ ૭૮
નિવાજી નિઃશંકને રે લોલ,
લોપી કર્મ-અંકને રે લોલ,
કર્યાં રાવ રંકને રે લોલ. મારી૦ ૭૯
વળી વળી વારણે રે લોલ,
કરે કામ કારણે રે લોલ,
પુત્ર રમે પારણે રે લોલ. મારી૦ ૮૦
આઈ, આપો આપણેથી રે લોલ,
નિભાવો નાહાનપણેથી રે લોલ,
વલ્લભના વાંકાપણેથી રે લોલ. મારી૦ ૮૧

## 'સલખનપુરમાં દિવાળી'નો ગરબો

(ઓધવ જઈને કહેજો માધવને રે—એ રાગ)

આજ દિવાળીનો દિન આવિયો રે, આનંદ અંગ ન માય;
ભક્ત ભવાની માને ભાવિયો રે, માંય ભર્યાં[1] કમળાય. આ૦
માત પધાર્યાં મંદિરમાંહે રે, સુંદર વદન સોહાય;
હું બલિહારી બહુચર તાહરે રે, કીધા કોટિ પસાય. આ૦
આસન પાસે આવ્યાં ઈશ્વરી રે, વિશ્વતણી પ્રતિપાળ;
રિધ સિધ નિધ પાસે ધરી રે, બેઠાં બહુચર બાળ. આ૦
સેવક સજ્જ થઈને સૌ આવિયા રે, એકએકથી અગ્ર;
પૂજાપો પરિપૂર્ણ લાવિયા રે, સંભારીને સમગ્ર. આ૦
પ્રથમે શાકપાક નિપજાવિયાં રે, છ રસ સ્વાદ સુબેશ;[2]
આઈજીને આગળથી આરોગાવિયાં રે, સેવક પામ્યા શેષ. આ૦

---
૧ 'ભર્યાં' ૨ 'સુદેશ'

પહોંચી તખ્ત ચઢી, બેઠાં જઈ રે, ચોદિશ ચમર ઢળાય;
સખી મુખવાસ કરે લેઈ રે, મુખમાં મૂકી માય. આ૦
નિજ જન નિયમ[1] દિવાળીના કરે રે, પહેલે પખાળે પાય;
પટભૂષણ નૌતમ તન આવરે રે જે છે યોગ્ય યથાય. આ૦
કેસર કુંકુમ ચંદન ચરચિયાં રે, અક્ષત અબીલ ગુલાલ;
અદ્ભુત અંગ સુગંધ અરચિયાં રે, જેમ પૂરવનો ચાલ. આ૦
પુષ્પ સુવાસિક સર્વ મંગાવિયાં રે, પારિજાત મંદાર;
ગૂંથી ગુણ સાથે સૌ લાવિયાં રે, હાથ સમરપે હાર. આ૦
વાતી-અગર ઉખેવી[2] ધૂપને રે, ઊભા નિજ જન-નાર;
નીરખી નારાયણીના રૂપને રે, જોઈ જોઈ જાય બલિહાર. આ૦
માત મંગાવી મદિરા મોજમાં રે, પ્રેમ ધરી કરે પાન;
સેવકને કહે અહીંથી ખસો જ માં રે, રાસ રસિક કરો ગાન. આ૦
નિજ જન નિકટ રહી બોલ્યા સહુ રે, તાન માન સુત-તાલ;
ગરબા ગાયે બધાં વિધે બહુ રે, પરમ રસિક રસાળ. આ૦
અનુચર દીપ અજવાળે દોહોદિશા રે, મેડી-મંદિર-દ્વાર;
ઝળહળ નિર્મળ દીવાલ પશા[3] રે, પ્રગટ્યા ઠારોઠાર. આ૦
'ઉદો ઉદો જય' જન ઊચરે રે, ઊભા મંડપમાંય;
બિન-ફિકરે ફૂલ્યા ફૂલ્યા ફરે રે, બહુચર સાહે બાંહ્ય. આ૦
દિવાળી દેખાડી દેવીએ રે, દે છે દીરઘ દાન;
પૂરે આશ દાસની કેવી એ રે, ખાનપાન પરિધાન. આ૦
બહુચર લાલની લાલી જાહરે રે, જાણે જગત જહાન;
કૂડાં કર્મ જોયાં કયાં હરે રે, વલ્લભ રાખ ગમાન. આ૦

---

૧ 'નેમ' ૨ 'ઉવેખી' ૩ અર્થ બેસતો નથી.

# 'સલખનપુર ગામની શેરીઓ'નો ગરબો

(રાગ બિહાગ: તાલ રૂપક)

સલખનપુર ગામની શેરીઓ, તે તો મને જોયાની ખાંત;
ગલી ગલી ફરું ફેરીઓ, નીરખું અવનવી ભાંત. ૧
મોટાં મંદિર માળિયાં, ઊંચા સરવ આવાસ;
ગોખ, છજાં ને જાળિયાં, ઓપે અતિ ઉજાસ. ૨
વરણ ચાર વાસો વસે, બીજી બે ને બાર;
દાન દયા કાયા કસે, પાળે કુળઆચાર. ૩
પરથમ પોળે પેસતાં,[1] પૂરવ દિશાની પાસ;
દોશી દુકાને બેસતાં,[2] દીસે લીલ-વિલાસ. ૪
આંગી અદકા મૂલની,[3] ઓઢણી લાલ ગુલાલ;
કસબ-કોર સુખ તુલની, ઝળકે ઝાકઝમાળ. ૫
ચીર ચૂંદડી ને ઘાટડી, સાળુ સુરંગ સુહાય;
ભરી ભરી બેઠાં[4] હાટડી, સેવક સર્વ વસાય. ૬
દક્ષિણ દરવાજા ભણી, સાહામે સોનીવાડ;
બેઠા બધા બનીઠની, શિર કેસરની આડ. ૭
નિત નિત ઘાટ નવા ઘડે, બધા સોનાના સાવ;
મણિ માણેક જડિયા જડે, વિવિધ ચિત્ર બણાવ.[5] ૮
આભૂષણ જે જે હવાં, ઘડિયા ઘાટ સુઘાટ;
સેવક દેખી અવનવાં, લે બહુચર-મા માટ. ૯
પશ્ચિમ-પંથે પેસતાં[6], પાસે પાસે પોળ;
ડાબાજમણી[7] દેખીએ, સાહામી સુરહિયા[8] ઓળ. ૧૦

૧ 'પેસિયા' ૨ 'બેસિયા' ૩ 'અધિક અમૂલ્યની' ૪ 'નરનારી બેઠા', 'હાડા' ૫ 'બનાય' ૬ 'દરવાજા સાણી' ૭ 'ડાબેજમણે' ૮ 'સારી સરૈયા'

કુંકુમ કેસર સુખડ્યો, વાતી–અગર કપૂર;
ઢગલા ઢૂંકા[1] ઢૂકડે, મધ્ય માડ્યાં સિંદૂર. ૧૧
ચુવા અત્તર અરગજા, નાડું[2] તેલ બરાસ;
અબીલ ગુલાલ મરગજા,[3] લે બહુચરના દાસ ૧૨
ઉત્તર દિશાની ઓળમા, ઓળા ઓળે[4] હાટ;
ગાધી બધ મધ્ય પોળમા,[5] લખપતિ લાયક પાટ. ૧૩
શ્રીફળ સુદર સાકરે, ખાડ ગોળ મધ સાર,
પચામૃત ઢગલા કર્યા[6], ભરિયો બધો બજાર.[7] ૧૪
એલચી લવિગ સોપારીઓ, તજ ઉત્તમ ફલ–જાય;
મા માટે નરનારીઓ, લેઈ લેઈ પથ પળાય. ૧૫
ચાચર બેઠા ચોકમા, માળી[8] મધ્ય ભરાઈ;
સદા સુખી રહે શોખમા, મન માને ઠકરાઈ.[9] ૧૬
જાઈ જૂઈ નિત્ય ચાલતી, રતે સેવંતી[10] ગુલાબ;
મોગરો ચપક માલતી, ભરી કેવડીએ છાબ. ૧૭
સુમન સમોહ સોહાવતા,[11] ગુણ–ગુ ગૂથે[12] હાર,
સેવક સર્વ વસાવતા, બહુચરનો શણગાર ૧૮
સોડચે[13] સુખડિયા રહે, વસિયા સરવ સમાઈ;[14]
લાખોપતિ સહુ કો લહે, મોહો આગળ મીઠાઈ. ૧૯
જોતા ભાગે ભૂખડી, જે જન આવ્યા જાત્ર,
સાત ભાતની સુખડી, ભરી ભરી બેઠા પાત્ર ૨૦
ખાસા[15] ખેલૂણા ખાડના,[16] નીરખી માને મન,
ભાજન[17] ભરી ભરી ખાડના,[18] લે સેવક સાજન. ૨૧

૧ 'ઢગલા ઢગલા' ૨ 'પાકુ' ૩ 'અગયો' ૪ 'ઓળી' ૫ 'મપોલમા' ૬ 'કરે' ૭ 'ભરિયા બધ બજાર' ૮ 'મળી' ૯ 'મનમા નાની ઠકુરાઈ' ૧૦ 'સેવતરા' ૧૧ 'સુ મન મોઢે સોહાવતા' ૧૨ 'ગૂથ્યા ૧૩ 'જોડે' ૧૪ 'સઈ' ૧૫ 'ખાસ' ૧૬ 'ખલુણા ખાડમા' ૧૭ 'ભોજન' ૧૮ 'ભરિયા ભાડના'

પાસે બીડા પાનનાં, બેઠા બાધે[1] જોઈ;
તબોળી અભિમાનમા,[2] નજરે ના'વે કોઈ. ૨૨
કાથો કેવડીઓ કર્યો, ચૂનો ચળકે સફેત;
સોપારી-સરસો ભરી, બહેકે બરસ સમેત. ૨૩
પાકા પાન પ્રમાણીએ, સરવ મસાલો ખાસ;
સેવક લેતા[3] જાણીએ, બહુચરનો મુખવાસ. ૨૪
મદમાતા રહે માનમાં, મધ મધ મેવા-ફરોશ;
રાગ રંગ રસ તાનમા, જોષી જન-મન જોશ.[4] ૨૫
દ્રાખ ચારોળી બદામ-શું, પિસ્તાં પાસે અખરોટ;
અવર ન જાણું નામ-શું,[5] ભરી મેવે કથરોટ. ૨૬
દાડમ ડાલે ઘાલિયા, અજીર આદ્ય[6] ખજૂર;
ભક્ત ભરાવી ચાલિયા, કરવા માત હજૂર. ૨૭
મધ્ય બજારે મરડિયા, બેહુ બધુ મહાજન,[7]
જુગમા ન મળે જોડિયા, જે જેહુવા રાજન ૨૮
ચતુરંગ ચાલવે[8] ચૂડલા, બાળા બાહ્ય[9]-પ્રમાણ;
રાતા રંગ અતિ રૂડલા, શા શા કરુ વખાણ? ૨૯
નૌતમ નંગ બનાવતા, ગોરા ગજના દાત,
સેવક લેવા આવતા, વોહોરે જાતા-વાત. ૩૦
ભાગોળે ભેળા થયા, નરનારી સહુ સાથ;
ચાચર બહુચરને ગયા, બધો પૂજાપો હાથ. ૩૧
દૂર થકી એ દરબારને, સર્વે નામે[10] શિશ,
પો'હોતા લેઈ પરિવારને,[11] પારા પાસે દિશ ૩૨
પહેલે ચાચર પૂજતા, પુનરપિ[12] મોહોલે પળાય,
કોકિલ-કંઠે કૂજતા, ગુણનિધ ગરબા ગાય. ૩૩

૧ 'બધ' ૨ 'અનુમનમા' ૩ 'સોતા' ૪ 'જોપી જનમના જોષ' 'મનજન શોષ' ૫ 'માન-શું' ૬ 'આપદ' ૭ 'મધ માહાન' ૮ 'ચાલે' ૯ 'બાલ્ય' ૧૦ 'નામ્યુ' ૧૧ 'જઈ પરવારીને' ૧૨ 'પુનવર'

વાજાં વિવિધ વજાડતાં, છંદે છંદે છેલ;
ભક્ત ભલા મન લાડતા, મળિયા માને મહેલ. ૩૪
ગોખ જોખમાં જોઈને,[1] પહેલે પખાળે ચર્ણ;
મન સહુનું રહ્યું મોહીને, ઊભી અઢારે વર્ણ. ૩૫
કુંકુમ લાલ કઢાવતા, વળી રૂપાના વરગ;
આંગી આદ્ય ચઢાવતાં, ઓઢણી મૂલ મહર્ઘ.[2] ૩૬
પૂજાપો બધ પ્રેમ-શું, લાવ્યા સરવ[3] સમસ્ત;
નવદિન નિત નિત નિંમ-શું, સર્વ સમરપી[4] વસ્ત. ૩૭
બ્રાહ્મણ ભોજન કરાવતાં, દ્વિજે દેતા દક્ષિણાય[5];
ગુણ ગાતાં ગવરાવતાં, કેમે ત્રપત ન થાય. ૩૮
દશમે દિવસે દેવી થકી, વળિયાં માગી વિદાય;
સહુ કો કોણ કહે કથી, બહુચરનો મહિમાય. ૩૯
દેવદેવી દુનિયા કહે, સુખ દેવા સંસાર;[6]
બહુચર બરદ બહુ વહે,[7] નોધારાં આધાર. ૪૦
મંદિર આવ્યાં મહાલતાં, નરનારી વૃદ્ધ બાળ;
આઈજી નવનિધ આલતાં, સુખમાં કાપે કાળ.[8] ૪૧
ગરબો સલખનપુર ગામનો, ગાયે ગુણ નરનાર;
પરતો માના નામનો, પામે પદારથ ચાર. ૪૨
આયુષ અતિશે ભોગવે, આપે બહુચર બાઈ;
*મૂળજી માધવજી સગા, તે મધ્ય બે ભાઈ.[9] ૪૩
જીવું જશ ગુણ ગાઈને, તે જન જાણો[10] જાત;
વલ્લભ ધોળા ભાઈને, બહુચર માત વિસાત. ૪૪

૧ 'ગોળ જોખમા જોઈએ' ૨ 'કસ્તુરી મૂલ', 'મૃગ' ૩ 'સંગ' ૪ 'સમર્પિત' ૫ 'દીજે દેવી દક્ષિણાય' ૬ 'શું દેવા શો સાર' ૭ 'ધરે' ૮ 'રૂપમાં કાએ મએ' ૯ 'સંગે એ બે મધ્ય ભાઈ' ૧૦ 'જાણે'
* આ કડી કેટલીક પ્રતમા નથી.

## બહુચરાજીના મહિના

ચઈતરે ચિત્ત ચરણે બાંધ્યું[1],
નમી નમી બહુચર આરાધું;
મન મારું ગૌખે જઈ લાધ્યું.
—સેવો ને સલખનપુર રાણી. ૧
વૈશાખે વાવલિયા વાયા,
માજીના ગઢ તળે આવ્યા;[2]
માજીની મોટી છે માયા. સેવો ને૦ ૨
જેઠ તો જુગતિ બની સારી,
હરિ હર બ્રહ્મ થકી ન્યારી;[3]
ગૌખ ઉપર[4] જાઉં બલિહારી. સેવો ને૦ ૩
આષાઢે મેઘ ઘણા ગાજે,
છત્ર શિર બહુચરને છાજે;
ચોઘડિયાં તો અદ્દ્ભુત ત્યાં વાજે. સેવો ને૦ ૪
શ્રાવણ સરવડિયે વરસે,
માજીને ભજશે તે તરશે;[5]
નિકર એ તો આથડતા મરશે. સેવો ને૦ ૫
ભાદરવો ભલી પેરે ગાજ્યો,
સેવકને સન્મુખ મા! ધાજો;
બૂડતાં બાંહ્ડલી રહાજો. સેવો ને૦ ૬
આસો માસે આવી મા દિવાળી,
આવ્યાં આવ્યાં અંબા ને કાળી;
ગરબે રાસ રમે[6] મહાકાળી. સેવો ને૦ ૭

---

૧ 'ચિત્ત ધાર્યું વાધ્યુ' ૨ 'માજીના ગણ દેવાયા' ૩ 'નારી' ૪ 'માજીને' ૫ 'માજીનું પૂજન જે કરશે, તે તો ભવસાગરથી તરશે' ૬ 'રમ્યાં મોટાં'

કારતકે કૂકડિયા[1] બોલે,
ના આવે કોઈ માજીને તોલે;
તેને તેજે[2] ત્રિભુવન ડોલે. સેવો ને૦ ૮
માગશરે માનસરોવરે નાહ્યા,
આવી માને ચાચર ગરબા ગાયા;
સેવક માજીના કહેવાયા.[3] સેવો ને૦ ૯
પોષે મા સોસ પડ્યા અમને,[4]
—માજી, શું કહિયે રે તમને?
અમને ના વિસારશો સપને. સેવો ને૦ ૧૦
માહે તો મુને નથી ગમતું,
મન મારું રહે સદા ભમતું;
મન મારું માજીમાં રમતું. સેવો ને૦ ૧૧
ફાગણે ફગફગતી હોળી,
પેહેર્યાં માએ ચરણાં ને ચોળી;
કેસર બહુ છાંટ્યાં માએ ઘોળી. સેવો ને૦ ૧૨
બારે માસ પૂરણ મેં કીધા,
દૈત્યોને દંડ ઘણા દીધા;
દેવતા સહુ ઉગારી લીધા. સેવો ને૦ ૧૩
આસો સુદ બીજ ને બુધવારે,
બારે માસ થયા નિરધારે;
વલ્લભની રહેજો મા! વાહારે. સેવો ને૦ ૧૪

*

૧ 'કોયલડી' ૨ 'જ્યોતે' ૩ 'સેવકની હરજો મા સદાયે' ૪ 'પોસે તો મીન ધરી તારી, પાંડવોને લીધા ઉગારી, કૌરવ સર્વ ગયા હારી'

| ગરબા | | પૃષ્ઠ |
|---|---|---|
| ૧ | બાળલીલાનો ગરબો ... | ૩૧૩ |
| ૨ | રાધાજીના એકાદશીવ્રતનો ગરબો | ૩૧૬ |
| ૩ | આખમીંચામણીનો ગરબો ... | ૩૨૭ |
| ૪ | રાધામાધવનાં નેગુનો ગરબો ... | ૩૩૪ |
| ૫ | વ્રજવિરહીનો ગરબો ... ... | ૩૩૯ |
| ૬ | કમળા-કંથના મહિના ... | ૩૪૪ |
| ૭ | સત્યભામાનો ગરબો . | ૩૪૭ |
| ૮ | શ્રીનાથજીના દર્શનનો ગરબો .. | ૩૫૧ |

# બાળલીલાનો ગરબો

ગણપત લાગું છું પાય, ગરબો ગાવાને મન ધરું રે;
સમરું શારદાજી માય, વાણી વૈષ્ણવની ઓચરું રે. ૧
શ્રી વાસુદેવતણી નાર, તેનું નામ છે દેવકી રે;
સુત પામ્યા મોરાર, આદ અંબા ગેબ્યા-થકી રે. ૨
એનો વેરી છે કંસ, મથુરા-નગરીનો રાજિયો રે;
કાઢ્યો ભગિનીનો વંશ, મૂરખ મનમાં નહિ લાજિયો રે. ૩
માર્યાં ખટ એનાં બાળ, હઉે હિંસાથી નવ ડર્યો રે;
સમે આવી પોહોતો કાળ, કુંભ પાપે પૂરો ભર્યો રે. ૪
દેવકી ભજે છે ભગવાન, 'સાર કરો વૈકુંઠધણી રે;
વિનતિ સુણજો એ કાન, અમને આસ્થા છે તમતણી રે.' ૫
અંબા વિશ્વ-આધાર, દીન જાણી દયા કરી રે;
લીધો અંબામાએ અવતાર, કારણ પ્રગટ્યા તાંહાં શ્રીહરિ રે. ૬
જાણે કોટિ ઊગ્યા ભાણ, એહવુ તેજ ત્રિકમતણું રે;
તેને કરીએ પ્રણામ, ધ્યાન ધરીએ પરબ્રહ્મનુ રે. ૭
વળતા બોલ્યા વાસુદેવ, 'રખે વાત જાણી પડે રે;'
પ્રભુને લેઈ ચાલ્યા તતખેવ, ગોકુલ ગામને ગોદરે રે. ૮
જમનાજીએ દીધો માગ, શેષનાગે છાયા[1] કરી રે,
પ્રભુને મેલ્યા છે ગોકુલ, સાથે લીધી છે વીજળી રે;
મેહેલ્યા હૂતા જે રખવાળ, સેવક મરવે આયુધ ધરી રે. ૯
નિદ્રા મેહેલી છે અપાર, વાત વાહાણે જાણી પડી રે;
વાહાણું વાયુ, ઊગ્યો ભાણ, કંસ આવ્યો ઘોડે ચડી રે. ૧૦
'કાંહાં છે, દેખાડો એ બાલ ? મારી કટકા એના કરું રે!'
ખોળે બેસાડી તે બાલ, તેને મારવાનું મન ધર્યું રે. ૧૧

---
૧ 'છાહા'

વીજળી ઊડિયાં આકાશ, બલ કીધું તે અતિ ઘણું રે,
જોતાં બોલી પ્રકાશ, 'તારો વેરી ગોકુલ' કહ્યું રે. ૧૨
ઝાંખો થયો કંસરાય, મુખ ન્હીલું ને જોઈ રહ્યો રે;
પછે વિચાર્યું મનમાંહ, 'કો એ શત્રુ પેદા થયો રે.' ૧૩
ખેલ ખેલ્યો તતખેવ, ઘોડે પાખર નખાવિયાં રે;
દેવકીજી ને વાસુદેવ, કારાગૃહમાં ઉતારિયાં રે. ૧૪
માત જસોદાને ઘેર, તાંહાં તો નાટારંગ થાય છે રે;
તરીઆ તોરણ બંધાય, મળી ગોપી ગુણ ગાય છે રે. ૧૫
દૂધે વૃઠ્યા છે મેઘ, સાકર કેરા કરા પડ્યા રે;
મંદિર રંગ્યાં મહારાજ, કુંકુમ કેરા છાંટા પડ્યા રે. ૧૬
માત જસોદાજી કહે, 'અમે તો માન્યાં છે નોરતાં રે;
ચાલો ને અંબાને તાંહ, પગે લાગ્યાં હાથ જોડતાં રે. ૧૭
તેડાવો ઋષિ ને ગોર, પાનાં પુસ્તક વંચાવીએ રે,
મોતીડે ભરી છે થાળ, આરાસુરીને વધાવીએ રે;
ભરોની દધિનાં માટ, ગાગેર બેડું ચડાવીએ રે.' ૧૮
વાગે મૃદંગ ને તાલ, માને મંદિર સૌ આવિયાં રે;
નમ્યાં અંબાજીને પાય, થાળ મોતીડે વધાવિયાં રે. ૧૯
પુત્ર પામ્યાં રે સજાત, વાજાં વાજે બહુ સાથમાં રે;
માનો મોટો છે મહિમાય, પૂજા લાવ્યાં બહુ ભાતમાં રે. ૨૦
શ્રીનાથજી લાગ્યા છે પાય, આઈને ચરણે નમાવિયા રે;
અંબા થયાં છે પ્રસન્ન, ખોળે બેસાડી રમાડિયા રે. ૨૧
'એ છે પૃથવીનો ભૂપ, પ્રજા સઘળીને પાળશે રે;
છે રે અનાથનો નાથ, દુઃખ સરવનાં ટાળશે રે. ૨૨
બાલચરિત્ર અનેક, એક જિહ્વાએ શું કહું રે?
મળશે સહુ સંસાર, આગળ કઉતક કરશે બહુ રે. ૨૩

પહેરશે પીતાંબર સાર, કરમાં ગ્રહશે સુંદર લાકડી રે;
ગળે ગુંજાનો હાર, પગે ચઢવાને પાવડી રે. ૨૪
કેસર કેરી છે પાઘ, ખાંધે નાખી છે કામળી રે,
સાથ ગોપીનાં બાળ, ગાય ચારે, ખાયે શાખડી રે;
સોંપશે ગોપી સહુ ગાય, ઊભા રે' બાલમુકુંદજી રે. ૨૫
વાહાલોજી કરશે કલ્લોલ. જોતાં સૂરત સોહામણી રે,
લેશે દધિનાં દાણ, રમશે આંખ-મીંચામણી રે;
રાસ રમશે રણછોડ, થાશે રઢિયાળી યામની રે. ૨૬
એના પ્રાક્રમનો નહીં પાર, વ્યાસજીનાં વખાણણાં રે,
નયણાં ચંચલ ચકોર, સુંદર વદન સોહામણાં રે;
[અંબા કહે છે]જસોદા માત, પુત્રનાં લેઉં છું ભામણાં રે. ૨૭
ગાયો ચારશે ગોવિંદ, લીલા રચી વૃંદાવનમાં રે,
રાધિકાના તોડશે હાર, રાખી કુંજ-ભુવનમાં રે. ૨૮
ગાશે ગોકુળમાંહાં ગીત, વરસ વીત્યે અગિયારમાં રે;
પછે મારશે એ કંસ, બેઠયે વરસ બારમાં રે. ૨૯
છોડવશે માત ને તાત, ધોળી ધનુષને ભાંજશે રે;
પછી મારી ગજરાજ, મેઘની પેરે ગાજશે રે. ૩૦
મારી મલ્લ આવશે અક્રૂર, દૂત મોહનજીને તેડવા રે;
જશે રામ અને શ્યામ, મામાનો વંશ ફેડવા રે. ૩૧
ઉગ્રસેન બેસાડી રાજ, મથુરા પોતે આવિયા રે;
ગુરુને આપીને પુત્ર, વિદ્યા સરવ ભણાવિયા રે. ૩૨
પછે ઓધવ ગોકુળમાંહ, રાચે ભ્રમરગીતા કહી રે;
માર્યો કાલજવન, જરાસંધ ગયો ફરી રે. ૩૩
પછે અમે જઈ સહુ ગામ, દ્વારિકાનગર વાસિયું રે;
તાંહાં મૂક્યા મધુપુરના લોક, પ્રાતઃકાળે સહુ જાગિયું રે. ૩૪

પરણશે એક સો ને આઠ, સોળ સહસ વળી સુંદરી રે;
છપન કોડ જાદવ, તે સરવે વળ્યા ફરી રે. ૩૫
એ લીલા કરશે નાથ-સુણો જશોદા માવડી રે;
એનાં પ્રાક્રમનો નહીં પાર, તે ખાશે ઘેંશ ને રાબડી રે.' ૩૬
એ સ્તુતિ કરી અંબાય, આપી ચૂંદડી ને પાઘડી રે;
ત્યારે હરિ હસ્યા મનમાંહ્ય, 'કિરપા કરો અંબા માવડી રે.' ૩૭
જસોદા થયાં વિદાય, ગોકુળમાંહાં ફરી આવિયાં રે;
હરખ્યા ગોકુલના લોક, મોતીડે વધાવિયાં રે. ૩૮
સ્તુતિ કરું છું કરજોડ, દાસ વલ્લભની વિનતિ રે;
ચરણે રાખિયે અંબામાત, સાહ્ય કરજે તું ભગવતી રે.[1] ૩૯

## રાધાજીના એકાદશીવ્રત(જમુનાસ્નાન)નો ગરબો

[ રાગ ગૌડી, તાલ હુસેની. ભુજંગી છંદની ચાલ ]

એકાદશી રાધા, નદી ન્હાઈ;
સ્વરૂપે અગાધા, ઘણું ડાહી. ૧
શરદ-શશી સરખી સોહાઈ;
ઉરે જે વશી, પરી શી મોહાઈ. ૨
લલાપે ઝૂરી, લલી લલિતાઈ;
ગુણે આવરી, ઘણી ગલિતાઈ. ૩
તરુણીનું ને, તેવી તરુણાઈ;
કહ્યે ન બને, મોંની અરુણાઈ. ૪
જમુના-થકી પાછી તે પળાઈ;
અંગોઅંગ આછી ચપલાઈ. ૫
વળી તેઉ વાટે ચિત્ત ચાહી;
મળે કો ન તે માટે ઊભાઈ. ૬

---

૧ વડોદરા, પ્રાચ્ય વિદ્યામંદિર, પોથી અંક ૮૭૯ માંથી પ્રાપ્ત.

ચાલી ગજ–ચાલે ચતુરાઈ;
આવે મન મહાલે અતુરાઈ. ૭
નથી અલબેલીમાં મણાઈ;
સંગે કો' સાહેલી ન જણાઈ. ૮
શ્યામાજી ઘણી ધરી સધીરાઈ;
કાનુડા–તણી કરી અધીરાઈ. ૯
વિચાર્યું મને: 'હું છું કોરવાઈ;
નથી કો' વને, હીંડું સોરવાઈ.' ૧૦
લગારેક નાહાવાની ભીંટ ભલાઈ;
ન દેઉં તે જાવા, રહું ખચકાઈ. ૧૧
જાણી એમ ચાલી શીઘ્રતાઈ;
રખે થાય અળગી[૧] વિગ્રતાઈ. ૧૨
ઊડી વન વાત, એહેવી ચર્ચાઈ;
રાધા જાય પ્રાત, પૂજી અર્ચાઈ. ૧૩
સખા ફરતા મધ્યે હરિરાઈ,
પ્રણ કરતા દૂતા ગો–ચરાઈ. ૧૪
સુણી ગયા શ્યામ સખાથી ખોવાઈ;
હવે થયું કામ, જો જાશે જોવાઈ.[૨] ૧૫
દામોદરે દીધી દપટાઈ;
ચઢે પાય્ય લીધી લપટાઈ. ૧૬
પંડે પરમેશ્વર ગેહરાઈ;
દીઠી વિશ્વેશ્વરે એ ઠરાઈ. ૧૭
સ્ત્રી આવી ન[૩] શકે ન ચેતાઈ;
રહ્યા હરિ નાકે ન ચેતાઈ. ૧૮

૧ 'ગલી' ૨ 'જવાઈ' ૩ 'નત'

રાધા રંગ–રાતી રસ–મસાઈ;
સુવાસે સોહાતી મસમસાઈ. ૧૯
હીંડે[૧] થઈ આડે ધસમસાઈ;
બોલ્યા કૃપાળ થોડીક[૨] સમસ્યાઈ. ૨૦
'કહે[૩] થકી જાયે છે સંતાઈ?
દિસાં છાં જક્કી,[૪] રહે ક્યાં ધૃતાઈ?[૫] ૨૧
મોટા બાપની તું છાં તેડાઈ;
ઝાઝી આપની જણાવાં[૬] એડાઈ. ૨૨
ચાલી તું કહાં જાયે છે કજાઈ?
ઊભી રહે, આંહાં આવ્યને સજાઈ.' ૨૩
છબીલો થઈ, ટરું છું છેલાઈ;
જાણું[૭] જે જઈ ગ્રહું અબલાઈ. ૨૪
હસીને ધસી રાધા મરડાઈ;
રાધાજી ખસી બોલ્યાં બરડાઈ:– ૨૫
'અરે કહાન,[૮] આવો તમે ધાઈ;
રૂડા તે, નિભાવો વર–રાઈ. ૨૬
ગાંડા કાં થઈ, કરો શેં ઘાઈ?
કરું છું ગઈ, વધે વિરોધાઈ.[૯] ૨૭
કિવારાની[૧૦] રાખું રે રૂડાઈ;
સવારાંની દાખું[૧૧] રે કૂડાઈ. ૨૮
બોલો છો વધી, તે તો ન વેઠાઈ;
ઠાલી શી બધી, ફૂટો છો શેકાઈ? ૨૯
દીઠી નજરે તે તો મેં મનાઈ;
બાંધ્યાં બે કરે, કાલે તું ધનાઈ! ૩૦

૧ 'હીંડી' ૨ 'થોડક' ૩ 'કહે' ૪ 'જખી' ૫ 'તાઈ' ૬ 'જાણવા' ૭ 'જાણી' ૮ 'રાન' ૯ 'વરોધાઈ' ૧૦ 'કુંવારાની' ૧૧ 'રાખું'

પ્રભુજી! ભૂલી ગયા છો પહેલાઈ;
તે માટે ફૂલી રહ્યા છો બેલાઈ. ૩૧
લાડો છો ઘણું, તે જાતે લહેવાઈ;
કહેવા ખમણું[1] નથી તે કહેવાઈ. ૩૨
વિચારો હજી, લગાર સજસાઈ[2];
મથુરાં તજી, આવ્યા છો ન્હસાઈ. ૩૩
માબાપે સહ્યાં, કહું સુસરાઈ;
કારાગ્રહે રહ્યાં, બેટો પેટ જાઈ. ૩૪
મોટા છો કુલે, કાઢીએ કમાઈ;
આવી ગોકુલે, ઇજ્જત ગમાઈ. ૩૫
જાણ્યું[3] હું છતાં, જાશે રે ભૂપાઈ;
પિતા બે છતાં, પ્રતિષ્ઠા ઉપાઈ. ૩૬
શાને અતિશે, કરો પુરુપાઈ?
જાઓ સદિશે, મૂકો મૂરખાઈ! ૩૭
આણું તાનમાં, એટલે[4] વછરાઈ;
રોકો રાનમાં, શું નાર પરાઈ? ૩૮
હું તું-શું કરી ધરું છું સગાઈ?
તું હું-શું હસી, કરો છો ધીંગાઈ! ૩૯
એમાં શું ઘણી, કરો છો ઘેલાઈ?
તમો શું ઘણી, ધરો છો છેલાઈ? ૪૦
ખોટી કરો આપે, મુને વાહી;
આપી નથી આપે, કર સહાઈ[5]. ૪૧
શું છે, સમજાવો, સમ ખાઈ?
પાસે પ્રભુ! આવો, તો નંદ-દુહાઈ! ૪૨

૧ 'બમણું' ૨ 'સજાઈ' ૩ જાણું' ૪ 'એટ' ૫ 'રફસાઈ'

એ વાત ન વેદે, છે સરજાઈ;
પામે નવ દેખે, કો પર-જાઈ. ૪૩
બેલે ન બહી, ન પ્રીત્ય પરાઈ[1];
હરિને લહી, હું-ને શું હરાઈ? ૪૪
જડી સોહ્યલી તો વાટે રોકાઈ;
ખરી દોહ્યલી લાલજી! લોકાઈ. ૪૫
વાટે કો હલી, કહી સંભળાઈ;
કહું તો વળી, જાઓ અંબળાઈ! ૪૬
તું-ને કોણ કહેવું?, તું છે બે-તમાઈ!
મારે ઘેર રહેવું, સગાંમાં સમાઈ. ૪૭
દીશે તે કરે, જે હોયે[2] નરમાઈ;
હું-પૂંઠે ફરે, મા કીરતબાઈ[3]. ૪૮
માની બીકથી રહું સસકાઈ;
સો કેહી કેથી[4] ન ચસકાઈ. ૪૯
જાણે રેશને, સુણે વકીલાઈ;
છુંદીને ભરે હું-ને, લૂણ-રાઈ! ૫૦
કરો કો' સતી,[5] સાથે સરખાઈ;
મા'રી તો વતી, ન પ્રીત રખાઈ. ૫૧
મને જે વસે, તે મીઠી મિત્રાઈ;
હું તું-શું હસે,[6] બોલે ઘણું ડાહી. ૫૨
ચઢયે મસ્તકે રહું છું ખંચાઈ[7];
પાને-પુસ્તકે હું તું-શું વંચાઈ. ૫૩
ઘણું તુંને ભેટે છે ઊઘડાઈ;
કરી કહાંન નેટે તે પડાઈ. ૫૪

---

૧ 'બિન લહી ન મીત પરાઈ' ૨ 'હાથ' ૩ 'માર તબાઈ', 'માકી રતબાઈ' ૪ 'કેહીકથી' ૫ 'સતી' ૬ 'હાસ્યે' ૭ 'ખેંચાઈ'

વિશે તે ગમે જે ગાણે[1] ગવાઈ;
ખચ્યું તે હમે જે લહાણે લેવાઈ. ૫૫
બોલ્યાની[2] તો આહીં હશે રોકડાઈ;
ક્યહીંની ક્યહાં જશે બોકડાઈ! ૫૬
આવ્યા છો બણીઠણી ખોટાઈ;
જોશો હું-ભણી, તો જશે મોટાઈ! ૫૭
ભલા છો કહાવો તો રેહે ભલાઈ;
લાલા! કાં વહાવો છો રે લલાઈ? ૫૮
રમા-વર![3] મૂકો રે રીંગાઈ;
રૂડા ઠેશી[4] ઢૂંકો રે ઢૂંગાઈ. ૫૯
આ શી તમે માંડી રે રૂડાઈ?
ખાસી નવ તમે છાંડી રે ભૂંડાઈ! ૬૦
સુણુધે વધે છે રે સાદાઈ[5];
કુણુધે વધે છે રે હલાઈ. ૬૧
જણાવો જવાનીની જે જોરાઈ;
ગણાવો દેવા નાની છોરાઈ. ૬૨
એમાં શી વધે છે રે વડાઈ?
જેમાંથી વધે છે રે જોડાઈ? ૬૩
વડેરા ધરે[6] છે રે સમૃદ્ધાઈ[7];
તોયે તે કરે છે નમ્રતાઈ. ૬૪
વહાલા! હાલા[8] કાં વધારો વરવાઈ?
પ્રીછું છું[9] કાં વધારો પરૂઆઈ? ૬૫
કામની કહો કીકી કઠોરાઈ;
ભામની લહો, સૌએ ઠોરાઈ. ૬૬

૧ 'ગણે' ૨ 'બોલ્યાની' ૩ 'રામા-વર.' ૪ 'દેશી.' ૫ 'સાદાઈ' ૬ 'વધે' ૭ 'સમૃતાઈ' ૮ 'હાળા' ૯ 'પૂછું છું'

રૂડીને હું-સાથે રમૂઆઈ[1];
ભરી જાઉં[2] બાથે અમૂંઆઈ. ૬૭
વહાલી છે તું-ને તે તો ભાંડાઈ;
ઠાલીને હું તે ગમે રે ગાંડાઈ ? ૬૮
મોહોડે કહેવરાવું રે કીખાઈ;
હવે નહિ આપું[3] રે શીખાઈ. ૬૯
અજાણે તો અહીંયાં ગયું રે અવાઈ;
ન જાણ્યુ કાંઈ હ્યાં થશે રે ભવાઈ ! ૭૦
કહું કરગરી હૂતી સરસાઈ;
છતે નર હરિ કરી દરસાઈ. ૭૧
વડી વારના રહ્યા છો ઝૂંમાઈ;
જો છો ભારના, તો રાખો ખૂંમાઈ. ૭૨
મૂકો માગ માહાવા ! મુગતાઈ;
દેતા નથી જાવા જુગતાઈ. ૭૩
ખસોની પરા, રહો અટકાઈ;
આવો જો અરાં, તો હું વટકાઈ! ૭૪
શા માટે રહ્યા છો વાટે વળાઈ ?
ફરો છો વહ્યા, રહેશો અકલાઈ!' ૭૫
એવું સાંભળી રહ્યા મલકાઈ;
જાણું હું હળી, કરુ વિકળાઈ. ૭૬
ધરી હરિએ હૈયે હરીફાઈ;
બોલ્યા 'જે[4] જોઈ એ, કહો અબળાઈ!' ૭૭
રાધા કહે ' કહો મોહની શી મીઠાઈ ?
ઊભા રહો તો જાણી મેં ઠીકાઈ.' ૭૮

---

૧ 'રમુજાઈ' ૨ 'જઉં' ૩ 'આવું' ૪ 'જો'

કરી રસિયે રાધા–શું શાંકાઈ;[1]
જાણું હસીએ, મૂકીને વાંકાઈ. ૭૯
'જાતાં શું હતાં કરી કુલટાઈ?
તમે હું–છતાં જાઓ ઉલટાઈ? ૮૦
એવું ન ઘટે, કરો રે ભુજાઈ;
આવ્યો'તો માટે આંહાં હું ઊજાઈ. ૮૧
મૂકી કામને ઊભો છું ઠેચઈ;
'રાધા' નામને રહ્યો છું વેચાઈ! ૮૨
ઘટે તે કરો, શ્યામા! સુખદાઈ;
ખમું હું પરો, વસો દુઃખદાઈ.' ૮૩
માંદી અલબેલે અટપટાઈ;
રાધાવર છેલે તે લપટાઈ. ૮૪
કાનુડો વદે કરી નરમાઈ;
રાધાજી હૃદે ધરી શરમાઈ. ૮૫
રાધા જોઈને બહુઅ[2] કળાઈ;
મને મોહીને મૂળે અકળાઈ. ૮૬
વહવા[3] કહું ખરું રે વસાઈ;
કહે સાંકડું ગયું જે[4] હસાઈ! ૮૭
કહેતાં મીઠડે મુખ મલકાઈ;
રાધા દીઠડે પ્રભુ પલકાઈ. ૮૮
થયાં ચક્ષ ચારે હરખાઈ;
પેહેલી પ્રીત ત્યાં પરખાઈ. ૮૯
શુમાને ગળી, તજીને ટીંટાઈ;
વહાલા–શું મળી રહી છે[5] વીંટાઈ! ૯૦

૧ 'શંકાઈ' ૨ 'બિાઈ' ૩ વહુવા' ૪ 'રે' ૫ 'રહ્યાં છો'

ભોળી ભામની ભાવે ભરમાઈ;
ટળી કામની, કામે કરમાઈ. ૯૧
કામાગ્રે બળી, રહી તીતવાઈ;
વૃથા સ્નેહે[1] ટળી, ફૂલી છે સવાઈ. ૯૨
ભરી અનંગે અંગે અલોલાઈ;
કાનુડા કુસંગે, કરી કલોલાઈ. ૯૩
બેઠાં બે ભેળાં, માણી સજ્જણાઈ;
થઈ કવેળા, જાણી નવ જણાઈ. ૯૪
અવેળા પડી, રાધાને તદ્દાઈ;
ઊઠ્યાં તે ઘડી, માગીને વિદાઈ. ૯૫
વને વિલસી[2] રહે પરવરાઈ;
હરી એ[3] તુળસી હરિવર વરાઈ. ૯૬
આવી આગળે, થઈ ઘર વરાઈ;
થઈ ભાગળેથી બે પરવરાઈ.[4] ૯૭
સખી ચાર પાંચે, જોવાને ખરાઈ;
ઊભી પોળ-ખાંચે તે ભરાઈ. ૯૮
બોલી લલિતા 'રાધા ન દેખાઈ;'
વદે વિનતા 'મેં એ ન પેખાઈ.' ૯૯
એવી એ, નહિ રહે બોલવાઈ;
ગઈ છે, એ વાતે ભોળવાઈ. ૧૦૦
જોયું જમણું એ રાધા નિરખાઈ;
આંખ્યે બમણું, અમીઅ-વરખાઈ. ૧૦૧
દીઠી રૂપરંગે, કર વરાઈ;
સખી સર્વ સંગે, તરવરાઈ. ૧૦૨

૧ 'વેદે' ૨ 'વિલસિધ' ૩ 'હરીએ' ૪ 'થઈ ભાગોળેથી બેપરવાઈ'

ઊઠી વળગ્યાં મોટી ને છોટાઈ;
બેઠાં અળગાં, સહુ-શું લેટાઈ. ૧૦૩
પૂછે રસ-ધામા, સનેહ બનાઈ;
'મળ્યા તુંને શ્યામા!, શકે રે કન્હાઈ!'[1] ૧૦૪
ખરાં નઈણાં રહ્યાં છે હસાઈ;
બોલ્યા વિના જાય છે હસાઈ. ૧૦૫
વેણી માંગથી, ઉરે લપટાઈ;
દીસે અંગથી બધી કપરાઈ. ૧૦૬
વિના પાન ખાધા રે અંગાઈ;[2]
રહ્યા હોઠ બાધા રે રંગાઈ. ૧૦૭
રહે નહિ ઢાંકયે,[3] તે રે ઢંકાઈ;
રૂડે આડે આંકે તે રે અંકાઈ!' ૧૦૮
રાધા કહે : 'સુણો, હું છાપે છપાઈ;
હરિને ગુણે, હું આપે અપાઈ. ૧૦૯
દીઠો આવતો[4], રહેવાણું થોભાઈ;
જોતાં ભાવતો, લાલચે લોભાઈ. ૧૧૦
માહારી મગને[5], મનેથી મોહાઈ;
એહેની લગને, લેવાણી લોહોવાઈ. ૧૧૧
એના જીવની સકલા[6] સકલાઈ;
બ્રહ્મા શિવની વતી ન કલાઈ. ૧૧૨
અમર સઘળા, ગયા છે ચલાઈ;
તો અબળા રહે અચલાઈ.' ૧૧૩
કહે : 'ધન! ધન!' સખી સભરાઈ;
રાધા તનમન હરિવર વરાઈ. ૧૧૪

૧ 'શું કહે રે કાનાઈ' ૨ 'અગાઈ' ૩ 'ઢાકી' ૪ 'આવતાં'
૫ 'માંગને' ૬ 'સુકલા'

દીધું મન–ચિંત્યું[1], રહી નરતાઈ[2];
જેણે જુગ જીત્યું, તેને તું જીત આઈ! ૧૧૫
જેની કો’ ન જાણે વિચિત્રાઈ;
તે સાથે તું માણે છે મિત્રાઈ!’ ૧૧૬
ઊઠ્યાં મોદભેર, બેઠાં ’તાં ઘેરાઈ;
ગયાં સર્વ ઘેર પોતાને વેરાઈ. ૧૧૭
રાધા નાહાણની, વાણીએ રચાઈ;
ગાતાં પ્રાણની થાશે રે વચાઈ. ૧૧૮
સુણે દેહની હોય સફલાઈ;
હરિ–નેહની, નોહે ન–ફ્લાઈ. ૧૧૯
હરિ–રસ જાયે જો ચખાઈ;
સદા કિષ્ણુ–સાહ્યે, એ લખાઈ. ૧૨૦
ગાતામાં સુખે, નો હોય ન્યૂનતાઈ;
કહું શ્રીમુખે, તેહની તો પૂન્યાઈ. ૧૨૧
હરિએ ધરીને, આણી નિપુણાઈ;
પડો ધિક! જેહેની છે કૃપણાઈ.[3] ૧૨૨
સાચું દયાદાન જો જાએ અપાઈ;
મિથ્યા અભિમાન તે જાશે ખવાઈ. ૧૨૩
લીધે નામ હોયે અજામેલ લાઈ;
મહાપાપ તોયે, પ્રભુ મુક્તિદાઈ. ૧૨૪
જાણ્યું ન કળ્યે, જો જાયે તરાઈ;
વિના અકલે, વલ્લભે તું ગાઈ. ૧૨૫

---

૧ ‘ચિત્ત’ ૨ ‘નરીતાઈ’ ૩ ‘જેહેને કૃપણાઈ’

# આંખ–મીંચામણીનો ગરબો

આજ અનોપમ દીઠું એક કે, સહી ! તુજને કહું રે લોલ;
બે જણે કીધા ભેદ અનેક કે, તે સર્વ હું લહું રે લોલ.
નંદજીનો નંદન નીચું નિહાળી કે, આવ્યા મુજ ભણી રે લોલ;
મારગ રાધા દષ્ટે ભાળી કે, સંગ સખી ઘણી રે લોલ.
નખશિખ સુભગતામાં સીમા[1] કે, સકળ શિરોમણિ રે લોલ;
રસના એક કહું સો મહિમા કે, મતિ માહારી હણી રે લોલ.
મસ્તક વેણી વ્યાળ[2] વિશાળ કે, કટિત્રઠ સું[3] અડી રે લોલ;
કર્ણે ઝલકે ઝાકઝમાલ કે, ઝાલ હીરે જડી રે લોલ.
મુખડું શરદ પૂનમનો ચંદ કે, મંદ હસામણી રે લોલ;
નાકે નથ મનમથનો ફંદ કે, લિલવટ દામણી રે લોલ.
કુમકુમ આડ વિરાજે[4] ભાલ કે, લાલ બિંદી કરી રે લોલ;
છૂંદું ત્રાજૂ ગોરે ગાલ કે, નીલમણિ ખરી રે લોલ.
ભ્રુકુટિ કમાન માન મન[5] વાળી કે. એ ઉપમા કહી રે લોલ;
કાજળકાળી આંખ અણિયાળી કે, ભાળી મેં લહી રે લોલ.
અંબુજ–નેણી[6] વેણી રસાળ કે, ચિત ચતુરા હરે રે લોલ;
દાડમ દંત અધર પરવાળી કે, બિંબામાં ધરે રે લોલ.
છૂટી લટ મુખ ઉપર સોહે કે, શી શોભા બણી રે લોલ;
કોટિક મનમથનાં મન મોહે કે, ઉપમા અતિ ઘણી રે લોલ.
ચિબુક મનોહર બિંબ વિરાજે[7] કે, છાજે છબી ભલી રે લોલ;
રામા–રૂપે રવિ–શશિ લાજે કે, લાજ[8]ભરી લલી રે લોલ.
કંઠ કપોત પોત ઝગકાર. કે[9], દુલરી દમકતી રે લોલ;
મુક્તામાળ એકાવળ હાર કે, ચોકી ચમકતી રે લોલ.

---

૧ 'સૌભગ સામા સીમા' ૨ 'વાક' ૩ 'કટિતટ' ૪ 'વિરા
૫ 'મા' ૬ 'અંબુજ–વયણી' ૭ 'ચિબુક બિંબ મનોહર રા
૮ 'લાડ' ૯ 'કંઠ કપોત–કપોતિની જોત કે'

કર ગજસૂંઢ સરિખા ઢળકે[1] કે, કોમળ આંગળી રે લોલ;
નખ પુખરાજ આજ સમ ચળકે કે, છબી તેમાં ભળી[2] રે લોલ. ૧૨
બાજુબંધ કનક કર–ચૂડી કે, કંકણ મુદ્રિકા રે લોલ;
કટિમેખલા કસણ કટિ રૂડી કે, ઘંટની છુદ્રિકા[3] રે લોલ. ૧૩
ઉર–વર ઉત્તમ ઊડચા એહેવા કે, કંચન કળશ–શા રે લોલ;
મોહે મન મનમોહન જેહેવા કે, જળહળ જલજ–શા રે લોલ. ૧૪
કેશરઘોળી ખોળી ચોળી કે, ચોદિશ કસકશી[4] રે લોલ;
મૃગમદ અંગ અરગજા[5] રોળી કે, પેહેરી રસરમી[6] રે લોલ. ૧૫
ઓઢી સિર[7] શિરોમણ સાડી કે, કાઢી[8] રંગમાં રે લોલ;
જાણે[9] કામતણી ફૂલવાડી કે, ફૂલી અંગમાં રે લોલ. ૧૬
ઉદર અનોપમ ઓપે રસાળું કે, એ અનુમાન–શું રે લોલ;
સારું[10] સુંદર સર[11] સુંહાળું કે, પોયણ–પાન–શું રે લોલ. ૧૭
નાભિ નવલ નિવેશની[12] નિકટ કે, નાર કહું કશી રે લોલ;
વર્ણન કોણ કરે કવિ વિટ કે, કામ–કુવા જશી રે લોલ.
ખોઈ આંસો જોઈ વિમાસો કે, સુખસાગર ભયો રે લોલ;
કેવળ કેળપત્ર–શો વાંસો કે, વિધિનાથે એ કયો રે લોલ. ૧
અરગો ચિંહ સરિખો લાંક કે, વાંક કશો નથી રે લોલ;
ઓહેવો ન મળે આડો આંક કે, કોણ કહે કથી રે લોલ. ૨
ઘાત્રુગત જણાયે જોતાં કે, કદળીસ્થંભ–શા રે લોલ;
પાગે ગુજરી ઘૂઘરી–સોહોતાં કે, રમઝમ રંભ–શા રે લોલ. ૨૧
લાહેને ચાહે ભરાવી બનાવી કે, કરાવી આઘરો રે લોલ;
રાધા રમવા પેહેરીને આવી કે, સોહાંવી ઘાઘરો રે લોલ. ૨૨

૧ ‘સ્થૂલ’ ૨ ‘મળી’ ૩ ‘ઘૂઘરા’ ૪ ‘કશીભરી’ ૫ ‘અરગજો’
૬ ‘લસલસી’ ૭ ‘સરસ’ ૮ ‘કાઢી’ ૯ ‘જેવી’ ૧૦ ‘સારું’
૧૧ ‘સરસ’ ૧૨ ‘નાભિની ત્રિવલી અભિનવી’

અલતા ભલતા પાગની જોડ કે, રંગ્યા નાયણે[1] રે લોલ;
મોહ્યા સુર તેત્રીશે કોડ કે, અંબુવટ રાયણે રે લોલ. ૨૩
રંગ ભરાતી સોહાતિ પાહાની કે, ખામી[2] નવ મળે રે લોલ;
અંબર હેઠ રહે કયમ છાંની કે, દાઢ દીઠે ગળે રે લોલ. ૨૪
જયમ મદમાતી ધરે પગ ધરણી કે, ગતિ ગજગામિની[3] રે લોલ;
ચોહોદિસ ન્યાહાળે[4] ચંપકવરણી કે, ચાલે કામિની રે લોલ. ૨૫
ભૂતળ અદ્દભુત ભાન કિશોરી કે, સર્વ[5] ગુમાન-શું રે લોલ;
ગુણનિધિ ગંભીર[6] રાધા ગોરી કે, ગોરે વાન-શું રે લોલ. ૨૬
ચંચળ ચાલે ચતુરસુજાણ કે, ચિત્ત ચતુરા ગણી રે લોલ;
સુંદરી સુંદર જીવણ પ્રાણ કે, ભાગ્ય-સોહામણી[7] રે લોલ. ૨૭
અરસપરસ પ્રેમ ધરીને કે, ફરી[8] બોલે હસી[9] રે લોલ;
સહિયર રહી સઘળી ફરીને કે, મને[10] રાધા વસી રે લોલ. ૨૮
મીઠી મીટડીએ મન મોહી કે, ગળી ગયાં ઘ્રાણ[11]થી રે લોલ;
સહુ સખી રાધાને રહી જોઈ કે, વાહાલી પ્રાણથી રે લોલ. ૨૯
માંહોમાંહે વળાવી[12] વીંટાઈ કે, અંબર ફાટતે રે લોલ;
જુગ[13] જુગજીવન જોયા મીઠા[14] કે, મૂકી વાટને રે લોલ. ૩૦
કહાન-કુંવર કર ગ્રહીને ગેડી કે, છોડી[15] ગાયને રે લોલ;
માહાવજી મારગ મરડીને ફેડી કે, દોડ્યા સાહ્યને રે લોલ. ૩૧
સનમુખ મળિયાં શ્યામાશ્યામ[16] કે, સમજ્યાં સાનમાં રે લોલ;
કાંઈ કે સમજી તે હૂં કયમ કહું,[17] કહ્યું[18] જે કાનમાં રે લોલ. ૩૨
રાધાને કૃષ્ણ સંધાતે કામ કે,[19] કો સમજ્યું નહીં રે લોલ;
પાઘડી પેચ સંભાળે[20] શ્યામ કે, લટ રાધા સહી રે રે લોલ. ૩૩

૧ 'રંગા નાયણે' ૨ 'સાંની' ૩ 'ગાહિ ગજગામની' ૪ 'નાહાળે' ૫ 'ગર્વ' ૬ 'ગુણવંત' ૭ 'સુભાગણી' ૮ 'ખરી' ૯ 'હસે વસે', 'હસી-વસી' ૧૦ 'મન' ૧૧ 'પ્રાણ' ૧૨ 'વળાઈ' ૧૩ 'જ્યમ' ૧૪ 'મિટ' ૧૫ 'છાડી' ૧૬ 'શામા-શામ' ૧૭ 'કામ' ૧૮ 'કહુ' ૧૯ 'બે જણે કીધો એમ પ્રણામ કે' ૨૦ 'સમારે'

વાહાલો ચાલ્યો વૃંદાવંન કે, મન વિમાસતો રે લોલ;
તે જોઈ જાણે નહીં જંન અન્ય કે, હીંડે સાંસતો રે લોલ. ૩૪
એ જણે કીધો એક વિચાર કે, 'મળવું કુંજમાં રે લોલ;'
રાધા રમતી વિવિધ પ્રકાર કે, સખીના પુંજમાં રે લોલ. ૩૫
જાવાને જીવ ઘણો અકળાય[1] કે, શું કહી નીસરે રે લોલ?
જાણે રખે વાત જણાય કે, જાવું વીસરે રે લોલ. ૩૬
વળતી લલિતાને કહે રાધા કે, વાત સોહામણી રે લોલ;
'દિવસે રમીએ આપણ બાધાં કે, આંખમીંચામણી રે લોલ.' ૩૭
'હા' કહી, સરખી હરખી ટોળી કે, રમવા સજ થઈ રે લોલ;
ચંદ્રાવળીએ પસારી ઝોળી કે, સર્વ ઊભી રહી રે લોલ. ૩૮
લલિતાએ રાઈ ઠરાવી દાઈ કે, સહી ચંદ્રાવળી રે લોલ;
જેહેમાં ગુણ લક્ષણ ચતુરાઈ કે, સકળ કળાવળી રે લોલ. ૩૯
રસધામા[2] કેહે: 'મન હોયે કોનું કે, આંખ આગળ આવજો રે લોલ;
જેહેની મા પેહેરે મણ સોનું કે, આંખ મીંચાવજો રે લોલ.' ૪૦
એક એક સાહાસું જુએ અવિલોકે કે, સર્વ ખસે પરું રે લોલ;
રાધા જાણે જો મુંને ટોકે કે, હું માથું ધરું રે લોલ. ૪૧
ચંદ્રભાગાએ ખરા સંમ ખાધા કે, આંખ મીંચાવશે રે લોલ;
સહુ સરખામાં[3] સરસ શ્રી રાધા કે, ફાંસું કહાવશે રે લોલ. ૪૨
આવી વિશાખા ઘાટ બનાવી કે, સહિ મહુને ગમી રે લોલ;
રાધાને આંખ મીંચાવી લાવી કે, જઈ ચરણે નમી રે લોલ. ૪૩
તાણીને આણી જાણી નમાવી કે, દાઈની ગોદમાં રે લોલ;
પેહેલે શ્રી રાધાએ આંખ મીંચાવી કે, તન મન મોદમાં રે લોલ. ૪૪
સુંદરી ધાઈને સર્વ નસાઈ કે, પેઠાં સંતાઈને રે લોલ;
'રાધા ઊઠ' કહે એમ દાઈ કે, રહી શરમાઈને રે લોલ. ૪૫

૧ 'ઘણેરો તણાય' ૨ 'એક સખી' ૩ 'સખીઓમા'

વાહિને દાઈ પૂછે 'સખી શુંય?' કે, 'હું કાંઈ નવ લહું રે લોલ;'
રાધા 'બોલી જો સાચું પૂછો કો, સર્વ ખરું કહું રે લોલ. ૪૬
માહારું મન મોહનની સાથ કે, ગયું છે ક્યારથી રે લોલ;
'વનમાં મળજે મુજ સંઘાથ' કે, કહ્યું છે ત્યાહારથી રે લોલ. ૪૭
દાઈને ખાઈ સમ પૂછે રાધા કે, કીધો વાયદો રે લોલ;
જાણજે પ્રાણ સોંપું છું બાધા કે, મૂકી કાયદો રે લોલ. ૪૮
સર્વનું હીંડું માન મરોડી કે, કહીને ગઈ નથી રે લોલ;[1]
તે તું આગળ રહી કર જોડી કે, થોડી થઈ નથી રે લોલ. ૪૯
માટે દાઈ! હું તાહારી દાસ કે, હાસ્ય રખે કરે રે લોલ;
વ્રજમાં વસવું વિષમ[2] વાસ કે, સાસ ન નીસરે રે લોલ. ૫૦
રખે દાંત પડે દહીં મોળે કે દાઈજી! દાખજો રે લોલ;
માથું મૂક્યું તમારે ખોળે કે, ગમે તો રાખજો રે લોલ. ૫૧
પેહેલે મા સહિયર કે દાઈ કે, સાસુ સાવરે રે લોલ;
તે સર્વ જાણે ભલાઈ ભૂંડાઈ કે, દેખીને છાવરે રે લોલ.' ૫૨
બોલ્યાં દાઈજી વળતું મળતું કે, મજશું જો ખરું રે લોલ;[3]
'રાધા! હીંડું નહિ તું ટળતું કે,[4] તું માટે મરું રે લોલ.' ૫૩
દાઈએ સાહીને હાથ વળાવી કે, આવી વાટમાં રે લોલ;
ચતુરા ચાલી ચરણ ચલાવી કે, પોહોતી ઘાટમાં રે લોલ. ૫૪
જોતી જોતી જમુના તીર કે, રાધા રસમગ્ની રે લોલ;
આગળ ઊભા ગિરિધર ધીર કે. ધાઈને ધસમગ્ની રે લોલ. ૫૫
શામા સાસે ભરાણી ઊજાંણી કે, અડી ગોવાળને રે લોલ;
જાણે હેમલતા[5] લપટાણી કે, શામતમાલને રે લોલ. ૫૬
ચાલ્યાં લાલલાડલી[6] સંગ કે, કુંજભોવંનમાં રે લોલ;
ગાટી કામકળા કરિ[7] અંગ કે, જ્યમત્યમ મંનમાં રે લોલ. ૫૭

૧ 'શું કહિયે કથી રે લોલ' ૨ 'વિસ્મો' ૩ 'તુજ-શું જો કરું રે લોલ' ૪ 'તુજ બળતુ' ૫ 'હીમલતા' ૬ 'લાડલાડણી' ૭ 'ખરી'

જઈ વહી બેઠાં બે એકાંત કે, અતિ સુખ રાસમાં રે લોલ;
ભામની ભૂધર ભાંગી ભ્રાંત કે, હાસવિલાસમાં રે લોલ. ૫૮
આપી આપ આલિંગન દીધું કે, દુઃખ સઘળું ગયું રે[1] લોલ;
અધર સુધારસ ધ્રાઈને પીધું કે, સુખ સબળું થયું રે લોલ. ૫૯
રાધામાધવ–શું[2] સુખ પામી કે, સ્વામી જે જ્યારે લોલ;
મળિયા કોટિક મનમથ કામી કે, વામી[3] વેહે વ્યથા રે લોલ. ૬૦
મીઠું મીઠડું માવજી બોલે કે, રાધા સાંભળે રે લોલ;
તે સુખ નાવે ત્રિભુવન તોલે કે, બાહુ બાંધ્યા ગળે રે લોલ.' ૬૧
જીતી કુંજ–સદનની[4]–રાણી કે, રતિસંગ્રામને[5] રે લોલ;
જઈ વશ કીધા સારંગપાણિ કે, મધ્યા[6] કામને રે લોલ. ૬૨
વાહાલો ઉર પર અબળાએ લીધો કે, અતિ આનંદ–શું રે લોલ;
માનિની સકળ મનોરથ સીધ્યો કે, ગોકુળ ચંદ્ર–શું[6] રે લોલ. ૬૩
પામી પૂરણ પુણ્ય કરીને કે, હરિને હળ્યાંમળ્યાં રે લોલ;
વારુ વિવિધ વિહાર કરીને કે, ફરી વાટે વળ્યાં રે લોલ. ૬૪
જદુનંદનની જોડાજોડ કે, રાધા કોડમાં રે લોલ;
હરખ ભરાણી હોડાહોડ કે, હીંડે મોડમાં[7] રે લોલ. ૬૫
રસબસ[8] કુંજ–સદનથી આવે કે, રતિરંગે ભર્યાં રે લોલ;
અંગોઅંગે ચેહેન જણાવે કે, જે બેહુએ કર્યાં રે લોલ. ૬૬
અળતો ભાલ ગળસ્થળ લાલ કે, તિલક અરધું રહ્યું રે લોલ;
વેણી છૂટી દસન–ડંક ગાલ કે, રાધાને લહ્યું રે લોલ[9]. ૬૭
આવ્યાં ગોકુળ ગામગલીમાં કે, ગિરિધર ભામિની રે લોલ;
એકાએક અજાણ[10] અલિમાં કે, ઊભાં સ્વામિની રે લોલ. ૬૮

૧ 'સુખ સબળું થયું રે' ૨ 'રાધામાધવથી' ૩ 'વાંચી' ૪ 'કુંજ-નગરની' ૫ 'રડુ સંગ્રામમાં' ૬ 'ગોકુલ-નંદશું' ૭ 'મરોડ' ૮ 'સેરે બસ' ૯ કડી ૧૭ કેટલીક પ્રતમાં નથી. ૧૦ 'જણાવ્યું'

જોવા સકળ સુંદરી આવી કે, કરતી આરતી રે લોલ;
લીધાં રાધા–કૃષ્ણ વધાવી કે, તન મન[1] વારતી રે લોલ, ૬૯
જોયાં જુગલ કિશોર કિશોરી કે, અમી નૈણે ઝર્યાં[2] રે લોલ;
રાધાની પ્રગટ થઈ સર્વ ચોરી કે, વિત ચિતનાં હર્યાં[3] રે લોલ. ૭૦
નંદ–સદન જઈ બેઠા શ્યામ કે, સુખસાગર ભરી રે લોલ;
રાધા જાય પોતાને ધામ કે, જુએ ફરી ફરી રે લોલ. ૭૧
આવ્યા મંદિરમાં ગોવિંદ કે, વ્રજ વધામણાં રે લોલ;
નંદજી નીરખે આનંદ–કંદ કે, મા લે ભામણાં રે લોલ. ૭૨
વિનતા સંધ્યાવલિની ગોઠ કે, વ્રજમાં વિસ્તરી રે લોલ;
જે જન રાખ્યો એ રસ હોઠ[4] કે, દુર્મત્ય નિસ્તરી[5] રે લોલ. ૭૩
એ રસ ભવ બ્રહ્માએ પ્રમાણ્યો કે, વખાણ્યો વેદમાં રે લોલ;
તે વ્રખભાન–સુતા રસ માણ્યો કે, ન જાણ્યો ભેદમાં રે લોલ. ૭૪
એ રસ શુક સનકાદિક ગાય કે, નારદને ગમે રે લોલ;
તે પરીક્ષિતને શ્રવણે સમાય કે, રુદયામાં રમે રે લોલ. ૭૫
એ રસ ભૂતળ ભૂરે[6] વધાર્યો કે, નરસિંહ નાગરે રે લોલ;
તેહને અવિલોકનથી[7] તાર્યો કે, ભવ[8] સુખ સાગરે રે લોલ. ૭૬
જે જન એ રસને અનુસરશે કે, તજી અભિમાનને રે લોલ;
તે જન ભવસાગરથી તરશે કે, કરી ગુણ–ગાનને રે લોલ. ૭૭
સુરપતિ શેષ નિમેષ ન લેખે કે, ધરે બહુ વેષને રે લોલ;
પૂરવ પુણ્ય વિના નવ દેખે કે, એ રસ–રેષને રે લોલ. ૭૮
ભાવ ધરી નરનારી ગાય કે, શીખે સાંભળે રે લોલ;
તેને સાહ્ય ત્રિભોવનરાય કે, સહિ પ્રેમે મળે રે લોલ. ૭૯
કરજો કૃષ્ણચરિત્રનું ગાન કે, ન કરશો ખેદના રે લોલ;
પામો લક્ષ લાભ સંતાન કે, વામો વેદના રે લોલ.[9] ૮૦

૧ 'સર્વસ્વ' ૨ 'ભર્યાં' ૩ વિત ચિતમાં હર્યાં' ૪ 'જે જન એ રસ ચાખ્યો હોઠ' ૫ 'નીસરી' ૬ 'ભૂર' ૭ 'ત્રણ લોકથી' ૮ 'ભર્યો' ૯ કડી ૮૦ કેટલીક પ્રતોમાં નથી

જપ તપ યજ્ઞ જાગ ને વ્રત કે, કળજુગમાં નહીં રે લોલ;
હેત વિના હરિ ન મળે તર્ત કે, ધ્રુવજી ગયા કહી રે લોલ. ૮૧
તત્ત્વનું[1] તત્ત્વ દયા ને દાન કે, દ્વિજને દીજિયે રે લોલ;
તેહમાંહાં હું કે શ્રી ભગવાન કે, સત્ય પતીજિયે રે લોલ. ૮૨
નાહ્યાં ફળ જે કાશીએ કાશી કે, તુક સુખ ઉચ્ચરે રે લોલ;
તે નરનારી નહિ ગર્ભવાસી કે, ભવસિંધુ તરે રે લોલ. ૮૩
અવગુણ એક, ગુણ પંચાસ કે, શા શા વખાણિયે રે લોલ;
વલ્લભ દાસતણોયે દાસ કે, પદ-રજ જાણિયે રે લોલ. ૮૪

## રાધામાધવનાં નેણનો ગરબો

(રાગ ઈમન કલ્યાણ)

લલિતા વનિતાને કહે, સાંભળ સહિયર-સમાજ;
નેણ લાજે છે;
હું કહું, તું ઊભી રહે, રાધા નીરખી આજ.
નેણ લાજે છે. ૧
અશનપણે હું એકલી, અલવે વન પલાઈ; નેણ૦
લથપથતાં આવે લલી, ભામિની મધ્ય ભલાઈ. નેણ૦ ૨
સંગ સખી સંધ્યાવલિ, અવર બે નેન કોહો ક્યાંહ ? નેણ૦
ચાતુરપણે ચંદ્રાવલિ, વળગ્યાં બે બે બાંહ. નેણ૦ ૩
વિધવિધ સુખ-નિધ નાગરી, જાગી ચ્યારે યામ; નેણ૦
આવે અતિ ઉજાગરી, કુંજ કરી વશ શામ. નેણ૦ ૪
શ્રીહરિ સંગ રંગભોગથી, સંપુષ્ટ રૂપ, અતાગ; નેણ૦
સુંદરવર સંયોગથી, સોનું ભર્યું સોહાગ. નેણ૦ ૫
અરુણ ઉદે આટે સહી, મોટે પ્રૌઢ પ્રભાત; નેણ૦
મગ મોટે પોચે કહી, રંચિક રહી ગઈ રાત. નેણ૦ ૬

1 'સર્વનું'

જાડી નહીં હું જાત્યની, જાણે સમ ખાધાય; નેણ૦
રેખ ન જાણું રાત્યની, રમણ ચઢી રાધાય. નેણ૦ ૭
નિશા પાછલીએ નીસરી, જમણા જમુના ઘાટ; નેણ૦
વ્યસન[1] વિષે ગઈ વીસરી, બરસાણાની વાટ. નેણ૦ ૮
કુંજ થકી ત્રણે જણાં, ગોકુળગલીએ જાય; નેણ૦
ઓથ આલવાલ્યે ઘણાં, દૂર થકી દેખાય. નેણ૦ ૯
મદમધ્ય મદમત્ત માનિની મજ માનીને મધ્ય; નેણ૦
રસના સરસ સ્વામિની, લઘુ વય, વેશ વરધ્ય. નેણ૦ ૧૦
મસમસતી રંગ રેલમાં, રસબસ ભીના ગાત્ર; નેણ૦
કસમસતી સહી વેલ્યમાં, ઠણકે છે ક્ષણમાત્ર. નેણ૦ ૧૧
પારિજાત મંદારનાં, પરિમલ પ્રબલ શરીર; નેણ૦
અવર વાસ ઉદ્ગારનાં, વાસ્યાં વસન અહીર. નેણ૦ ૧૨
ઓઢે આધું કે ઓલવે, અવિલોકાગે એન; નેણ૦
ભાવ ભેદ-શું ભોળવે, ચૂપ કાં ન રહે ચેન? નેણ૦ ૧૩
સુભગ અંગ શ્યામાતણું, સૂરત તણાં ઇંધાણ; નેણ૦
પ્રીછે નહીં પોતાપણું, શિથિલ થયાં સંધાણ. નેણ૦ ૧૪
ડગમગ ગત ડગલાં ભરે, મારગ મન મલકાય; નેણ૦
હાસ્ય મધુર મુખથી કરે, મંદમંદ મુસકાય. નેણ૦ ૧૫
વચન વદે વિસમાં સમાં, રસના વશ નહીં આપ; નેણ૦
બોલે સખી 'ખમા ખમા,' પૂરણ પુન્ય પ્રતાપ. નેણ૦ ૧૬
લેહેવા શિસ-શું શિંગડાં, નખશિખથી લેઈ નાભ; નેણ૦
કેહેવાયે નહીં શીંગડાં, દીધાં દીઠાં આભ? નેણ૦ ૧૭
વદન સદન સુખસ્વામિની, શશિયર-શું પોસાય; નેણ૦
કોટિ કામ શ્યામ કામિની, કુમકુમવરણી કાય. નેણ૦ ૧૮

1 'વિસન', 'વસન'

વેણી વાસે વાસુકિ, મુકુલિત મનોહર કેશ; નેણુ૦
છેલપણે ચાલે છકી, વર્ણાત્રિણી વિશેષ. નેણુ૦ ૧૯
ભાલ લાલ બિંદી ઠશી, મૃગમદ ભેટી આજ; નેણુ૦
મુક્ત-માંગ શિરથી ધરી, લટકે લટ લે લાજ્ય. નેણુ૦ ૨૦
ચુંબન ચળકે ચોહોદિશે, ચાસન ચારુ કપોલ; નેણુ૦
અંગ અદ્ભુત આલિ વિશે, શુભ કૃટચ કુંકા લોલ. નેણુ૦ ૨૧
છૂટી લટ લટકે મુખે, ત્રુટી મુક્તામાલ; નેણુ૦
માણે સુખ શ્યામા સુખે, સંગે શ્રીગોપાલ. નેણુ૦ ૨૨
આભરણ ઉદિત અરાંપરાં, આળસભરિયાં અંગ; નેણુ૦
ચિત વિત ચિત ચોરે ખરાં, લાંછન લાલ સુરંગ. નેણુ૦ ૨૩
અદપડિયાળી આંખડી, કિંચિત્ કરે નિમેષ; નેણુ૦
કોણુ કમલદલ પાંખડી, રેહેલી કાજળ-રેષ. નેણુ૦ ૨૪
ગલ્લસ્થલ પિકેભર્યાં, અધર-રંગના ડંખ; નેણુ૦
વિણુ-ગુણુ હાર હૈયે સર્યો, શોભા અધિક અટંગ. નેણુ૦ ૨૫
મહા મનોહર મીઠડું, મુખડું રાતુંચોળ; નેણુ૦
મેં મીટે નવ દીઠડું, નિશ ચાવ્યાં તંબોળ. નેણુ૦ ૨૬
કોમલ કર કર-શું ગ્રહી, સ્તંભ્યા જરી જંભાય; નેણુ૦
મોડે પાગ ત્રહિતહિં, રૂપ રતન રંભાય. નેણુ૦ ૨૭
અંક ભરી જે શંકમાં, નિર્દય થઈ નંદલાલ; નેણુ૦
ભુજ-બલ સબલ બેહુ-ગમાં, ભાગાં હાલહવાલ. નેણુ૦ ૨૮
ઉર નખ-રેખ કહિં કહિં, ઉરવર બે આરક્ત; નેણુ૦
જાંણુ કો જાંણે નહીં, જોતાં જાણે જક્ત. નેણુ૦ ૨૯
ચોળી બોળી અરગજે, કસંબુ કંચુકી ખંડ; નેણુ૦
સાડી સરસ કરંમજી, પેરિ પાને પ્રચંડ. નેણુ૦ ૩૦

નિજ કટિ ગ્રહી નવજોબના, નટ–ગતિ નાખે પાગ; સણુ૦
પર પેખત થઈ શોભના, લખે[1] સરકવા લાગ. નેણુ૦ ૩૧
ફરી ફર દેખી મુને, ડગ નાં ધરાયું ધરણુ; નેણુ૦
કહું શું શાન થકી તુંને, ઓળખાયે આચરણુ. નેણુ૦ ૩૨
ઓસંકી અલિ ઓસરી, અણુજાણે લહી અન્ય; નેણુ૦
ગઈ પગ પાછે સોંસરી, વદે વિમાસી મન. નેણુ૦ ૩૩
હેઠે હલુવે રાધિકા, રહી રહી મૂકે પાય; નેણુ૦
ચેતી ચતુરા અગાધિકા, ચંચલ થઈ ચતુરાય. નેણુ૦ ૩૪
છલ છટકયાં છોતાં થઈ, છમ છમ કરતાં જયમ; નેણુ૦
છબિ છબિલીની છઈ, છીપે છિપાકર કયમ? નેણુ૦ ૩૫
દોહોદિશ દાખે દેહેશતે, દુરિજન દેખે માટ્ય; નેણુ૦
જોણે જાઉં નિશા છતે, પ્રાશ્ચિતમાં પોહો ફાટ્ય. નેણુ૦ ૩૬
મારગ વરજ્યો ચૌ–ભણી, મૂકી મગતો પંથ; નેણુ૦
આવ્યાં અમો અણિ અણિ હું, અલગી થઈ ને અંથ. નેણુ૦ ૩૭
હું વધતી પાછી વળી, પગ પગ લીધી પૂંઠ; નેણુ૦
ભેટાવી નહીં ઊભલી, મારગમાં ફ્રક મૂઠ. નેણુ૦ ૩૮
ગેલ ગઈ લગતી ઘણે, કર્ણે ન લીધી ગંધ; નેણુ૦
પાછળ જોઈ પ્રિયા ભણે, ધર્યો, થઈ છે સંધ્ય. નેણુ૦ ૩૯
વધ્યાં વાતની વાતમાં, વાંહામ વેગલાં વીસ; નેણુ૦
હું પોહોતી ડગ સાતમાં, હાકી કહી આશિસ. નેણુ૦ ૪૦
સુણતાં શ્રવણે સાદમાં, સન્મુખ થઈ શ્યામાય; નેણુ૦
પોતે કહે મર્યાદને, લલિતા કહે ભામાય. નેણુ૦ ૪૧
'હું લલિતા' કહીને નમી, પ્રેમે લાગી પાગ; નેણુ૦
અવિલોકે આવ્યા અમિ, ભેટી પૂરણુ ભાગ્ય. નેણુ૦ ૪૨

[1] 'લખે=જુએ'

બેહે તરફે અવધિ વદી, તરુણી તન તન ત્યાંહ; નેણ૦
કારણ કોણ કહે વદી, વધી લલિતા તું આંહ. નેણ૦ ૪૩
બગી ન ફાટી બોલતાં, બંધ થઈ જમ બાંધ્ય; નેણ૦
ગવાક્ષ ઘરનો ખોલતાં, ખરે ચકોરી ચાંદ. નેણ૦ ૪૪
લખ્યું લલિ મન લક્ષ તિ, બેહુ સાહામાં ભેર; નેણ૦
ચકિત થઈ ગતિ ચક્ષની, પદ્મ પ્રભાકર પેર. નેણ૦ ૪૫
પેખી કરી રહી ગોંદરે, ગોધન છૂટાં છેક; નેણ૦
પગ નખ પેખી અરેપરૂયે, અંશે કહું છું એક. નેણ૦ ૪૬
કર શિર પર માહારે ધર્યો, કહ્યું 'મળીશે કાલ્ય'; નેણ૦
પોલે પગ પૂઠિ ભર્યો, ચાલ્યાં ગજગતિ ચાલ. નેણ૦ ૪૭
કેહેવા આવી કાંહાં થકી, ખરી ભરી પ્રીત ભાવ; નેણ૦
તદ્વત થઈ હું તાંહાં થકી, અવિલોકયાં તાં આવ. નેણ૦ ૪૮
શોભા સકલ શિરોમણિ, ઘણી બણી છે આજ; નેણ૦
કરિ વીંધ્યે નગની[1] કણી, સુંદરિયાં શિરતાજ. નેણ૦ ૪૯
મોહે મન મનમોહિની, મનમોહનની મિત્ર; નેણ૦
લખિયુ લીકે લોહની, નામે જગત પવિત્ર. નેણ૦ ૫૦
સકલ ભુવન અતિ સુંદરી, શ્રી રાધાજી નામ; નેણ૦
રિદ્ધસિદ્ધ નવનિધ ભરી, સમર્યાં પૂરે કામ. નેણ૦ ૫૧
ભાગ્યભરી વૃષભાણુની, ભૂધર જે આધીન; નેણ૦
કાલજ-કોર કહાનની, લાલન લખ્ય લય-લીન. નેણ૦ ૫૨
શ્રીપતિ નિત્ય સેવ્યા કરે, ધરે ભાવ-શું ભક્ત; નેણ૦
ઇંદ્ર ઈશ અજ આશરે, સર્વ શિરોમણિ શક્ત. નેણ૦ ૫૩
કૃષ્ણ કહે રાધા મળે, રાધા કેહેતાં કૃષ્ણ; નેણ૦
સેવ્યે ખેવ સંશે ટળે, પ્રીછક જન એ પ્રશ્ન. નેણ૦ ૫૪

[1] 'નંગની'

યુગલસ્વરૂપ ન જાણીએ, કહ્યાં વદે વિવેક; નેણ૦
વેદપુરાણ પ્રમાણીએ, આદ્ય અંત બે એક. નેણ૦ ૫૫
રાધા રાધા જે રટે, મૂકી મન અહંકાર; નેણ૦
કોટિ કર્મ કૂડાં ઘટે, પુનરપિ નહિ અવતાર. નેણ૦ ૫૬
સુરનર મુનિ સૌ સંસારમાં, ઇષ્ટ ધર બાધાય; નેણ૦
મારે આ અવતારમાં, ઇષ્ટ ખરી રાધાય. નેણ૦ ૫૭
શબ્દ સુબુદ્ધિ મન જાણજો, સાચું સરવે શૂન્ય; નેણ૦
એ અક્ષર પ્રમાણજો, દયા દાન ને પુણ્ય. નેણ૦ ૫૮
કહી ક્રમ ધર્મ કંઈ દશા, કંઈ કરે વિખાણ; નેણ૦
મન કર્મ વચન વિશે વશ્યા, રાધાવલ્લભ પ્રાણ. નેણ૦ ૫૯

## વ્રજવિરહીનો ગરબો

ઉધવ, અરજ હમારી સાંભળો રે, કહેજો હરિને જઈ;
મોહન મૂકી મનનો આમળો રે, આવોને વ્રજે વહી. ૧
તમો અમ સાહામું નિહાળજો રે, રખે રાખો રીસ;
વળતી વ્રજ ઉપર મન વાળજો રે, પાગ નમાવું શીશ. ૨
દિવસ ઘણાની છે વાતડી રે, આવી રહી છે હોઠ;
હૈડે રૂંધન જાયે રાતડી રે, ક્યાંહાં જઈ કીજે ગોઠ? ૩
મન માન્યા વિના મનની રે, વાત કહીં ન કરાય;
પીડા ન જાણે કો તનની રે, જીવ ઘણું અકળાય. ૪
અવગુણ અબળાના મન નાણિયે રે, જાણિયે પોતાની દાસ;
સુખ દીધાં શાં શાં વખાણિયે રે, જે જે પૂરી આસ. ૫
જહાં જહાં રમતા અમ શું રંગમાં રે, સંગે શ્રી ગોપાળ;
તહાં તહાં નીરખતાં અંગ અંગમાં રે, ઊઠે અનંગની ઝાળ. ૬

÷ શ્રી ભાંડારકર રિચર્સ ઇન્સ્ટીટ્યુટ, પૂનાના સંગ્રહમાંની વલ્લભ ભટ્ટના ગરબાની પોથીમાંથી પ્રાપ્ત.

ભીડતાં હૃદયા-શું ગ્રહી બાંહેડી રે, તે કેમ કરી કહી કહેવાય ?
કૂવા કેરી જેમ છાંહેડી રે, કૂવા–માંહે સમાય. ૭
હરિ અમ-સાથ હળેમળે રે, તે મન જાણે ડોળ;
કોય ન જાણે મોળો ગળ્યો રે, ગૂંગા કેરો ગોળ. ૮
ક્રીડા કોટી કરી એકાંતમાં રે, કોય ન લહેતું મર્મ;
ખાધુંપીધું ઘણુંયે ખાંતમાં રે, તે સહુ રાખો શર્મ. ૯
કહેવા સરખું કીધું તે કહું રે, જૂઠું નવ્ય બોલાય;
ઉધવ, ઓછી આશે જે રહું રે, પ્રાણ પ્રકૃતિ પલટાય. ૧૦
કહિયે કેશવ કરશે કામના રે, મળશે લક્ષ કરોડ;
ગુણ સંભારો એક ઠામના રે, વળશે વનિતાની જોડ. ૧૧
પૂર્વ પ્રીત રીત પ્રતિપાળવા રે, પ્રગટ્યો પરમાનંદ;
રાખી બાંધી બદે બાળવા રે, બુધનિધ બાળમુકુંદ. ૧૨
અમને એ દુઃખ સાલ સમું થયું રે, ગયું મનમાન્યું રાજ;
જો જીવન માને નવ કહ્યું રે, તો તન કરવું તાજ. ૧૩
માધવ, મારી અમને ચાલતાં રે, શેં આણે અવસોસ ?
મથુરાં મનમાની-શું માહાલતાં રે, કોય ન રાખત રોસ. ૧૪
મુરલીધર ઘરથી હું લહું નહીં રે, મન માહારાના ચોર;
કાળજ કોર્યું તે કહું કહીં રે ? કપટી કઠણ કિશોર. ૧૫
વાયસી વાદે લાગી હીંડવા રે, જોઈ હંસની હાંસ;
પ્રીતે પોતાને લાગી પીડવા રે, વાહાલે બાંધ્યાં વાંસ. ૧૬
નદીએ નીર ન ભરવા નીસરું રે, સરખો સહુ સંસાર;
મારગ મળતાં માંડે ઠીસરું રે, એ હરિની લંગવાર. ૧૭
કૂડાં કલંક માથે ચડે રે, કાંઈ ન સૂઝે કાજ;
મસે મસે મા મુજ-શું વઢે રે, ગઈ ગુરુજનમાં લાજ. ૧૮
છાનો છબીલાજી છળ કાં કર્યો રે ? છેતરીએ નહિ છેલ;
નારાયણ નિર્મળ જાણે વર્યો રે, મૂકો મનનો મેલ. ૧૯

લાગી લગન મગન મન થતી રે, મુજ સરખું નહિ કોઈ;
ગોકુળપતિ ગતિ મતિ મારે હતી રે, તે તમ પૂઠે ખોઈ! ૨૦
કૃષ્ણ 'કૃપાળ' કહ્યો કથી રે, તો કીધો વિશ્વાસ;
કરુણાકર કરવું ઘટતું નથી રે, કાં કીધા નિશ્વાસ? ૨૧
ભૂધર, ભક્તવત્સલ બર્દ સાંભળ્યાં રે, વાણી વખાણે વેદ;
ભોળે ભાવે ભજ્યા તો મળ્યા રે, ભાવ ન જાણ્યો ભેદ. ૨૨
ઉધવ, આશ અલેખે આણતાં રે, જાણતાં સાચી વાત;
એથી અધિક મન નાણતાં રે, માત તાત તન ભ્રાત. ૨૩
એવડું વૈર હૈયે હરિ રે, તો આમ કહેતાં તર્ત;
રાન-કુવામાં રાખી કરી રે, વારુ વાઢ્યું વર્ત! ૨૪
જીવણ જાણે કેમે કરીને રે, છળમાં મંદ અજાણ;
જેમ આહેડી આઘાં ધરી રે, પૂંઠળથી લે પ્રાણ. ૨૫
પૂરવનું નો'તું પ્રતિપાળતાં રે, શાને સાહ્યો હાથ?
દામોદર, દાવાનળ બાળતાં રે, શાને ઉગાર્યો સાથ? ૨૬
કહાન કુંવર કરગરતાં વળતાં રે, લાજ ન આવી રાજ;
ગોકુળ રાખ્યું પ્રભુજી રેલતાં રે, આ અવસરને કાજ. ૨૭
જીવણ, યાર વિના જીવવું કશું રે, માતપિતાની આણ;
મોહન, મન મ્હારે એ વશ્યું રે, કાંઈક કરતા જાણ. ૨૮
'સૂની થઈ છું' કહે સંસારનાં રે, સુદ્ધ ને સાન ને વાન;
સઘળાં સુખ ખોયાં અવતારનાં રે, ખાન પાન પરિધાન. ૨૯
કામણ કર્યું કાળે કહાનુડે રે, કીજે કોણ ઉપચાર?
ઘાડું ઘણુંયે રાખ્યું છાનું એ રે, જાણ્યું ઘર પરિવાર! ૩૦
ઉધવ, ઉછેરો સુને એહનો રે, કારણ કહે સહુ લોક;
સાન વાન વલે નવ દેહનો રે, ફિકર કરું તે ફોક. ૩૧
મોહન-મોહિની ઘણી તનમાં ફરે રે, આઠે પોહોર તે આય;
રસકસ ચૂસી કૂચો કરે રે, માંસ રુધિર સુકાય. ૩૨

મૂરખ માહરી એ માવડી રે, પેહેલે કરતી પેર;
શાને ઉછેરી કરી આવડી રે, પરતાં દેતી ઝેર. ૩૩
દારુણ દુઃખમાં હું શું કરું રે, કયમ કરી રાખું ધીર?
વહાલા–વિયોગ માટે મરું રે, સુંદર શ્યામ શરીર. ૩૪
પ્રભુજી, મરતાને ન મારીએ રે, કાંઈક બેસે કર્મ;
જાણી જીવ–દયા ઉગારીએ રે, ધરણીધર! એ ધર્મ. ૩૫
માગિયું મર્ણ મળે નહીં રે, કીજે કવણ ઉપાય?
જાણ્યું જદુનંદન જોઉં કહીં રે, તો તન ટાઢું થાય! ૩૬
વહાલાને વાહી, વ્રજ લાવજો રે, વળી વળી લાગું પાય;
જેમ જાણો તેમ સમજાવજો રે, આગ ઉદરની હોલાય. ૩૭
આ સહુ અણગમતું અળખામણું રે, દીઠે લાગે દુઃખ;
સુંદર વદન સોહામણું રે, જોતે ભાજે ભૂખ. ૩૮
દિવસ વીતે ઘણે દોહલે રે, રોઉં ને ખોઉં રાત;
સાસોસાસ કેમ રહું સોહલે રે, શબ–સમાની જાત? ૩૯
[વનિતા વ્યાકુળ થઈ વાણી કહે રે.] વિઠ્ઠલવર, કાં વ્હાએ?
સખન રાખ્યું માહારું નહિ રહે રે, ધ્યો લક્ષ્મીવર લાહો. ૪૦
સર્વસ્વ સોંપીને શાને રહું રે, જો મન જાણું ફેર;
ત્રિકમ, તારણ તો તમને કહું રે, તરણા ઉપર મેર. ૪૧
અવિનાશી, એમ ન કીજિએ રે, વિશ્વાસ–શું વેર;
દરશણ દાસલડાંને દીજિએ રે, મનમાં આણી મેહેર. ૪૨
ગિરધર ગૌ ચારી ઘેર આવતા રે, ગો–રજ ભરિયાં ગાત્ર;
ગોવાલા સંગ સોહાવતા રે, ખટકે ક્ષણ ક્ષણ માત્ર. ૪૩
–એમ ભણકારા વાજે કાનમાં રે, પડછંદા સંભળાય;
એ પેલો અલબેલો ભાનમાં રે, આવે ત્રિભોવનરાય. ૪૪
અરુણ ઉદે ઊઠીને મથું મહી રે, માખણ ક્યાં લઈ જાઉં?
સાંજ સમે સુરભી દોહી રહી રે, કેહેને લઈ જઈ પાઉં? ૪૫

પુષ્પ ભલી ભલી ભાતમા રે, ગૂથી જાતિક પાર,
વહાલામા વહાલો એ વિસાતમા રે, હુ પેહેરાવતી હાર ૪૬
ઉધવ, આજ લગી એકઠા રહ્યા રે, સોંપી સઘળી દેહ,
નટવર નદનદન પૂઠે ભમ્યા રે, નાહાનપણાનો નેહ ૪૭
મધુકર, મથુરા કેહેજો એટલુ રે, મન મોહોટાઈ માણુ,
પુરુષોતમ, તમને કહીએ કેટલુ રે, પોતાના કરી જાણુ ૪૮
ઉધવ, માધવ અમને તેડાવો રે, દો છો જીવતદાન,
વિનય વિવેક કરી કેળવો રે, તો કહ્યુ કરશે કહાન ૪૯
કહેજો જાણી થયા કેમ બાવળા રે, ચૌદભુવન કિરતાર?
આવો અમ આધાર, ઉતાવળા રે, વરતે જેજેકાર ૫૦

વાયક વ્રજવધૂના સાભળી રે, ઉધવ દે આશિશ,
ગદ્ગદ કઠે થઈ ગયા ગળી રે, 'તમ મળજો જગદીશ' ૫૧
ગરબો વ્રજ-વિરહિણિયાનો કર્યો રે, પદ પૂરા પચાસ
વચને વચને રસ-ખાણે ભર્યો રે, કેહેતાને વ્રજવાસ ૫૨
મન ક્રમ વચને ગાયે સાભળે રે, વ્રજનો પ્રેમ-વિયોગ,
વિરહીજન મનમાન્યાને મળે રે, ભોગવે તે રસભોગ ૫૩
ભવ બ્રહ્મા મઘવા ભૂલ્યા ભમે રે, શ્રીપતિ ગતિ અતિ ગૂઢ,
માનવ-મન માને ઘણુ આ સમે રે, મૂરખ મહામતિ મૂઢ ૫૪
વલ્લભ કહે કરજોડી કરગરી રે, જો જન મન સોહાય,
બોલો જે જે સુખડુ ભરી રે, શ્રી ગોવર્ધનરાય ૫૫

## કમળા–કંથના મહિના

કારતક માસે કમલા-કંથ કે, મથુરાં ચાલિયા રે લોલ;
જઈને કુબજાને દરબાર કે, મોહન મ્હાલિયા રે લોલ.
શ્યામા વાટ જોતી દિનરાત કે, દિવસ ઘણા થિયા રે લોલ;
પૂરણ સુઘડ છે મહારાજ કે, ફરી નહિ આવિયા રે લોલ. ૧
માગસર માસે માહારું મન કે, ધીરજ નવ ધરે રે લોલ;
હજુ નહિ આવ્યા ગોકુલનાથ કે, નયણે નીર ઝરે રે લોલ.
ધ્રૂસકે રોતી રાધા નાર કે, જોતી વાટડી રે લોલ;
કમળા કરતી મહાકલ્પાંત કે, ભૂમિ આળોટતી રે લોલ.
પહેલાં મેં નવ જાણ્યું નાથ કે, મેહેલીને જશે રે લોલ;
હમને ઊવેખી મહારાજ કે, કુબજાના થશે રે લોલ. ૨
પોષે જાય માહારા પ્રાણ કે, વ્રેહ વાધ્યો ઘણો રે લોલ;
મુજને ખટકે હૈયા-માય કે, સ્નેહ વાહાલાતણો રે લોલ.
તેણે દાઝે માહારા પ્રાણ કે, તરુણી તરફડે રે લોલ;
તેનો તાપ સહ્યો નવ જાય કે, ઉર લાંછન પડે રે લોલ.
સખિરી શીત ઘણેરી વાય કે, મઈયર કરતાપણાં રે લોલ;
રાધા વસ્ત્ર તજે નિરધાર કે, અંગથી આપણાં રે લોલ. ૩
માઘે મહાદિન દુઃખે જાય કે, તે કેમ સહી શકું રે લોલ;
હું તો ચકિત થઈ નિરધાર કે, મુખ 'પિયુ પિયુ' બકું રે લોલ.
અબળા-મસ્તક કાળા કેશ કે, દંત દાઢમકળી રે લોલ;
નયણે નિદ્રા નહિ દિનરાત કે, કહે કાં મળી રે લોલ.
અબળા આળોટે રજ-માંઝ કે, આક્રંદ કરે ઘણું રે લોલ;
મુજને સાલે સારી સાંઝ કે, સુખ સ્વામીતણું રે લોલ. ૪
ફાગણ માસે ફૂલે વંન કે, કેસૂ સોહામણાં રે લોલ;
માહારે મંદિર નહિ ગોવિંદ કે, કૃષ્ણ કોડામણા રે લોલ.

સખીઓ દુઃખ ધરે પડી ફાળ કે, ઉત્તર નવ આપતી રે લોલ;
કોયલ બોલે આંબાડાળ કે, કાળજ કાપતી રે લોલ.
ટહુકા સુણતાં કંપે કાય કે, નેહ વાધે ઘણા રે લોલ;
દુઃખના દિનમાં હોળી થાય કે, તેમાં નવ મણા રે લોલ. ૫
ચૈતર માસે ચતુરસુજાણ કે, જોતી વાટડી રે લોલ;
સહિયર સાથ મળી સહુ કોય કે, જમના-ઘાટડી રે લોલ.
બોલે અમૃત-સરખાં વેણ કે, ઘેલી તેવતેવડી રે લોલ;
ઘેલી કાંય કરે મુજ માત કે, ચિંતા એવડી રે લોલ.
'હરિ, રામ, રામ, રઘુરાય' કે, મુખથી ઓચરે રે લોલ;
તેથી તો ભવદુઃખ પળાય કે, રુદન શાને કરે રે લોલ? ૬
વૈશાખ માસે તો વિપરીત કે, વ્યાપી વેદના રે લોલ;
હરિ વિના નહિ જાણે વાત કે, વાગ્યાં ભેદનાં રે લોલ.
રાધા વિલપે દિન ને રાત કે, પિયુ નહિ વીસરે રે લોલ;
હું તો ફરી ફરી પૂછું વાત કે, 'સજની, શે'સરે રે લોલ?
મારાં નેહસાગરનાં વાહાણ કે, સહિ વહીને જશે રે લોલ;
ધીરજ નવ રેહે લગાર કે, જોઉં ચારે દશે રે લોલ. ૭
જેઠ માસે જગજીવન કે, મંદિર પધારશે રે લોલ;
માહારા ત્રિવિધના સંતાપ કે, કેમ સમાવશે રે લોલ.
હજુ નહિ આવ્યા ગોકુલનાથ કે, સજની શું કરું રે લોલ;
માહારા પ્રાણ તજું નિરધાર કે, સૂની હું ફરું રે લોલ.
ઉર કરું કટારી-વેધ કે, કાપું જીભડી રે લોલ;
હું તો વિખ પીઉં નિરવાણ કે, આજ આણી ઘડી રે લોલ. ૮
આષાઢે અતિ દુઃખ થાય કે, સુણ સાહેલડી રે લોલ;
માહારે મંદિર નહિ માહારાજ કે, કોની બેલડી રે લોલ?
મેહ તો વરસે મૂસળધાર કે, ચમકે વીજળી રે લોલ;
'પિયુ પિયુ' કરે બપૈયા પાસ કે, પ્રીતે પરજળી રે લોલ.

બોલે દાદુર મોર ચકોર કે, ચિત્ત માહારું ચળે રે લોલ;
રાધા વિલપે દિવસ ને રાત કે, પિયુ નહીં વીસરે રે લોલ. ૯

શ્રાવણ માસે શિર વિઘ્ન કે, મુજને બે ઘિયાં રે લોલ;
મે તો દીઠા સ્વપનમાંહિ કે, કાળજ વેધિયાં રે લોલ!
જાણું જદુપતિ આવ્યા ઘેર કે, ઊભા આંગણે રે લોલ;
સામે સાથ મળ્યો સહુ કોય કે, મુજને નવ ગણે રે લોલ.
તવ મેં તજી સરવ મરજાદ કે, મુખ એવું કહી રે લોલ;
'હરિ, મુજ હૈડા કેરા હાર કે, છેહ દેશો નહીં રે લોલ' ૧૦

ભાદરવો છે બહુ ભરપૂર કે, વ્યાપી વેદના રે લોલ;
અભ્રો કાળાંપીળાં થાય કે, વાએ ભેદનાં રે લોલ.
કયમ કરું એકલડી નિરાધાર કે, ઘેર નહિ નાવલો રે લોલ;
મુજને નહિ બીજો આધાર કે, આવી જો મલો રે લોલ.
તો તો જાય હમારાં દુઃખ કે, પ્રભુ દયા કરો રે લોલ;
જાણી અબળા કેરી દાઝ કે, દુઃખ સઘળાં હરો રે લોલ. ૧૧

આસો માસે અતિ આનંદ કે, સહુ કોને હવાં રે લોલ;
અબળા પેહેરે આભૂષણ કે, નિત્યે નવનવાં રે લોલ.
પૂરે ચોક ચકટાં બહુ સાર કે, કુમકુમ છાંટણે રે લોલ;
વાગે ઢોલ દદામાં સાર કે, શબ્દ બોલે આંગણે રે લોલ. ૧૨

એટલે રથ ચઢી રણછોડ કે, સામા આવિયા રે લોલ;
અબળાએ ભરી કનકની થાળ કે, મોતીડે વધાવિયા રે લોલ.
હરિએ સંતોષ્યાં સહુ જંન કે, દાધ્યાં દેહનાં રે લોલ;
પ્રભુ કેમ મૂકે વલ્લભ જંન કે, વળગ્યાં નેહનાં રે લોલ?
મેં તો ગાયા બારે માસ કે, તારી આશને રે લોલ;
તાહારો મોટો છે વિશ્વાસ કે, વલ્લભદાસને રે લોલ. ૧૩

# સત્યભામાનો ગરબો

મંદિર આવ્યા નારદમુન્ય કે, સતભામાતણે રે લોલ;
અરચ્યા અર્ઘપાદ ઋષિજંન કે, ચંદન અતિ ઘણે રે લોલ. ૧
બોલ્યા મીઠાં મધુરાં વચન કે, મન–ગમતાં બહુ રે લોલઃ–
"ધન્ય ધન્ય ધન્ય તાહારું જીવંન કે, સતભામા વહુ! રે લોલ. ૨
સોળ સહસ્રમાં તું સપરાણી[1] કે, બીજી કો નહીં રે લોલ;
આઠમાં અધિક કીધી[2] પટરાણી કે, મેં જાણી સહી રે લોલ. ૩
અચરત પામ્યો આજ હું એક કે, શું કહીએ તુંને રે લોલ;[3]
જાણ્યાં હેતતણાં વિવેક કે, દુઃખ લાગ્યું હુંને રે લોલ. ૪
સ્વર્ગનું પુષ્પ અનોપમ સાર કે, આપ્યુ રુકમણી રે લોલ;
તે અધિક,[4] ઓછે તું નાર કે, જાણે[5] ત્રિભોવન ધણી રે લોલ." ૫

એમ કહી પામ્યા અંતરધાન કે, નારદ પરવર્યા રે લોલ;
એટલે આવ્યા, શ્રીભગવાન કે, ઘણું પુષ્પે ભર્યા રે લોલ. ૬
જોતાં જુવતી જન ઘણુંમાહ કે, આવી ઈરવા રે લોલ;
ચતુરા ચિંતવે ને ચિત ચાહ કે, શ્યામ શરીર–શા રે લોલ. ૭
અંગોઅંગની[6] ઊઠી ઝાળ કે, સતભામા બળી રે લોલઃ–
'આવો, પધારો દીનદયાળ!' કે, કરી મોહોની રળી રે લોલ. ૮

એમ કહી અબળા થઈ અચેત કે, આભ્રણ પરહર્યાં રે લોલ;
ચરણા ચોળી ચીર સમેત કે, શ્વેતાંબર ધર્યાં રે લોલ. ૯
"તમારાં લેજો વૈકુંઠરાય કે, સર્વ સંભાળજો રે લોલ;
જાણજો મુઈ સતભામાય કે, કરી મન વાળજો રે લોલ. ૧૦
જ્વાલા લાગી સંધ્યેસંધ્ય કે, આંહાં શિદ આવિયા રે લોલ?
પાપી પિતા મારો અંધ કે, લંપટ લાવિયા રે લોલ. ૧૧

૧ 'સુન્દરી સહુ કો'માં સહુરાણી' ૨ 'અધિ કતુ' ૩ આ કડી કેટલીક પ્રતોમા નથી, ૪ 'અહો' ૫ 'કરી' ૬ 'અંગ અનંગની'

મુજમા ન મળે કશો સકાર[1] કે, મુજને શું કરો રે લોલ?
(પેલી) રુક્મિણી રૂપતણો ભંડાર જે, તેને તમો અણુસરો[2] જે લોલ. ૧૨
જેણે છાના મોકલ્યા વિપ્ર કે, પોહ્યા તાહા સર્યા[3] રે લોલ,
એહેવા કીધા મિત્ર પવિત્ર કે, આહાથી રહો પગ રે લોલ ૧૩
વાહાલાજી! કુંવારીની પ્રીત્ય કે, તે ક્યેમે મૂકીએ રે લોલ?
એ તો જાદવકુળની રીત્ય કે, કેમે ન ચૂકીએ રે લોલ ૧૪
આપ્યુ પારિજાતકનુ ફૂલ કે, ગોપ્યના હાથમા રે લોલ,
હુ હલવી[4] કીધી અર્ક તુલ્ય કે, જાદવ-સાથમા રે લોલ. ૧૫
પિયુજી[5] પુત્રવ તી પટગાણીને કે, લાડ લડાવીયે રે લોલ;
એહેવી અણગમતી હોય નારીને કે, તેને ઘેર ન આવીયે રે લોલ ૧૬
રુકમણી-કેરા પ્રાક્રમ પ્રૌઢ કે, મુખથી શુ કહુ રે લોલ?
જેણે જીત્યા[6] ગરુડારુઢ કે, ગુણવતી બહુ[7] રે લોલ. ૧૭
રુકમણી સતી શિરોમણિ સાર[8] કે, ચ ચળ કાં[9] કહી રે લોલ?
મૂક્યા માતપિતા પરિવાર કે, મનગમતે[10] ગઈ રે લોલ. ૧૮
બીજુ, બાંધવને બંધાવી કે, દીધો દેશવટો રે લોલ;
તેહેના મૂછ મસ્તક કતગવી કે, શિર પાડ્યો પટો રે લોલ ૧૯
તે શરમિંદો[11] કીધો શૂર કે, મંદિર નવ ગયો રે લોલ,
બીજુ નગર વસાવ્યુ ક્રૂર[12] કે, જઈને ત્યાહા રહ્યો રે લોલ ૨૦
જન્મના નિર્મલ જુગજીવન કે, કૂડા કોણ કહે જે લોલ?
શંકર સુર સેવે અનુદિન કે, બ્રહ્મા નવ લહે રે લોલ. ૨૧
'દીનદયાળ' વદે એમ વેદ કે, કપટી કયમ થયા રે લોલ?
માર્યો કંસ, કર્યો ઉચ્છેદ કે. કેશ કરે પ્રહ્યા રે લોલ ૨૨
પારણે પોઢ્યા અકલ અજાણ કે, તે કયમ સાંભરી[13] રે લોલ,
મામી પૂતનાના લીધા પ્રાણ કે, પયપાને ટરી રે લોલ. ૨૩

૧ સાકાર' ૨ 'અનુસરો' ૩ 'સરા' ૪ 'પડી જાદવ!'
૫ 'વાહાલ જી' ૬ 'તેણે રીઝવ્યા' ૭ 'વહુ' ૮ 'સાર' ૯ 'કામિની'
૧૦ 'મન માન ૧૧ 'મન વિદોણો' ૧૨ 'બાર' ૧૩ સાભરી'

મુજને પારિજાતકના ફૂલની કે, આપતી પાંખડી રે લોલ;
જાણુતી પ્રાણથી અધિકે મૂલ[1] કે, ઠરતી[2] આંખડી રે લોલ. ૨૪
ફરતી ગુણ ગાતી ગોવિંદ કે, ઝૂલે ઝૂલતી રે લોલ;
શૌકયનાં[3] મુખડાં કરતી મંદ કે, હું હરખે ફૂલતી રે લોલ. ૨૫
પ્રભુજી! ન ઘટે માહારા નાથ કે, આવડું અમ ભણી રે લોલ;
મેં તો સાહ્યો તમારો હાથ કે, માહારે તમો ધણી રે લોલ. ૨૬
અમે તો અબળાનો અવતાર કે, અમારું શું ગજું રે લોલ?
પુણ્યે પામી નંદકુમાર કે, બીજો કયમ ભજું રે લોલ?" ૨૭

એહેવું કહેતાં નયણે ધાર કે, ચાલી ચો-સરી રે લોલ;[4]
જાણે આવ્યો મેઘ અપાર કે, શ્રાવણ સરાસરી[5] રે લોલ. ૨૮
ધૂણે શિશ, કરે આંસુ-પાત કે, સતભામા રડે રે લોલ;
'જેને માતપિતા નહિ ભ્રાત કે, તે એમ અરવડે રે લોલ. ૨૯
જેહેનો પીઉડો પરઘેર જાય કે, પાપ તેહેનાં મળ્યાં રે લોલ;
સૂકે મૂકે નિસાસા એહ કે, જીવતડાં બળ્યાં રે લોલ!' ૩૦

ભાળ્યાં[6] પ્રભુજી નયણે નીર કે, કર જોડી કહે રે લોલ;
દઢ થઈ બોલ્યા હલધર-વીર કે, સતી રડતી રહે રે લોલઃ- ૩૧
"હું મન-માન્યાં લડાવું લાડ કે, વાયક મન ધરો રે લોલ;
સતભામાજી! તમારો પાડ કે, રાઠ પરી કરો રે લોલ. ૩૨
તમારું મનડું માને ક્યમ કે, ત્યમ હું આચરું[7] રે લોલ.
કોહો તો આઉં તમ આગળ સંમ કે, જોતાં ચાચરું[8] રે લોલ." ૩૩

વળતાં સતભામા કહે 'સમ કે, તમને[9] શાના દીજિએ રે લોલ?
પાવક જળ વશી અર કહે કયમ કે, એહને નવ બીજિએ રે લોલ.[10] ૩૪

---

૧ 'અધિક અમૂલ' ૨ 'કરતી' ૩ 'સોકો' ૪ 'એવું કહેતાં નયણે નીર કે, ચાલ્યાં ચોસરા રે લોલ!' ૫ 'સરવડી' ૬ 'ચાહ્યાં' ૭ 'આવરું' ૮ 'આચરું' ૯ 'શા' ૧૦ 'માની લીજિયે રે લોલ'

તસ્કર હોય તો ઝાલ્યો જાય કે, ભરતાં મૂઠડી રે લોલ;
એવા જાૂઠડા કેમ ઝલાય કે, નહિ પગ પૂંછડી રે લોલ![1] ૩૫

પ્રભુ કહે: 'નારદિયાની વાત કે, મન નવ[2] માનીએ રે લોલ;
આલીગારો કરે આંસુપાત[3] કે, સ્ત્રી-બુદ્ધ પાહાનીએ રે લોલ. ૩૬
અણાવું[4] પારિજાતનું ઝાડ કે, સ્વર્ગના નાથ-શું રે લોલ;
ચતુરા ચોક ખણાવું ખાડ કે, રોપાવું હાથ-શું રે લોલ[5].' ૩૭

પાગે લાગ્યા પુરુષોત્તમ કે, કર જોડી કરી રે લોલ;
માન્યાં સતભામાજી જ્યમ કે, કહ્યું જે હરિ કરગરી રે લોલ. ૩૮
ઉર-શું અબળા ભીડી આપ કે, તાપ ટળી ગયા રે લોલ;
દીધી પ્રીત રીતની[6] છાપ કે, પ્રભુજી કરી મયા રે લોલ. ૩૯
હર્ષે બોલ્યાં સતભામાય કે, દુઃખ સહુ વામિયાં રે લોલ;
ફૂલી નવપલ્લવ થઈ કાય કે, અતિ સુખ પામિયાં રે લોલ. ૪૦

કૃષ્ણકથા રસ ઉત્તમ ગાન કે, શ્રવણે સાંભળે રે લોલ;
તેહેને કૃપા કરે ભગવાન કે, ભવબંધન ટળે રે લોલ. ૪૧
પામે ધર્મ અર્થ ને કામ કે, મોક્ષ[7] મને વસે રે લોલ;
નવ નિધ ઊભી આઠે જામ કે, દ્વારથી નવ ખસે રે લોલ. ૪૨
જે જન મનઇચ્છાએ ગાય કે, મન-વાંછા ફળે રે લોલ;
સેવક માગે લાગે પાય કે, પ્રભુ પ્રેમે મળે રે લોલ. ૪૩
શુક સરખાને તાહારું દુર્લભ કે, દરશન દાખવું રે લોલ;
વારંવાર વીનવે વલ્લભ કે, શરણે રાખવું રે લોલ. ૪૪

---

૧ 'પેલા જાૂઠડા નવ ઝલાય કે, નહિ પગ પૂંછડી રે લોલ' ૨ 'ક્યમે' ૩ 'કાળીગારો કરે ઉત્પાત' ૪ 'અણાવ્યું' ૫ 'ચતુરા ચોક પુરાવું ખાડ કે, રોપું હાથ શું રે લોલ' ૬ 'પ્રીતતણી' ૭ 'મુખ'

## શ્રીનાથજીના દર્શનનો ગરબો

( રાગ મેવાડો )

શ્રીનાથજી નીરખ્યા રે નયણે–
શ્રીનાથજી નીરખ્યા નેહશું રે, પોહોતી હઇયાની હામ;
હામ રે, વાહાલોજી છે પૂરણકામ રે,
વ્રજ વનિતાનો વિશ્રામ રે,
એવા ગિરિવરધારી નામ રે. શ્રીનાથજી નીરખ્યા રે૦ ૧
રૂપે રૂડા રે, હો રસિયોજી રૂપે રૂડો,
વાલમો રે, સુંદર ભીને વાન,
વાન રે, મકરાકૃત કુંડલ કાન રે,
ઝળકે રવિ શશિ સમાન રે,
સુખસાગર રૂપનિધાન રે. શ્રીનાથજી નીરખ્યા રે૦ ૨
શિશ બિરાજે રે, હો સોરંગી શિશ બિરાજે,
પાઘડી રે, ઉપર ચંદ્રિકા–મોર,
મોર રે, ચંચલ નાચે ચિત્તચોર રે,
વાજે મુખ મોરલી ઘનઘોર રે,
એહેવા નગધર નંદકિશોર રે. શ્રીનાથજી નીરખ્યા રે૦ ૩
સરબંધ લટકે રે, હો મોતીના સરબંધ લટકે,
બે કાન આગળ વાંકડા વાળ રે,
રસ અધરબિંબ રસાલ રે,
કેસરની આડ્ય કપાલ રે,
આંખ્ય કમલ, ભમ્મર અણિયાલ રે. શ્રીનાથજી નીરખ્યા રે૦ ૪
ગળે દુગદુગી રે, હો વાહાલાને ગળે દુગદુગી,
મોહનમાલા મોતીના હાર રે,
હાર રે, ચતુરભુજ ભુજ છે ચાર રે,
કડાં સાંકળાં બાજુબંધ અપાર રે,
પોહોંચી વેઢ વીંટીઓ શણગાર રે. શ્રીનાથજી નીરખ્યા રે૦ ૫

પાયે ઝાંઝર રે, હો વાહાલાને છે પાયે ઝાંઝર,
ઘૂઘરાનો ઘમકાર,
ઘમકાર રે, સોના પાવડી પગે રસાળ રે,
પીતાંબર પલવટ સાર રે,
કટિમેખલા કેડે ઝલકાર રે. શ્રીનાથજી નીરખ્યા રે૦ ૬
કેસરિયો વાઘો રે, હો વાહાલાને કેસરિયો વાઘો,
શોભિતો રે, ખેસ પટકા ધન્ય ધન્ય,
ધન્ય રે, તુલસીદલ ચઢે પાવન રે,
ગોપીજન—પ્રાણજીવન રે,
એહવે સમયે મોક્ષ એક મન રે. શ્રીનાથજી નીરખ્યા રે૦ ૭
છત્ર બિરાજે રે હો, સોનાનું છત્ર બિરાજે,
સિંહાસન જડિત્ર છે સાર રે,
સાર રે, બેઠા નોંધારા–આધાર રે,
દર્શન કરે નરનાર રે,
આવે દેશથી સંઘ અપાર રે,
તે તો પામે પદારથ ચાર રે. શ્રીનાથજી નીરખ્યા રે૦ ૮
દરશન આપ્યાં રે, હો દીન જાણી દર્શન આપ્યાં,
નાથજીએ, તાપ કરિયા છે દૂર,
દૂર રે, જશ[1] ગાતાં વાધે શૂર[2] રે,
કરે રાયજી કૃપા ભરપૂર રે,
એહવા વલ્લભનાં ભાગ્યના ભૂર રે[3],
નાથ! રહો હૃદય, નહિ દૂર રે. શ્રીનાથજી નીરખ્યા રે૦ ૯

*

૧ 'જગ' ૨ 'સૂર' ૩ 'વલ્લભ ભાગ્યના ભૂર રે'

ગરબા                                   પૃષ્ઠ


૧ કળિકાળનો ગરબો ... ... ૩૫૫
૨ 'ગોરમા'નો કજોડાનો ગરબો ... ૩૬૦
૩ અવળચંડીનો ગરબો ... ... ૩૬૩

# કળિકાળનો ગરબો

પરમેશ્વરીને પાયે પડી, હો બહુચરી, કહું કળિજુગનાં કર્મ;  
અકલ નથી કાંઈ એવડી,[1] હો બહુચરી, શક્તિ રાખજો શર્મ[2]. ૧  
જીવનું જીવન તું જડી. હો બહુચરી, મૂરખ નવ લેહે[3] મર્મ;  
અવતરીને આ ઘડી, હો બહુચરી, આઈજીએ રાખ્યો[4] ધર્મ. ૨  
આ દિન[5] દુઃખ દેખડાવિયાં, હો બહુચરી, જનમીને કીધાં જોખ;  
સામે સરવ સપડાવિયા[6] હો બહુચરી, ગુણવંત કીધા ગોણ. ૩  
હવે કૈયું નથી ચાલતું, હો બહુચરી, કડણ જ આવ્યો કાળ;  
તું વિના કો નથી આલતું, હો બહુચરી, પ્રજા થઈ પિંડપાળ![7] ૪  
કળિજુગ આવ્યો કોપતો, હો બહુચરી, કરવા શુભ[8]–સંહાર;  
લાજ મર્યાદા લોપતો, હો બહુચરી, ભ્રષ્ટ કર્યા આચાર. ૫  
દુર્મતિ દીધી દેશને, હો બહુચરી, સુમતિ કરાવી ત્યાગ;  
વિપરીત ધારી વેશને, હો બહુચરી, કળિ કરે છે રાજ. ૬  
પ્રથમ પાહાણ વરસાવિયા, હો બહુચરી, પછે પૃથ્વી ડુબાઈ!  
કાળે દુકાળે આવિયા, હો બહુચરી, પ્રજા ન પ્રીછે કાંઈ. ૭  
કુમારગે સૌ ઊતરે, હો બહુચરી, તજી સુમારગ પંથ;  
કરે કર્મ, કુળે નવ ધરે[9], હો બહુચરી, 'આરે' ન આણે[10] અંત. ૮  
મહાજન મોટા માહેશ્વરી, હો બહુચરી, માને બધા મહંત[11];  
નૂક્યાં દેખીને તપેશ્વરી, હો બહુચરી, જાત ન જાણી અંત. ૯  
ગૌ બ્રાહ્મણ–સેવા તજી, હો બહુચરી, જોગી જતિને ધાય[12];  
હાણ હોય અતિ, નવ લહે હજી, હો બહુચરી, લક્ષ્મી લહેરે જાય. ૧૦

---

૧ 'આવડી' ૨ 'ધર્મ' ૩ 'લે' ૪ 'રાખ્યા' ૫ 'દીન' ૬ 'સપડાવિયા' ૭ 'પીંડપાળ' ૮ 'શુભ' ૯ 'કરે કુકર્મે, કુળે ધરે' ૧૦ 'આવે' ૧૧ 'માનત', 'મહાનંત' ૧૨ 'બૃ. કા. દો. ભાગ ૧'માં આ કડી નથી.

કથા સાંભળે કુપાત્રની[1], હો બહુચરી, ગમે ગરોડાના[2] જોશ;
જોડું તજી જાય જાત્ર,[3] હો બહુચરી, દિલમાં ન ગણે દોષ. ૧૧
ઊંચ નીચ એકઠા મળી, હો બહુચરી, બેસે બહુ એકાંત;
માને મન-માની રળિ, હો બહુચરી, જાણી ન આણે ભ્રાંત. ૧૨
હિંદુ-તરકમાં એ હવી[4], હો બહુચરી, સમજ્યા[5] સારોદ્ધાર;
જાત ન જાણી જૂજવી, હો બહુચરી, વરત્યો એકાકાર. ૧૩
ધર્મ ગયો ધરણી ધસી, હો બહુચરી, પુણ્ય ગયું પાતાળ;
પાપ રહ્યું સઘળે વસી, હો બહુચરી, નરનારી વૃદ્ધ બાળ. ૧૪
દયા દેવલોકે ગઈ, હો બહુચરી, દિસે નહીં લવલેશ;
કૂડાં કર્મ કરે કાંઈ, હો બહુચરી, અવરને દે ઉપદેશ[6]. ૧૫
સત્ય રહ્યું સંતાઈને, હો બહુચરી, સૂઝે નહીં સ્વલ્પ-માત્ર;
ઘટમાં રહ્યું ઘૂંટાઈને, હો બહુચરી, કળિયે કીધાં કુપાત્ર! ૧૬
શત્રુ સગાં સંસારમાં, હો બહુચરી, વધ્યું વાહાલામાં વૈર;
અવિલોક્યું આ અવતારમાં[7], હો બહુચરી કળિ કરાવે કેર! ૧૭
પ્રીતની રીત બધી[8] ઘટી, હો બહુચરી, સ્વારથિયો થયો સ્નેહ;
માયા મનમાંથી મટી, હો બહુચરી, તુરત દગો દે તેહ. ૧૮
વ્યભિચારી વાધ્યાં ઘણાં, હો બહુચરી, કુળમાં ન ગણે કોય;
માઠામાં ન મૂકી[9] મણા, હો બહુચરી, હદ હળાહળ હોય. ૧૯
કુળવધૂ કંઈ કુટિલા[10] થઈ, હો બહુચરી, ગણે ન ગુરુજન લાજ;[11]
પૈસે પર-પુરુષે ગઈ, હો બહુચરી, પ્રગટ પેખતાં આજ. ૨૦
અણઘટતું અવિલોકિયે, હો બહુચરી, ઘટે તે ઘટતું સર્વ;
કેમ કરી કોઈને ટોકિયે? હો બહુચરી, પ્રજા પૂરવ્યું પર્વ[12]. ૨૧

૧ 'કહે કુપાત્રને' ૨ 'જોષીના' ૩ 'જાતરા' ૪ 'તું હવી' ૫ 'સમજ્યા' ૬ 'અવર ન દે ઉપદેશ' ૭ 'અવલોકો આ વારમાં' ૮ 'બધે' ૯ 'સુણી' ૧૦ 'કુલટા' ૧૧ 'ગુરુની લાજ' ૧૨ 'પ્રજા પૂર્વનું સર્વ'

વય વિના વનિતા વેષમાં, હો બહુચરી, ગર્ભજ ધરે અનેક[1];
દશ દિશ[2] દાખ્યું દેશમાં, હો બહુચરી, વાધ્યો વિષય વિશેક[3]. ૨૨
લક્ષણ લઘુતાનાં વધ્યાં, હો બહુચરી, તુચ્છ તરુફળ થાય;[4]
નદીએ નીર બધે ઘટ્યાં, હો બહુચરી, આયુષ્ય અલ્પે જાય[5]. ૨૩
સંવત સત્તર સત્યાશીએ, હો બહુચરી, ઋષિ તજાવ્યું સત્ય;
અકળાવ્યાં અઠ્ઠાશિયે, હો બહુચરી, વિધ વિધ પડી વિપત્ય. ૨૪
અકરાકેર અતિ થયું[6] હો બહુચરી, માઠા વૂઠ્યા[7] મેહ;
દૈવત દુનિયાનું ગયું, હો બહુચરી, દુર્બળ દીસે દેહ.[8] ૨૫
વિત્ત-વની વસુધા કરી, હો બહુચરી, રસ કસ ન રહ્યો રેષ;
અમૃતતા[9] અળગી ધરી, હો બહુચરી, સ્વાદ ન પામિયે શેષ.[10] ૨૬
અન્ન અતિ મોઘાં હુવે, હો બહુચરી, અધર્મ વાધ્યો અસાધ્ય;
કો' કો'ની કરણી જુવે ? હો બહુચરી, એક થકી એક અગાધ ! ૨૭
ઉદર થકી ઉપજાવિયાં, હો બહુચરી, ઉભય તણો જે અંશ;
તે તન પેટ તજાવિયાં, હો બહુચરી, વિક્રય કરાવ્યો વંશ. ૨૮
નિર્મળ મન જન નિસ્તર્યું, હો બહુચરી, એ જ અધિક ઉતપાત;
વિશ્વ બધામાં વિસ્તર્યું, હો બહુચરી, વિશ્વાસી-શું ઘાત[11]. ૨૯
આપી-થાપણ ઓળવે, હો બહુચરી, જૂઠા ખાયે સમ;
ભરમે ભૂરને ભોળવે, હો બહુચરી, કૂડાં કરે સૌ કર્મ[12]. ૩૦
આપી સુકૃત આપ આપનું, હો બહુચરી, લક્ષ્મીથી[13] લલચાય;
જે ધન જોડ્યું પાપનું, હો બહુચરી, તે ધન તેમ વવરાય ? ૩૧

૧ 'ધારે ગર્ભ અનેક' ૨ 'દિવસ' ૩ 'ગુણ વાધ્યો વિશેક'
૪ 'તુચ્છનણું ફલ થાય', 'તુચ્છ તૃણા ફલ થાય' ૫ 'અલ્પ ઉપાય'
૬ 'થયો' ૭ 'ઊઠ્યાં' ૮ 'લેશ', 'રેષ' ૯ 'અમૃતમા' ૧૦ 'શ્રેષ્ઠ'
૧૧ 'થાયે કર્મ', 'કૂડા ન થાયે કયમ ?' ૧૨ 'વિશ્વાસી સુઘાત'
૧૩ 'લક્ષ્મીએ'

જે હાકેમ રક્ષા કરે, હો બહુચરી, ગયા તે હાકેમ હાડ;
અવળું આ જુગ આચરે, હો બહુચરી, ખેતર ખાયે વાડ!! ૩૨
ચોર ચાડિયા તે વડે,[1] હો બહુચરી, નગર થયું નિર્ધન;
'ત્રાહિ' તણી તાળી પડે, હો બહુચરી, રાતદિવસ અનુદિન. ૩૩
માણસ જણાં ઘણાં[2] મુવાં, હો બહુચરી, ઘરાં, શહેર નદીપાર;
કંઈ મંદિર ખાલી હુવાં, હો બહુચરી, ભૂ ભાસે ભેંકાર. ૩૪
દેહધારી દુખિયા–થકી[3], હો બહુચરી, દયા ન આણો મન;
દિન દિન દુષ્કૃતતા–થકી, હો બહુચરી, કાષ્ટવત થયાં વદન[4]. ૩૫
છળ બળભેદ[5] ન છૂટિયે, હો બહુચરી, પ્રસર્યો બહુ જ પ્રપંચ;
ખૂટયામાં નવ ખૂટિયે,[6] હો બહુચરી, ખરું ન રાખ્યું રંચ[7]. ૩૬
વાંક વિધાતાનો નથી, હો બહુચરી, વાચ્યું તેમ[8] લણાય;
આપ ન જાણ્યું આપથી, હો બહુચરી, ભૂંડે ભલું કેમ થાય? ૩૭
નવ દેખે દીઠું, નવ સાંભળ્યું, હો બહુચરી, આ[9] દુઃખ દુનિયામાંય;
પાપપ્રજા-જનનું મળ્યું,[10] હો બહુચરી, કહો જઈ કહિયે ક્યાંય? ૩૮
ભૂતળ ભૂર દેવે[11] નહીં, હો બહુચરી, સુરપુર કર્યાં પ્રયાણ;
હાજરાહજૂર, તમે છો અહીં, હો બહુચરી, પુરુષ પામ્યા પરમાણ.[12] ૩૯
અપલક્ષણ સંસારમાં, હો બહુચરી, લોકે વાળી લીક;
અરજ સુણી આ વારમાં, હો બહુચરી, બહુચર ભાંગો બ્હીક. ૪૦
ઇંદ્ર આદિ બધા દેવનાં, હો બહુચરી, કંઈ એક કાપ્યાં કષ્ટ;
નીર મેલો ગયાં નેવનાં, હો બહુચરી, શક્તિ રાખજો સ્પષ્ટ. ૪૧
મહાકાળી મહા–કાળમાં, હો બહુચરી, સુણી કરો છો સાર;
તે બળ બહુચર બાળમાં, હો બહુચરી, ઉગારો આ વાર. ૪૨

૧ 'તે વડે' ૨ 'જ્યાં' 'જણ', ૩ "દેહધારી દેખ્યા દુ.ખી; દુઃખી' 'થકી' ૪" કાષ્ટ (કષ્ટ) થયા વનવન' ૫ 'છળ છળભેદ' ૬ 'ખૂંટયા આ નવ ખૂંટિયે' 'ખૂંટયા આ નવ ખૂટિયે' ૭ 'સંચ' ૮ 'તેજ' ૯ 'એ' ૧૦ 'પાપ પરજાનું મળ્યું' ૧૧ 'ભૂદેવે' ૧૨ 'નમ્યા પ્રમાણ', 'પુરુષાર્થમાં પ્રમાણ'

હદ વળી હવે, શું જુવો ?, હો બહુચરી, પાપે પૃથ્વી અવાય[1];
સર્વને સૂમપણું[2] સુવો, હો બહુચરી, પુણ્યે પાપ ભગાય. ૪૩
કોઈક સાધુને સતે, હો બહુચરી, શંખલપુરથી જાગ;
છેક વળે છે તું છતે, હો બહુચરી, ઓલવ બળતી આગ. ૪૪
ત્રાણ કરો ત્રિપુરેશ્વરી ![3] હો બહુચરી, તમો તમ સામું જોઈ;
પ્રીત કરો પરમેશ્વરી, હો બહુચરી, ઊઠો[4] આળસને ખોઈ. ૪૫
સરજ્યાં સર્વે શક્તાનાં, હો બહુચરી, સુરનર જાયા જેહ;
છોજી જનેતા જક્તાનાં, હો બહુચરી, છોરુંને નવ દો છેહ. ૪૬
ઉછેરીને ન ઉશેટિયે, હો બહુચરી, પ્રજા કુપાત્ર હોય પેટ;[5]
વિષમ વેળામાં વેઠિયે, હો બહુચરી, મા ! નહિ છૂટો નેટ. ૪૭
પળ્યાં[6] ત્યાં લગી પોખિયે, હો બહુચરી, પેટ-તણી પરજાય;[7]
સમય[8] લગી સંતોખિયે, હો બહુચરી, એ હેરમાં ન કરો મણાય.[9] ૪૮
ઘણી ગઈ, થોડી રહી, હો બહુચરી, તેમાં નિત્ય ઘટાય;
બોળિયે નહિ બાંહે ગ્રહી, હો બહુચરી, પાર કરો[10] પ્રભુતાય. ૪૯
નજર કરી નભાવિયે, હો બહુચરી, નગર કરો સરદાર;
વિશ્વ અ-વાસે વાસિયે, હો બહુચરી, પરાં શહેર નદી પાર.[11] ૫૦
ત્રહોં-માગ્યા મેહ મોકલો, હો બહુચરી, ખટ રસ નાવે ખોટ;
સર્વ-તણા હરી શોક લ્યો, હો બહુચરી, કરુણા કીજે કોટ. ૫૧
કામદુધા થઈ ફળિયે, હો બહુચરી, સુખ પામે સંસાર;
સમ શાતામાં સૂઝિયે,[12] હો બહુચરી, નોધારાં-આધાર; ૫૨
ભૂતળ-ભરને દીજિયે, હો બહુચરી, ભાત ભાત રસ ભોગ;
લાડ લડાવી લીજિયે, હો બહુચરી, વાહાલાં[13] ટળે વિજોગ. ૫૩

૧ 'પાપ જ પૃથ્વી ખાય', 'ક્વાય' ૨ 'સોમપણું' ૩ 'તરસ હરો ત્રિપુરેશ્વરી' ૪ 'ખરી' ૫ 'કોઈ નજા હોય પેટ' ૬ 'પાળ્યાં' ૭ 'પઠ ઘણું' ન તણાય પછે તણાઈ ન જાય। ૮ 'સમય' ૯ 'મનાય' ૧૦ 'કર્યો' ૧૧ 'વિશ્વ આવાસે વાસિયે, હો બહુચરી પરાં શહેર બાજાર' ૧૨ 'સંપ શાતામા સૂઝિયે' 13 'શ્રમ કરતા સૂઝિએ'

આઈ! અમી–છાંટો નાંખિયે, હો બહુચરી, છોરૂ ઢોરૂ ને ગ્રામ;
ભગવતિ! ભવમાં ભાંખિયે, હો બહુચરી, સમર્યાં પૂરો કામ. ૫૪
નેઉવે–થકી નારાયણી, હો બહુચરી, દેશમાં દ્યો નવ નિદ્ધ;
દેવી સદા સુખદાયણી, હો બહુચરી, પરમેશ્વરી પ્રસિદ્ધ. ૫૫
ગરબો સુણી કળિકાળનો, હો બહુચરી, જથા–શક્તિ દે દાન;
પરતો[1] એ બહુચર બાળનો, હો બહુચરી, પામે ધન સંતાન. ૫૬
વરણ અધિકારી વેદમાં,[2] હો બહુચરી, ભગવતી[3] બ્રાહ્મણ એક;
ઊચર્યાં[4] અધિક ઉમેદમાં, હો બહુચરી, ત્રિપુરા ન તજિયે ટેક.[5] ૫૭
તમે છો ત્રિભુવનનાં પતિ, હો બહુચરી, સુર સુરેશ સમાન;
વલ્લભ ગુલામની વિનતિ, હો બહુચરી, સુણજો સઘળી કાન.[6] ૫૮

## 'ગોરમા'નો કજોડાનો ગરબો

ગોરમા! ગણપત લાગું પાય, કે વિધાતાને વિનવું રે લોલ. (ટેક)
ગોરમા! ઘરડો શો ભરથાર, કે આપ્યો મુજને રે લોલ?
ગોરમા! ધિક્ ધિક્ મુજ અવતાર, કે શું કહું તુજને રે લોલ?
ગોરમા! ઋણ–સંબંધીઓ બાપ, કે મા મારી પાપણી રે લોલ;
ગોરમા! સાસરે પડિયો શાપ, કે સેજ થઈ સાપણી રે લોલ![7]
ગોરમા! હું તો ન્હાનું બાળ,[8] કે એ મોટો બૂઢિયો રે લોલ;[9]
ગોરમા! દીઠેથી પડે ફાળ,[10] કે મૂરખ મૂઢિયો રે લોલ.
ગોરમા! માહારું થયું જોબન,[11] કે પિયુ વરવો થયો રે લોલ;[12]
ગોરમા! કાળો[13] કદ્રૂપવાન, કે મુખે મૂછ, વહી ગયો રે લોલ.[14]

૧ 'પરચો' ૨ 'અધિકાર' ૩ 'ભગતેથી' ૪ 'ઉપઠ' ૫ 'ત્રિપુરા રાખે ટેક' ૬ 'બહુચર સુણજો કાન', 'ગણજો માછ કાન' ૭ 'સંસાર કીધો સાપ, કે સાસુ થઈ સાપણી રે લોલ' ૮ 'હું તો બાળે વેશ' ૯ 'પિયુ દાઢિયો રે લોલ.' ૧૦ 'ઉઈડે જોબન કાળ' ૧૧ 'હું થઈ જોબન જોર' ૧૨ 'પિયુ ઘરડો મળ્યો રે લોલ' ૧૩ 'પીળો' ૧૪ 'જાતે વહી ગયો રે લોલ'

ગોરમા ! મુને મેળ વરમ પ્રત્યક્ષ, કે એને એંશી થયાં રે લોલ;
ગોરમા ! દીસંતો જાણે જક્ષ,[1] કે સુધબુધ બળી ગયાં રે લોલ.[2]
ગોરમા ! શિયાળાની રાત, કે સેજ સોહામણી રે લોલ;[3]
ગોરમા ! વરધ પિયુની જાત, કે દીસે બિહામણી રે લોલ.[4]
ગોરમા ! રજની રમવા આવે[5], કે આંજું મુજ આંખડી રેલોલ.[6]
ગોરમા ! રીસ કરી બોલાવે[7], કે કર લીયે[8] લાકડી રે લોલ.
ગોરમા ! ગામ નીસરે રાતે[9], કે સ્વભાવ તે કેમ ફરે રે લોલ ?
ગોરમા ! પિયુની ઘરડી જાતે, કે અર્થ કાંહાંથી સરે રે લોલ ?
ગોરમા ! નવરાત્રિના દિન-અંત, કે ઘણા સોહામણા રે લોલ;
ગોરમા ! જેના દુરબળ કંથ, કે દીસે દયામણા રે લોલ.
ગોરમા ! વિજયા કેરા દિન, કે સહુ સજે શણગારને રે લોલ;
ગોરમા ! મારે કંથ ઘરડો હીન, કે ધિક્ અવતારને રે લોલ.
ગોરમા ! સૌને મન દિવાળી–જોગ, કે મારે ઘેર હુતાશણી રે લોલ;
ગોરમા ! માહારા કરમના ભોગ, કે હું તો નિસાસણી રે લોલ[10] !
ગોરમા ! રાત શરદની પેખું, કે જાણિયે દવ બળે રે લોલ;
ગોરમા ! મદમાતા નર દેખું, કે મન માહારું ચળે રે લોલ.
ગોરમા ! માહારા કાળા કેશ, કે એ આખો પળ્યો રે લોલ;
ગોરમા ! હું થઈ ચઢતે વેશ, કે ભવ સારો[11] બળ્યો રે લોલ.
ગોરમા ! મોઢે આવે[12] લાળ, કે આંખે પાણી ગળે રે લોલ;
ગોરમા ! મુજને આવે લાજ,[13] કે તન માહારું બળે રે લોલ.

---

૧ 'વૃક્ષ' ૨ 'બુધ સધળી ગઈ રે લોલ' ૩ 'સ્વાદ હોયે ઘણો રે લોલ' ૪ 'મૂરખ ઘરડી જાત કે, જેવો ગૂંગણો રે લોલ', 'વૃદ્ધ ન સમજે કર્મ, કે કરણી કરમની રે લોલ' ૫ 'ઇચ્છું' ૬ 'સેજે મને આખડી રે લોલ' ૭ 'મારીશ,' 'કરંતો બોલે,' 'મરીસ કરતો બોલે' ૮ 'કર ગ્રહી' ૯ 'વાતે' ૧૦ 'નિરાશણી રે લોલ' ૧૧ 'જનમારો' ૧૨ 'મોઢેથી ચૂવે' ૧૩ 'હું નવરંગી નાર,' 'હું નારંગી જેવી નાર'

ગોરમા ! સેજે બિછાવું પુષ્પ, કે એ દેખીને રુવે રે લોલ;
ગોરમા ! શ્વાસ ઉધરસની પીડ[1], કે પિયુ ઊંઘે સૂવે રે લોલ.
ગોરમા ! આભૂષણ પહેરું સાર[2], કે વસ્ત્ર બહુ ભાતનાં રે લોલ;
ગોરમા ! મિથ્યા થયો અવતાર, કે સ્ત્રીની જાતમાં રે લોલ.
ગોરમા ! જેને જોબન કંથ, તે હશે પુન્ય કીધાં બહુ રે લોલ;
ગોરમા ! મારાં પાપ[3] અનંત, કે હું વૃદ્ધની વહુ રે લોલ !
ગોરમા ! આંખ ઉછાળીને બોલું, કે ન કરે વાત—શું રે લોલ;
ગોરમા ! જોબન જનને[4] જોઉં, કે તો હું—સુજાત છું રે લોલ !
ગોરમા ! ઓરિયો ન વીત્યો એક, કે અધરણી રીતનો રે લોલ;
ગોરમા ! પુરુષ ન દીઠો એક, કે પૂરી પ્રીતનો રે લોલ.
ગોરમા ! શેં આપ્યો અવતાર, કે નાગરી નાતમાં રે લોલ ?
ગોરમા ! મિથ્યા થયો અવતાર, કે દુઃખ બહુ ભાતનાં રે લોલ.
ગોરમા ! શિવજી પૂજ્યા સતી, કે પામ્યાં જોબન ધણી રે લોલ;
ગોરમા ! વામું સઘળી વિપત્તિ, કે ન્યાત નાગર તણી રે લોલ[5].
ગોરમા ! માહારું અંગ સુંવાળું, કે એનું હાથી—ખાલ—શું રે લોલ;
ગોરમા ! મુજથી મોટું નિહાળું, કે ઢંકાયું બહુ વાળશું રે લોલ[6].
ગોરમા ! મન માહારું વ્યાકુળ, કે એનું કયમ બળ્યું રે લોલ[7];
ગોરમા ! હું થઈ જોબન પૂર, કે એનું કામ-ગળ્યું રે લોલ.
ગોરમા ! નહોતી સાસુ ને નણંદ, કે તો હું જીવતી રહી રે લોલ;
ગોરમા ! કરમે લાવ્યો કંથ, કે ભવ બોળ્યો સહી રે લોલ.

---

૧ 'સાસરું અજની પીડ' ૨ 'ભૂષણ પહેરું વસ્ત્ર' ૩ 'મારાં પૂરવ પાપ' ૪ 'જોબન કંથને' ૫ 'શિવ પૂજું હું સત્ત, કે પામું જોબન ધણી રે લોલ,' 'વામું સઘળી વિપત કે ન્યાર નાગરતણી રે લોલ.' ૬ 'મુજથી મોટા મોઢ, કે ઢંક ઉપજાવશું રે લોલ' ૭ 'એનું કયમ બાળ્યું રે લોલ ?'

ગોરમા! પિયુજી રહે ગૃહ-સ્થ[1], કે હું ફરતી[2] ફરું રે લોલ;
ગોરમા! લાવે કાંઈ એક વસ્ત[3], કે હું યે તે શું કરું[4] રે લોલ?
ગોરમા! દુઃખનાં ઊગ્યાં ઝાડ, કે સૂકાં પાલવે રે લોલ[5],
ગોરમા! હું થઈ જોબન વેશ, કે મા માહારી જાળવે રે લોલ[6].
ગોરમા! જાણતાં ન દીધી ફાંસી, કે વિખ દઈ આરતી રે લોલ;
ગોરમા! લોક સાથે કરું હાંસી,[7] કે મા માહારી વારતી રે લોલ.
ગોરમા! પિયુજી પોઢ્યા મરવા, કે જાણું થાઉં સતી રે લોલ!
ગોરમા! હું કહું છું રડવા, કે કરમતણી ગતિ રે લોલ.
ગોરમા! બળતી કહું છું આજ, કે ન્યાત નાગરતણી રે લોલ;
ગોરમા! કર જોડી લાગું પાજ, કે દેજો સમરથ ધણી રે લોલ.
ગોરમા! પાયે લાગું છું આજ, કે પ્રભુજી સાંભળો રે લોલ;
ગોરમા! ભટ વલ્લભ કહે આજ, કે મૂકી મન આમળો રે લોલ.
ગોરમા! સૌને દેજો જોડ[8], કે માત! કરુણા કરી રે લોલ;
ગોરમા! ભાવની ભાગો ખોડ, કે વલ્લભ કહે કરગરી રે લોલ.

## અવળચંડીનો ગરબો

ગોરમા, હું લાગું છું પાય કે, કહું કર જોડી કરગરી રે લોલ.
ગોરમા, મુને દેજો નાર સનાર કે, રૂપે શુભે આગળી રે લોલ.
ગોરમા, શે પાપે પામ્યો એહવી નાર કે, મહાદુર્ભાગણી રે લોલ?
ગોરમા, કેવા રાંક ભિખારી આવે બાહાર કે,
તેને એ નવ આપે મૂઠડી રે લોલ.
ગોરમા, રૂપે જાણીએ કોયલવરણી કે, ઊગી ત્યારે ઊંટડી રે લોલ.

---

૧ 'પિયુજી આવ્યા બહાર' ૨ 'ભમતી' ૩ 'વસ્ત' ૪ 'હવે હું શું કરું?' ૫ 'સુકા કાષ્ઠ રહ્યાં રે લોલ' ૬ 'હું સંપૂરણ કુંભ, કે મારીને ન્હાવે રે લોલ!' ૭ 'વાત' ૮ 'જોડું'

ગોરમા, હું કહું રાંધસાલ કે દાલ કે,
ત્યારે એ ચડાવે ઘેંસની તાવડી રે લોલ.
ગોરમા, હું કહું પાળ આચાર કે, ત્યારે ઘણો અનાચાર કરે રે લોલ.
ગોરમા, હું માગું ઘૃતસાર કે, ત્યારે એ ક્રોધ ઘણો કરે રે લોલ.
ગોરમા,હું ને સરજાવ્યો ખાનાર પીનાર કે,એ સરજાવી સૂમડી રે લોલ.
ગોરમા,હું માગું પાનસોપારી એલચીકે,ત્યારે એ પાડે બૂમડી રે લોલ.
ગોરમા, મારા કાળા ને લાંબા કેશ કે, તેલ ફૂલેલ ચૂવે રે લોલ.
ગોરમા, એહનો ચોટલો જાણે ગધેડીનું પૂછ કે,
માંહેથી જૂઓ ખરે રે લોલ.
ગોરમા, માહરાં વસ્ત્ર વિવેક કે, જેહેમાંથી સુવાસ ઘણી રે લોલ.
ગોરમા, એહનાં વસ્ત્ર તે જેહ કે, તેમાં દુર્વાસ ઘણી રે લોલ.
ગોરમા, હું ખટધરમ પાળું કે, તે તો એહેને નવ ગમે રે લોલ.
ગોરમા, એ દિવસ આથમતે નાહાય કે, મળે નહિ કુળ ધરમે રે લોલ.
ગોરમા,સહુને આપો મૃગનેણી નાર કે,મને મળી ગજનયણી રે લોલ.
ગોરમા, અવતરીને આજ દિન કે, નોહોતી જોઈ શંખણી રે લોલ.
ગોરમા, કરમના ભોગ સંજોગ કે, આ'વી પાલવે પડી રે લોલ.
ગોરમા, પરોઢિયે રજસ્વલા થાય કે, કહે હું રાતે થઈ રે લોલ.
ગોરમા,એ ત્રીજે દિન જલ ભરવા જાય કે,કુલ ધરમ મળે નહિ રે લોલ.
ગોરમા, સંસારમાં છે દુઃખ કે, બહુ વિધિવિધિતણાં રે લોલ.
ગોરમા, જેને ઘેર કભારજા નાર કે, તેથી દુઃખ એકે નહિ રે લોલ.
ગોરમા, અઢીશેર પાકું ખાય કે, કહે મુને ભાવ્યું નહિ રે લોલ.
ગોરમા, પેટમાં પડી છે શલ્યાય કે, કેહે વેશ્યાઘર-ધણી રે લોલ.
ગોરમા, હું એહેને ઘરેણાં ઘડાવું કે, તે તો એહેને નવ ગમે રે લોલ.
ગોરમા, કેહે છે સોનાર ખાઈ જાય કે, તમો કાંઈ સમજો નહીં રે લોલ.
ગોરમા, એહેવી અવળચંડી નાર કે,નોહોતી જોઈ નવખંડમાં રે લોલ.
ગોરમા, શે પાપે મુને નાખ્યો કે, એહના ફંદમાં રે લોલ.

ગોરમા, માહારે આવે માતપિતાનો દિન કે,
સંવત્સરી શ્રાદ્ધનો રે લોલ.
ગોરમા,એ લેઈ ઘાલે ગધેડાને પિંડ કે,એથી જનમારો બળ્યો રે લોલ.
ગોરમા, હું લાવું કસબી ચીર કે, વસ્ત્ર બહુ ભાતનાં રે લોલ.
ગોરમા, ત્યારે એ કરડવા ધાય કે, જાણીએ હડકાઈ કૂતરી રે લોલ
ગોરમા, પાસે રહે પડોસી કે, ઉત્તમ જાતના રે લોલ.
ગોરમા, તેહેની સાથે અહરનિશ વઢે કે, સુખે રહેવા દે નહીં રે લોલ.
ગોરમા, માહારે રાખ્યુ જોઈએ ઘોડું કે,
ગાડી કે તે તો એહેને નવ ગમે રે લોલ.
ગોરમા,કહે ખાઈ જાયે ઘરબાર કે,એહેનું ઘોડું ગાડી ફાટી પડે રે લોલ.
ગોરમા, એહેમાં નથી કાંઈ કોઈનો વાંક કે,
વાંક માહારા કરમનો રે લોલ !
ગોરમા, પેલે ભવ નથી પૂજ્યા ઉમયાનાથ કે,
તે થકી એહેવી મળી રે લોલ.
ગોરમા, કેહે છે દાસ વલ્લભ કર જોડી કે, કેહે છે ફરી ફરી રે લોલ.
ગોરમા, સાત જનમ રાખજો કુંઆરો અવતાર કે,
એહેવી નવ આપશો ફરી રે લોલ.



'સસ્તું સાહિત્ય એટલે ઊંચામાં ઊંચું સાહિત્ય'

# ગ્રંથોનું સૂચિપત્ર

## ધર્મગ્રંથો

### રામાયણો

| | |
|---|---|
| તુલસીકૃત રામાયણ–૧,૨ | ૧૨–૦૦ |
| વાલ્મીકિ રામાયણ–૧,૨ | ૧૨–૦૦ |
| આત્મરામાયણ ... | ૧–૫૦ |
| ગિરધરકૃત રામાયણ | ૫–૦૦ |
| શ્રીરામચરિતમાનસ | ૬–૫૦ |
| શ્રીરામચરિતમાનસકોશ | ૦–૫૦ |
| તુલસીરામાયણનાં મહાવાક્યો ... | ૦–૫૦ |

### ઉપનિષદો

| | |
|---|---|
| નો ઉપનિષદો .. | ૫–૦૦ |
| બૃહદારણ્યક ઉપનિષદ | ૨–૦૦ |
| ઈશ ને કેન ઉપનિષદ | ૧–૨૫ |
| કઠોપનિષદ ... | ૧–૨૫ |
| પ્રશ્નોપનિષદ ... | ૧–૦૦ |
| મુણ્ડકોપનિષદ ... | ૧–૦ |
| માણ્ડૂક્ય ઉપનિષદ | ૩–૦૦ |
| છાંદોગ્ય ઉપનિષદ ... | ૫–૦૦ |
| ઐતરેય ઉપનિષદ ... | ૦–૭૫ |
| તૈત્તિરીય ઉપનિષદ... | ૧–૫૦ |
| મહાવાક્યરત્નાવલી ... | ૧–૦૦ |

### પુરાણો

| | |
|---|---|
| મહાભારત–ભાષાંતર | ૧૪–૦૦ |
| શાંતિપર્વ–મહાભારતનું | ૧૦–૦૦ |
| મહાભારતસાર ... | ૪–૦૦ |
| વિષ્ણુપુરાણ ... | ૪–૫૦ |
| શ્રીશિવમહાપુરાણ–૧,૨ | ૧૨–૦૦ |
| શ્રીમદ્ ભાગવત–૧,૨ | ૧૦–૫૦ |
| એકાદશ સ્કંધ– (એકનાથી ટીકા) | ૬–૦૦ |
| એકાદશ સ્કંધ– (શ્રીમદ્ ભાગવતનો) | ૨–૫૦ |
| દશમ સ્કંધ ... | ૪–૦૦ |
| શ્રીમદ્ ભગવતી (દેવી) ભાગવત | ૭–૫૦ |

## ધાર્મિક–સામાજિક–નીતિવિષયક

| | |
|---|---|
| સુભાષિતરત્નભાંડાગાર ૧૦–૦૦ | વૃદ્ધચાણક્ય નીતિસમુચ્ચય ૦–૪૦ |
| શ્રીમનુસ્મૃતિ ... ૫–૦૦ | યક્ષ ને યુધિષ્ઠિર ... ૦–૬૦ |
| ભાલવિલાસ ... ૧–૫૦ | આત્મચિંતન .. ૦–૬૦ |
| હિંદુધર્મની બાળપોથી ૦–૬૨ | વ્યવહારમાળા ... ૦–૫૦ |
| વિદુરનીત ... ૧–૦૦ | વિજ્ઞાનશતક ... ૦–૫૦ |
| તુલસીસતસઈ ... ૧–૫૦ | નીતિશતક . ૦–૩૦ |
| સંતોની અનુભવ–વાણી ૧–૫૦ | વૈરાગ્યશતક ... ૦–૩૭ |
| આર્યધર્મનીતિ અને ચાણક્યનીતિસાર ૦–૭૫ | નવસંહિતા ... ૦–૩૭ |
| સુભાષિત નીતિમંજરી ૧–૫૦ | સંતોષસુરતરુ ... ૦–૩૦ |
| નીતિશિક્ષણ ... ૧–૫૦ | ચારુચર્યા ... ૦–૨૫ |
| અંતર–નિરીક્ષણ ... ૧–૦૦ | સૂક્તાવલિ .. ૦–૪૦ |
| વાટના દીવડા ... ૧–૫૦ | સ્ફુરણાવલી ... ૦–૨૫ |
| સુભાષિત રત્નમાળા ૦–૬૦ | સો મૂર્ખોનાં લક્ષણો ૦–૨૦ |

## નિબંધાદિ ગદ્ય સાહિત્ય

| | |
|---|---|
| મહાભારતમંજરી ... ૪–૦૦ | પલટાતા રંગ ... ૧–૫૦ |
| અર્થતંત્રની આંટીઘૂંટી ૧–૦૦ | સ્વામીશ્રી અખંડાનંદજીના પત્રો ૧–૨૫ |
| આપણે ફરી ન વિચારીએ? ૨–૦૦ | સાહિત્ય પ્રવેશિકા .. ૨–૫૦ |
| આગળ ધસો ... ૪–૦૦ | સાહિત્ય આરંભિકા ૧–૨૫ |
| સુખ, સામર્થ્ય ને સમૃદ્ધિ ૩–૨૫ | ગ્રામરચના ... ૧–૫૦ |
| સંસારનાં સુખ ... ૨–૦૦ | વ્યાયામ અને સૂર્યનમસ્કાર ૦–૬૨ |
| વ્યક્તિચિત્રો ... ૧–૫૦ | ભારતીય શિલ્પકળા ૦–૩૭ |
| શુભસંગ્રહ–ભા. ૨ જો ૩–૦૦ | હિંદુસ્થાની સંગીત ૦–૫૦ |
| ,, –ભા. ૯ મો ૩–૦૦ | |
| આત્મનિરીક્ષણ ... ૧–૦૦ | |

## વદાંત-તત્ત્વજ્ઞાન-યોગવિષયક

| | | | |
|---|---|---|---|
| વૃત્તિપ્રભાકર ... | ૫-૦૦ | કપિલ અને દેવહૂતિ | ૦-૬૨ |
| ઉપદેશસાહસ્રી ... | ૪-૦૦ | વેદાંત-રસબિંદુ ... | ૦-૭૫ |
| બ્રહ્મસિદ્ધાંતમાલા ... | ૪-૦૦ | વેદાંનમાર્ગદર્શિની ... | ૨-૦૦ |
| તત્ત્વાનુસંધાન ... | ૪-૦૦ | ષટ્પદી (વેદાંત-પ્રક્રિયા) | ૦-૩૫ |
| વિચારસાગર ... | ૩-૦૦ | વિચારસૂર્યોદય ... | ૦-૨૫ |
| વિચારસાગર-મૂળમાત્ર | ૦-૩૭ | બળવાન બનો ... | ૦-૭૫ |
| યુક્તિપ્રકાશ ... | ૧-૫૦ | જ્ઞાનનાં ઝરણાં ... | ૦ ૧૯ |
| પાતંજલ યોગસૂત્ર ... | ૧-૨૫ | ત્રીજી આંખ .. | ૧-૦૦ |
| પંચીકરણ ... | ૨-૦૦ | જ્ઞાન-લહરી ... | ૦-૫૦ |
| શ્રી સુંદરવિલાસ ... | ૩-૦૦ | વિચારમાળા ... | ૦-૫૦ |
| હઠયોગપ્રદીપિકા ... | ૧-૫૦ | મોક્ષનો માર્ગ ... | ૦-૫૦ |
| યોગાભ્યાસ ને આસનવિધિ | ૦-૬૦ | યોગવાસિષ્ઠનાં સૂત્રો | ૦-૨૫ |
| જીવન્મુક્તિવિવેક ... | ૧-૨૫ | લઘુયોગવાસિષ્ઠસાર | ૦-૩૭ |
| સનત્સુજાતનો ઉપદેશ | ૦-૭૫ | મદાલસા અને અલર્ક | ૦-૩૧ |
| ધર્મદર્શન ... | ૧-૦૦ | શાંડિલ્ય ભક્તિસૂત્ર | ૦-૩૭ |
| સૂર્યકાંત ... ... | ૨-૦૦ | નારદનાં ભક્તિસૂત્રો | ૦-૧૯ |

## સાંપ્રદાયિક પુસ્તકો

| | | | |
|---|---|---|---|
| ષોડશ ગ્રંથો ... | ૧-૫૦ | જપજી ... ... | ૦-૧૨ |
| ધમ્મપદ-ધર્મનાં પદો | ૧-૨૫ | સમાધિશતક ... | ૦-૪૦ |
| | | શિક્ષાપત્રી ... | ૦-૩૭ |
| મહાવીરવાણી ... | ૦-૭૫ | ગોરખનાથ ... | ૦-૩૭ |

# સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય

સ્વામી અખંડાનંદ માર્ગ, ભદ્ર પાસે, પો. બો. નં. ૫૦, અમદાવાદ
અને ૧૪૮. પ્રિન્સેસ સ્ટ્રીટ, કવાડા સામે, મુંબઈ-૨